છપાય છે !! 'ગ્રાહક નામ નોંધાવો.' 'છપાય છે !!

રસ પ્રવાહમાં મલિન બનાવનારી અને જ્ઞાન સાથે નિતિની ઉંડી છાપ છાપનારી મનોવેધક નવલ કથા.

# જુલમી જાલમ યાને ધ્રુજતી ધરા.

રાજસ્થાનાં યુદ્ધમાં મદાંધ થઈ જુલમી રાજા કેવો હૃદય-દ્રાવક જુલમ ગુજારે છે. પવિત્ર બાળાઓ આવી પડતાં દુઃખોને ધિરજથી સહન કરે છે. વીરપુત્રો પ્રાણની પરવાહ નહિ રાખતાં કેવાં અપૂર્વ અને આશ્ચર્યકારક પરાક્રમો કરે છે. મિત્ર મિત્રને માટે કેવાં ભયંકર સંકટો સહન કરે છે. તેમજ ભૈરવના પુજારી ભૈરવાચાર્યમાં અદ્ભુત કારસ્થાનો સાથે ભૈરવના મંદિરના ભેદી ભોંયરામાં બનતા ભયંકર પ્રપંચો વગેરે અનેક રસમય પ્રસંગોનો ચિતાર આપવામાં આવ્યો છે. આ પુસ્તક વાંચવા લીધા પછી ખાવું પીવું ઉંઘવું વગેરે ભૂલી જશો.

પુસ્તક દળદાર સોનેરી બાઈન્ડીંગનું છતાં અગાઉથી ગ્રાહક થનારા પાસેથી રૂ. ૧॥ પોસ્ટેજ માફ અને પાછળથી પોસ્ટેજ આપવું પડશે.

અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં નામ પુસ્તકમાં છાપી પ્રસિદ્ધ કરવામાં આવશે માટે આજેજ પત્ર લખી નામ નોંધાવો.

બુકસેલર કચરાભાઈ વનમાળીદાસ.

મોટી હમામ-અમદાવાદ.

॥ ૐ ॥

શ્રી નવલ

# રણઘેલા રજપૂતો

યાને

# સતીઓનું શૂરાતન.

## ભાગ ૨ જો.



લેખક,

વ્રજલાલ જાદવજી ઠક્કર,

માંડવીની પોળ-અમદાવાદ.



પ્રકાશક,

બુકસેલર કચરાભાઇ વનમાળીદાસ પટેલ.

બુકસેલર ઍન્ડ પબ્લીશર, મોટી હમામ-અમદાવાદ.



ખ્રિસ્તાબ્દ ૧૯૧૭. પ્રથમાવૃત્તિ.

વિક્રમાબ્દ ૧૯૭૪. પ્રત. ૧૦૦૦.



મૂલ્ય રૂ. ૧-૮-૦.

## પ્રસ્તુત નવલકથાના પ્રથમ ભાગ માટે મળેલા અભિપ્રાય.

વડોદરાથી પ્રકટ થતું સુપ્રસિદ્ધ માસિકપત્ર 'સાહિત્ય' જણાવે છે કે,

' * * ટોડ રાજસ્થાનમાંથી પાયો લઇ તેના ઉપર લેખકે મોટી ઇમારત ચણી છે. વસ્તુની યોજના સારી કરી છે, ને દેશાભિમાનના પ્રસંગ એવી અચ્છી રીતે સાંકળયા છે કે, **આ જમાનામાં આ પુસ્તક દરેક દેશભકતે વાંચવા જેવું છે.** * * * પુસ્તકની ભાષા સ્હેજ-સંસ્કૃતમય પણ સરળ છે, વાંચવી ગમે તેવી છે. બીજા ભાગની રાહ અમે આતુરતાથી જોઇએ છીએ. '

અમદાવાદથી પ્રકટ થતું સુપ્રસિદ્ધ સાપ્તાહિક વર્તમાનપત્ર 'ગુજરાતીપંચ' જણાવે છે કે,

' * * મી. વ્રજલાલ જાદવજી ઠક્કરે ટોડ રાજસ્થાનમાંની એક રસિક ઘટનાને અનુસરીને આ દળદાર પુસ્તક લખ્યું છે. ઐતિહાસિક નવલકથાઓની હાલમાં થતી રહેતી માગણીને અનુસરીને આ પસંદગી કરવામાં આવી છે. તેમાં મુસલમાન રાજ્યકાળમાં પોતાનાં શીયળવ્રત સાચવવા માટે વીર ક્ષત્રિયાણીઓ કેવાં પરાક્રમ દાખવતી અને ક્ષત્રિય વંશજો પણ કેવાં શૂરવીર કાર્યો કરતા તેનો ચિતાર આપવામાં આવ્યો છે. જુદાં જુદાં અનેક પાત્રોની વીરતાની ઘટનાઓ તેમાં ઘડવામાં આવી છે. મી. વ્રજલાલની ભાષા સંસ્કૃત છે પરંતુ તે ગુંચવણભરી કે કઠોર નથી. પ્રસ્તુત પુસ્તક મી. વ્રજલાલની બિમારીમાં લખાયલું છે; પરંતુ તેથી વસ્તુસંકલનાની યોજનામાં ક્ષતિ થયલી જણાતી નથી. મી. વ્રજલાલે આ પુસ્તક લખવામાં ઠીક શ્રમ લીધો હોય એમ જણાય છે. આ નવલકથાનો બીજો ભાગ સત્વર બહારપડે એમ અમે ઇચ્છીએ છીએ. '

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા સંબંધી જે ઉલ્લેખ કરવાની આવશ્યકતા હતી તે ઉલ્લેખ પ્રથમ ભાગમાં કરી નાખવામાં આવ્યો છે; તેથી આ બીજા ભાગ માટે વિસ્તૃત પ્રસ્તાવનાની આવશ્યકતા નથી. સુપ્રસિદ્ધ ઐતિહાસિક ગ્રંથ 'ટાડરાજસ્થાનમાંની જે ઘટના ઉપરથી આ નવલકથા લખવાની કલ્પના અંતરમાં ઉત્પન્ન થઇ હતી એ ઘટનાની 'ટાડરાજસ્થાન'માંથી સુદ્ધાં વિશેષ માહિતી નહિ મળી આવ્યાથી મુખ્યત્વે કરીને કલ્પનાની સહાયતાથી જ આ નવલકથાના બન્ને ભાગ લખવામાં આવ્યા છે.

આ નવલકથાની વસ્તુસંકલનાને વિશેષ રસિક અને ચિત્તાકર્ષક બનાવવાને માટે એક બે બંગાળી પુસ્તકોની અલ્પ સ્વલ્પ વસ્તુ આ વસ્તુમાં ઉમેરી છે. એ પુસ્તકોનાં નામ 'સિન્ધુગૌરવ' 'લાલચીઠ્ઠી' અને 'વીરપૂજા' છે. આ સ્થળે એ ત્રણે પુસ્તકોના મૂળ કર્ત્તાઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું; છતાં આ ત્રણે પુસ્તકોમાંથી જે વિષયનો આ નવલકથામાં સમાવેશ કરવામાં આવ્યો છે ઘણો થોડો–માત્ર અમુક આઠ દશ પ્રકરણો જ છે. બાકીનો તમામ ભાગ કલ્પનાની સહાયતાથી જ લખવામાં આવ્યો છે.

આ નવલકથાનો પ્રથમ ભાગ સાહિત્યરસિક જનસમાજમાં મ્હારી અન્યાન્ય નવલકથાઓની માફક પ્રશંસિત થઇ ચુકયો છે, તેમ જ કેટલાક નિષ્પક્ષપાત અવલોકનકાર મહાશયોએ તેના માટે ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યો છે તેથી આ બીજો ભાગ પણ વાચકવર્ગના આદરને પાત્ર થશે જ એવો દૃઢ વિશ્વાસ છે, તથા એમ થશે એટલે હું મ્હારા સફળ શ્રમની સાર્થકતા થઇ સમજીશ.

આ બીજો ભાગ લખવામાં ધારણા કરતાં વિશેષ વિલંબ થયો છે; છતાં પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ કાર્ય નિર્વિઘ્ને સંપન્ન થઇ ગયું છે એ માટે હું એ પિતાનો ઉપકાર માનું છું.

પ્રથમ ભાગમાં જણાવ્યા પ્રમાણે અત્રેના એક પ્રકાશક તરફથી આ જ નામની એક બીજી નવલકથા પ્રસિદ્ધ થઈ છે; છતાં હસ્તકંકણને આયનાની આવશ્યક્તા નથી એ સૂત્રાનુસાર તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય વાચકવર્ગમાં થઇ ચુકયો છે. જે કાર્ય ઈર્ષ્યાવૃત્તિથી અને દ્વેષબુદ્ધિથી કરવામાં આવે છે એ કાર્યમાં કદાપિ સફળતા પ્રાપ્ત થતી નથી એવો સ્પષ્ટ સિદ્ધાંત સર્વ કોઇને વિદિત છે. પરમાત્મા સર્વને સદ્બુદ્ધિ આપી સર્વની મતિ ગતિને સત્કાર્યો પ્રત્યે પ્રેરે એવું જ અમે ઇચ્છીએ છીએ.

હમણાં અમદાવાદમાં પ્લેગનો ભયંકર ઉપદ્રવ ચાલતો હોવાથી જે મુદ્રાલયમાં આ નવલકથા મુદ્રાંકિત થઇ છે એ મુદ્રાલય કેટલાક સમય સુધી બંધ રહેલું હોવાથી આ ભાગને પ્રસિદ્ધ કરવામાં વિશેષ વિલંબ થયો છે, અને તે માટે અગાઉથી થયેલા ગ્રાહકબંધુઓ, લેખક અને પ્રકાશક—ઉભયને ઉદારતાથી ક્ષમા આપશે એવો પૂર્ણ વિશ્વાસ છે.

મનુષ્ય માત્રથી ભૂલ થવાનો સંભવ છે; તેથી આ કાર્યમાં પણ કદાચ કેટલીક ભૂલો થઇ હશે તે માટે વાચકબંધુઓ હંસક્ષીરન્યાયે સારને સ્વીકારે એવી નમ્ર વિનતિસહ વિરમું છું.

સાંપ્રત નિવાસ
છાયાપુરી (વડોદરા)
તા૦ ૨૫—૯—૧૭.

લિ૦
સાહિત્ય સેવક,
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અર્પણપત્રિકા.

---

શ્રીમાન્ માન્યવર પરમોપકારી વિવિધ સદ્ગુ-
ણાલંકૃત જ્ઞાતિહિતતત્પર નરરત્ન શેઠજીશ્રી

જશરાજભાઇ વાલજીભાઇ કંટ્રાકટર,
કરાંચી

શેઠજીશ્રી,

આપની ઉદારતા, પરહિતતત્પરતા, જ્ઞાતિપ્રિયતા, સાહિત્યપ્રિયતા આદિ અનેકવિધ મહદ્ સદ્ગુણરાશીથી મુગ્ધ થઇ મ્હારી આ નવલકથાનો દ્વિતીય ભાગ નવીન વર્ષના મંગલમય દિવસે ભક્તિપૂર્વક આપશ્રીને સમર્પણ કરી કૃતાર્થ થઉં છું.

લિ૦
નિરંતર સ્નેહાધીન
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અનુક્રમણિકા.

—:*:—

અમદાવાદમાં ખમાસાને ચકલે ધી નટવર પ્રિન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

ॐ तत्सत्परमात्मने नमः ।

# રણઘેલા રજપૂતો

યાને

# સતીઓનું શૂરાતન.



## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું—અરણ્યમાં અત્યાચાર.

ગુજરી જો મુશિબત વોહ સુનાઈ નહીં જાતી,
જો દિલકી હય હાલત, વોહ દિખાઇ નહીં જાતી;
ઔર જાન ભી હાથોંસે ગંવાઈ નહીં જાતી,
બિગડી હુઇ તકદીર બનાઇ નહીં જાતી.

એક ઉર્દુ શાયર.

સંધ્યાકાળનો રમણીય સમય હતો. સૂર્યભગવાન્ પશ્ચિમ દિગ્વધૂને આલિંગન કરવા અસ્તાચળમાં ઉતરી પડયા હતા. વિશાળ વૃક્ષો ઉપર રંગબેરંગી સૂર્યકિરણોનો પ્રકાશ જોવામાં આવતો હતો. પશુપંખીઓ સમસ્ત દિવસ પરિશ્રમ કરી સ્વસ્થાન પ્રત્યે જતાં હતાં. શીતળ સુગંધિત વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. આવા સમયે વીર લૂંટારા મુબારકખાન સાથે પ્રભાવતી અને વિમળા રાજસ્થાન તરફ જતાં હતાં. મર્જીના પણ પતિને મળવાને માટે અતિ વ્યાકુળ બની

ગયેલી હોવાથી તે મુબારકની સાથે રાજસ્થાન તરફ જતી હતી. મક્કા નગરનો તેમણે સર્વેએ આજેજ ત્યાગ કર્યો હતો. સ્હવારે ભોજનાદિ કાર્યથી સત્વર નિવૃત્ત થઇ તેઓ નીકળી પડયાં હતાં, અને અત્યારે તેઓ મક્કાથી લગભગ સાત આઠ માઇલ દૂર આવી શકયાં હતાં. તેમની સર્વેની પાછળ એક બળદ ગાડી ચાલતી હતી. એ ગાડીનો ગાડીવાન મુસલ્માન હતો, અને તે લૂંટારા મુબારકનોજ કોઇ અનુયાયી હોય એવો ભાસ થતો હતો. ગાડી ઘણી મૂલ્યવાન્ હોઈ મુબારકે તેને તૈયાર કરાવતાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો હતો.

અત્યાર સુધી સર્વે ગાડીમાંજ બેઠેલાં હતાં; પરંતુ સંધ્યાકાળ થયા પછી પ્રકૃતિની સુંદરતાનું દર્શન કરવાના હેતુથી તેમજ ખુલ્લી હવાખાવાના વિચારથી સર્વ પગે ચાલી આગળ વધતાં હતાં,

ચાલતાં ચાલતાં વિમળાએ પ્રભાવતીને ઉદ્દેશીને કહ્યું:—“ બ્હેન! આજે આપણે આ વીર મુબારકખાનની કૃપાથીજ સ્વદેશ તરફ જઇ શકીએ છીએ. તેઓ લૂંટારા હોવા છતાં તેમનું અંતઃકરણ ઘણું ઉદાર હોવાનો આપણને પૂર્ણ પરિચય થયો છે. જો આપણને એમણે સહાયતા ન કરી હોત તો આપણી, વિષયી ખલિફાને હાથે કેવી દુર્દશા થાત તેની કલ્પના કરી શકાતી નથી.”

વિમળાએ ભગિનીનાં વચનોના ઉત્તરમાં કહ્યું:—“ બ્હેન ! જગતમાં કાંઈ સઘળા મનુષ્યો સમાન હોતાં નથી. મનુષ્યનો એક પ્રકારે અધઃપાત થયો હોય તો તેથી કાંઈ તે સર્વ પ્રકારમાં અધમ ગણાતો નથી. માનવહૃદયનો કોઈ પણ સહજ વિચારથી નિર્ણય કરવો એ મૂર્ખમતિનું કાર્ય છે. કેટલીક વખત કપટી મનુષ્યમાં પણ દયાનો ભાવ જોવામાં આવે છે, સ્વાર્થી મનુષ્ય પણ કેટલીક વખત સહૃદય દેખાય છે. એક માણસ એક વખત ભૂલથી કોઇ ખોટું કાર્ય કરે છે તો તેથી જીવનપર્યંત તેનો તેની નીચતામાંથી ઉદ્ધાર થતો નથી એમ

માનવું એ ગંભીર ભૂલ કરવા જેવું છે. મ્હને લાગે છે કે, આ બહાદુર મુબારકખાન પણ ભવિષ્યમાં લૂંટારાને બદલે એક દેવપુરુષ તરીકે ઓળખાશે—તેમનાં પાપો તેમનાથી દૂર ભાગશે.”

મુબારક અને મર્જીના વાતચિત કરતાં આગળ ચાલતાં હતાં, અને તેમની પાછળ વિમળા અને પ્રભાવતી વાતચિત કરતાં કરતાં ચાલતાં હતાં; તેથી મુબારકનું અને મર્જીનાનું તેમની વાતચિત તરફ લક્ષ્ય નહોતું.

વિમળાનાં વાક્યો સાંભળી પ્રભાવતીએ કહ્યું:—“બ્હેન! એ વાત તો જાણે ઠીક છે; પરંતુ આપણા અહિં આવ્યા પછી આપણી પરમ પવિત્ર જન્મભૂમિની કેવી સ્થિતિ થઇ હશે? માતાજી આપણે માટે કેટલું આક્રંદ કરતાં હશે? અરેરે! તેમને તો એમજ લાગતું હશે કે, આ જીવનમાં હવે આપણી સાથે તેમનું મિલન નહિજ થાય.” આટલું બોલતાં બોલતાંમાં તો વિમળાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું.

“વિમળા! ચિંતા કરવાથી કશું ફળ ફળતું નથી. ઇશ્વરેચ્છા આગળ મનુષ્યને લાચાર રહેવું પડે છે, અને શિરપર આવી પડતાં સંકટો સહન કરવાં પડે છે. આ મનુષ્ય જીવનજ દુઃખથી પરિપૂર્ણ છે જગત્માં જેને આપણે સુખી સમજીએ છીએ તેના અંતરમાં પણ અમુક એક પ્રકારની વ્યથા હોય છેજ, અર્થાત્ સુખ દુઃખમાં સમાન રહેવું—કોઈ પણ રીતે ચલિત ન થવું એજ જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ.” પ્રભાવતીએ વિમળાનું સાંત્વન કરવાના હેતુથી કહ્યું.

“પરંતુ જગત્માં સદાચારી મનુષ્યોનેજ સંકટો કેમ સહન કરવાં પડતાં હશે? પાપિષ્ઠને પરમાનંદ અને સતીને સંતાપ એવો વિચિત્ર ન્યાય આ વિશ્વમાં સર્વત્ર કેમ જોવામાં આવતો હશે?” વિમળાએ પ્રશ્ન કર્યો.

“બ્હેન! ઇશ્વરનું કોઇ પણ કાર્ય હેતુશૂન્ય હોતુંજ નથી. જો

જગતમાં ઈશ્વરે સંકટો ઉત્પન્ન ન કર્યાં હોય તો પછી સદાચારીનો સદાચાર, ધાર્મિકનો ધર્મ, સંયમીનો સંયમ વગેરેની પરીક્ષા ક્યાંથી થઇ શકે ? સોનાને કસોટીએ ઘસવાથી તે જેમ વિશેષ ઝળકી ઉઠે છે તેવીજ રીતે સદાચારીને માથે સંકટો પડવાથી તે પોતાના સદાચાર ઉપર અચળ કિંવા દૃઢજ રહે છે, અને તેથીજ અંતે તે અનંત સુખનો અધિકારી થાય છે; માટેજ આપણો ધર્મ, ગમે એવાં સંકટોમાં પણ અચળ રહેવાનો આપણને ઉપદેશ આપે છે. હવે પાપી, અધર્મી લોકો આનંદ ભોગવે છે એ જે ત્હારી માન્યતા છે એ ભ્રમમૂલક છે. એમનો એ આનંદ કિંવા સુખ આંતરિક નહિ પરંતુ બાહ્ય છે. એ આનંદ માત્ર અલ્પકાળની ઉત્તેજના છે. કોઇ પણ અધર્મી મનુષ્યનાં કિંવા પાપી મનુષ્યનાં સુખશાન્તિ ત્હેં કાયમ રહેલાં જોયાં છે ? માટે એવા ક્ષણિક ઉત્તેજનાપૂર્ણ આનંદ કિંવા સુખને પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા સુજ્ઞ મનુષ્યે રાખવી જોઇએ નહિ."

આવી રીતે બન્ને બ્હેનો વિવિધ પ્રકારની વાતચિત કરતી આગળ ચાલતી હતી. ધીમે ધીમે સંધ્યાકાળની સમાપ્તિ થઈ અને તે સાથેજ વસુંધરા ઉપર ભીષણ અંધકારનો વિસ્તાર થવા લાગ્યો. આકાશમાં એકાએક વાદળાંઓ એકઠાં થઇ ગયાં, અને અંધકારે વિશેષ ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડયું. ગગનચુંબિત ઉંચા વૃક્ષો કાળા રાક્ષસો કિંવા પ્રેત પિશાચો જેવાં જણાવા લાગ્યાં. રાત્રિનો 'ઝીમ ઝીમ' અવાજ થવા લાગ્યો. પશુપક્ષીઓનો મધુર અને કર્ણપ્રિય કલરવ બંધ થઇ ગયો.

અંતે મુબારકે પ્રભાવતી અને વિમળા પાસે આવી પહોંચી કહ્યુ:— "બ્હેનો ! હવે તમે ગાડીમાં બેસી જાઓ. અહિંથી ત્રણ ગાઉ દૂર એક ન્હાનું ગામ આવેલું છે ત્યાં આજે રાત્રે આપણે વિશ્રામ લઇશું."

તરતજ પ્રભાવતી, વિમળા અને મર્જીના ગાડીમાં બેસી ગયાં.

ગાડી ધીમે ધીમે ચાલવા લાગી. મુબારક ગાડીની પાછળ પગે ચાલવા લાગ્યો.

આવી રીતે અડધો ગાઉ આગળ આગળ ગયા પછી એકાએક ઘોડાની ખરીઓનો અવાજ સાંભળવામાં આવ્યો. મુબારક ચમકી ઉઠ્યો. તે ગાડીવાનને ગાડી ઉભી રાખવાની સૂચના કરી કયી દિશા તરફથી અવાજ આવે છે એ સાંભળવા લાગ્યો. એ અવાજ મક્કાના માર્ગ તરફથીજ આવતો મુબારક સ્પષ્ટ સાંભળી શક્યો. આમ છતાં તે બહાદુર લૂંટારો હતો. અનેક જીવસટોસટના પ્રસંગોનો પણ તેને સાક્ષાત્કાર થઈ ગયેલો હોવાથી તે સહજ પણ ગભરાયો નહિ. પુનઃ તેણે ગાડીવાનને ઉદ્દેશીને કહ્યું:—"દિલાવર! તું સપાટાબંધ ગાડી ચલાવ. હું પાછળ પાછળ આવું છું."

"જેવો હુકમ." કહી દિલાવરે ગાડી ત્વરિતગતિથી ચલાવવા માંડી; પરંતુ એવામાંજ એ ભીષણ અંધકારમય અરણ્યમાં પચાસ ઘોડેસ્વારોની એક ટોળી આવી પહોંચી, તથા એ ટોળીએ મુબારક તથા ગાડીને ઘેરી લીધાં. આવી સ્થિતિ જોઇ મુબારક આત્મસંવરણ કરી શક્યો નહિ. ક્રોધથી કંપતા સ્વરે તેણે પૂછ્યું;—"વીર લૂંટારા મુબારકની મ્હામે થવાનું સાહસ કરનાર કોણ છે? આવી છુપી રીતે હુમલો કરનાર નામર્દ કોણ છે?"

"મુબારક! ત્હારી વીરતાનો સમય વીતી ગયો છે. હવે તું શાહેનશાહ ખલિફાનો શિકાર થયો છે. હું મક્કાધિપતિ, તને આજ્ઞા કરું છું કે, તું મ્હારે તાબે થા, અને તું મ્હારી જે પ્રેમપ્રતિમાઓને—બિહસ્તની હુરીઓને ત્હારી સાથે લઇ જાય છે તેમને મ્હારે સ્વાધીન કર." ખલિફાએ આજ્ઞાસૂચક સ્વરે કહ્યું.

"ખલિફા! ઉપકાર કરનાર પર તમે આવો અપકાર કરશો એમ હું જાણતો નહોતો નહિતો, તે દિવસે હું તમને ભોંયરામાંજ કેદ કરી.

શખત. વિચાર કરી જુઓ. હજી તમારી મક્કા નગરીનો કોટવાલ આ મુબારકની કેદમાં છે; માટે જો તમે મ્હને સતાવશો તો હું સમશેરજંગને જીવતો મારી નાખી સમસ્ત મક્કા નગરીમાં જુલ્મ ગુજારીશ. આ વિક્રાળ વીરકેશરીને સંતાપી તમે સાર કાઢનાર નથી—અગ્નિમાં કૂદકો મારી તમે બચી જનાર નથી." મુબારકે પણ ઉચ્ચ સ્વરે, સહજ પણ ભય પામ્યા સિવાય કહ્યું.

"મુબારક! વિચાર કરી જો. ત્હેં મ્હારી એકની એક બેટીને કેટલું બધું દુઃખ દીધું છે? મ્હને સંતાપ આપતાં પણ તું બિલ્કુલ સંકોચાયો નથી. વળી મ્હારી મક્કાનગરીના કોટવાલ સમશેરજંગનો હવે તું એક વાળ પણ વાંકો કરી શકનાર નથી—ત્હારી એકકે મુરાદ હવે બર આવનાર નથી. જો તું સહેલાઇથી મ્હારે આધીન નહિ થાય તો મ્હારા આ બહાદુર સૈનિકો તને હમણાંજ કેદી બનાવશે—ત્હારા આસ્માનમાં ચઢેલા ગર્વને જમીનદોસ્ત કરશે. માટે તું ત્હારું કલ્યાણ ઇચ્છતો હોય તો અજમેરરાજની બન્ને ગુલબદન કન્યાઓને મ્હારે સ્વાધીન કર, અને તું પણ હું ફરમાવું તેમ વર્ત્ત." ખલિફાએ મુબારકનાં વચનો તરફ દુર્લક્ષ્ય કરીને કહ્યું.

"અજમેરરાજની નિરાધાર કન્યાઓને હું આપને સ્વાધીન કરું? ના ના—પ્રાણાંતે પણ મ્હારાથી તેમ બની શકનાર નથી—મ્હારા આશ્રયે આવેલી નિરાધાર બાળિકાઓની આશાદોરી હું કાપી શકનાર નથી. જો તમે પચાસને બદલે સો સૈનિકોને સાથે તેડી લાવ્યા હોત તો તેથી પણ આ મુબારક ભયભીત બની જાત નહિ. ભય કોને કહે છે તેને હું સમજતોજ નથી. હવે તમે તમારી ઇચ્છામાં આવે તેમ કરવાને સમર્થ છો."

ખલિફાએ વિચાર્યું કે, મુબારક કાંઈ સહેલાઇથી સ્વાધીન થાય

તેમ નથી તેથી તેણે પોતાના સૈનિકોને મુબારકને કેદ પકડવાની આજ્ઞા કરી. પાંચ સાત સૈનિકો ગાડી ઘેરીને ઉભા રહ્યા, અને બીજા મુબારકની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યા. ખલિફાની સાથે આવેલા એક બે મશાલચીઓએ પોતાની મશાલો સળગાવી. આકાશમાંથી વાદળાંઓ અદ્રશ્ય થઇ ગયેલાં હોવાથી તારાઓનો ક્ષીણ પ્રકાશ પણ પ્રકાશી નીકળ્યો હતો.

મુબારકે ખભાપરની ઢાલ હાથમાં લઇ, કમરપરની સમશેરને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી ઘણીજ સાવધાનતાથી યુદ્ધ કરવા માંડયું. જોતજોતાંમાં તેણે દશપંદર યવન સૈનિકોને પરલોકમાં પહોંચાડી દીધા. તેની તલ્વાર પૂર્ણ જોશથી ફરતી હતી. તેની ઢાલ શત્રુના હરેક હુમલામાંથી તેનું રક્ષણ કરતી હતી. ખલિફા દૂર ઉભો રહી આ ભીષણ યુદ્ધ જોઇ રહ્યો હતો અને મનમાં ને મનમાં મુબારકની અપાર શક્તિની પ્રશંસા કરતો હતો.

એક કલાક સુધી સતત યુદ્ધ ચાલ્યું. અડધા યવન સૈનિકો મુબારકની તીક્ષ્ણ તલ્વારનો ભોગ થઇ પડયા; પરંતુ એકલો મુબારક લગભગ પચાસ સૈનિકોનો પરાજય ક્યાંથી કરી શકે ? વળી આવો દગો થશે એવી કલ્પના પૂર્વે તેના અંતરમાં ઉપજી નહોતી; નહિતો તેણે પ્રથમથીજ પૂરતી સાવધાનતા રાખી હોત. યુદ્ધ કરતાં કરતાં મુબારક થાકી ગયો. તેની તલ્વારની ગતિ મંદ પડી ગઇ. તેના ખભા ઉપર એકાદ ઘા પણ થયો, અને તેમાંથી શોણિતધારા વહેવા લાગી. આવી સ્થિતિ થયાથી તે વિશેષ સમય સુધી યુદ્ધ કરી શકયો નહિ. યવન સૈનિકોએ તેને પોતાનો કેદી બનાવી તેના હાથ પગ મજબુત દોરડાથી બાંધી દીધા. ખલિફાની આજ્ઞાથી એક સૈનિકે મુબારકના ખભા ઉપર થયેલા ઘાને પાટો બાંધી દીધો. પછીથી ખલિફાની આજ્ઞાથી બળદગાડી આગળ ચાલવા લાગી, તેની પાછળ દશબાર સશસ્ત્ર સૈનિકો

મુબારકની સાથે ચાલવા લાગ્યા, અને સર્વની પાછળ શહેનશાહ ખલિફા પ્રસન્નવદને પોતાની મક્કા નગરી તરફ જવા લાગ્યો.

——(०)——

## પ્રકરણ ૨જું—સતીની શીયળ પ્રીતિ.

મુસીબતસે અગરચે મેરી હિમ્મત તૂટ જાયેગી,
બલાસે જીંદગીકી તુલ રશ્શી તૂટ જાયેગી;
મગર યાદ રખ મર કર ભી મેરી ખૂન જાયેગી,
હીના કો જીતના પીસેગા વોહ ઉતના રંગ લાયેગી.

પુનઃ મક્કાધિપતિ ખલિફાની વિલાસવાટિકામાં પ્રભાવતી અને વિમળા તેમના દુર્ભાગ્યે કેદ પકડાઇને આવી ચઢી, આ સમયે વિલાસવાટિકામાં આવેલા વિશાળ મહેલની આસપાસ ખલિફાએ સખ્ત પહેરાનો બંદોબસ્ત રાખ્યો હતો; તેથી પ્રભાવતી અને વિમળા કોઇ પણ રીતે પલાયન કરી શકે તેમ નહોતી. ખલિફાએ મર્જીનાને પોતાના રાજમહાલયના એક એકાંત ઓરડામાં રાખી હતી, અને મુબારકને ક્યાં રાખવામાં આવ્યો હતો એ અલ્પ કાળમાંજ વાંચકબંધુઓના જાણવામાં આવશે.

રાત્રિના લગભગ આઠ નવ વાગ્યા હતા. આકાશમાં ચંદ્રદેવ પૂર્ણતેજથી પ્રકાશી રહ્યા હતા. પૃથિવીદેવીએ સફેદ સાડીથી પોતાના શરીરને શોભાવ્યું હોય એવો ભાસ થતો હતો. પ્રકૃતિ શાન્ત અને ગંભીર હતી. શીતળ સુગંધિત વાયુ વિહરતો હતો. આવા સમયે અજમેરરાજનન્દિની પ્રભાવતી અને વિમળા એક એકાન્ત ઓરડામાં બેસી પોતાના ભાગ્યની ભયંકરતાની ચિંતા કરી રહી હતી. જે મુબારક તેમનો સહાયકર્ત્તા હતો તે કેદ પકડાયલો હોવાથી ખલિફાના પંઝામાંથી મુક્તિ મળે એવી તેમને બિલ્કુલ આશા નહોતી. આ સમયે એ બન્ને બાળિ-

કાઓના અંતરની વ્યથા એટલી બધી વધી ગઈ હતી કે તેનું વર્ણન આ નિર્જીવ લેખિનીથી થઈ શકે તેમ નથી.

જે ઓરડામાં આ બન્ને બ્હેનો બેઠી હતી એ ઓરડાના શોભા સૌન્દર્યની સીમા નહોતી. ઓરડાની દિવાલો ઉપર સુંદર રતીરસોત્પાદક ચિત્રો ચિતરેલાં હતાં. વિશાળ આયનાઓને દિવાલો સાથે જડી લેવામાં આવ્યા હતા. ઓરડાના મધ્યભાગમાં એક ન્હાનો હૉજ હતો. હૉજમાં એક સુંદર ફુવારો હોઇ તેમાંથી ગુલાબજળની ધારાઓ ઉછળતી હતી. આ વિશાળ ઓરડાના થાંભલાઓ ઉપર સુગંધિત પુષ્પમાળાઓ ઝૂલી રહી હતી. એક તેજસ્વી દીપકે આ ઓરડામાં પ્રકાશનો સંપૂર્ણ વિસ્તાર કર્યો હતો.

વિમળા અને પ્રભાવતી એક સૉફા ઉપર બેઠી હતી. બન્નેના ચંદ્રવદન ઉપર ચિંતાની છાયા છવાઇ રહેલી જોવામાં આવતી હતી. થોડા સમય સુધી મૌન રહ્યા પછી વિમળાએ કહ્યું:—"બ્હેન ! આપણા દુર્ભાગ્યનો અંત આવે તેમ નથી. હજી ઇશ્વરે આપણા નસીબમાં કેટલું દુઃખ નિર્માણ કર્યું છે તેની કલ્પના કરી શકાતી નથી. ખરી વાત છે કે,

ભાગ્યના પાસા કદિ ઉલટા બધા જો થાય છે,
આશા અને વળી સુખતણો પ્રાસાદ તૂટી જાય છે.

આપણા અવશિષ્ટ જીવનમાં હવે આપણને સુખ મળે એમ મ્હને લાગતું નથી. હું ચોતરફ દુઃખનાં—સંકટોનાં ભીષણ વાદળાંઓને છવાઇ રહેલાં જોઉં છું !"

"વિમળા ! હું તને વારંવાર કહી ચુકી છું કે, ઇશ્વરેચ્છા આગળ મનુષ્યશક્તિ વ્યર્થ થઇ પડે છે. વિધાતાની અકળ કળાને જગતમાં કોઇ કળી શકતું નથી. આજે જ્યાં દુઃખનું દર્શન થાય છે. ત્યાં કાલે સુખનો પણ સાક્ષાત્કાર થાય છે કેમ કે,

સુખની પાછળ દુઃખતણો જ્યમ છાંય તડકો થાય છે.
નસીબની લીલાતણા આ રંગ બહુ બદલાય છે.

માટે શોક કરવો વૃથા છે. ઇશ્વર ઉપર આસ્થા રાખવાથી મનુષ્યનાં સંકટોનો અવશ્ય વિનાશ થાય છે. ત્હારે ચિંતા કરવાનું પ્રયોજન નથી. મ્હને લાગે છે કે, રાત્રિનો સમય થયેલો હોવાથી ખલિફાનું હવે સત્વર અત્રે આગમન થશે. હું કોઇ પણ રીતે તેને તેના પાપી વિચારમાં સફળતા પ્રાપ્ત થવા દઇશ નહિ; માટે તું નિશ્ચિંતે શયનગૃહમાં જઇને સૂઇ રહે." પ્રભાવતીએ વિમળાને આશ્વાસન આપીને કહ્યું.

પ્રભાવતીનાં વચનો સાંભળી વિશેષ કાંઈ બોલ્યા સિવાય વિમળા વિષણ્ણ વદને શયનગૃહમાં ચાલી ગઇ. તેના ગયા પછી પ્રભાવતી એકલી પોતાના દુર્ભાગ્યની ચિંતા કરવા લાગી. એવામાં કોઈનાં પગલાંનો અવાજ આવતો તેણે સાંભળ્યો. તેણે પોતાનાં વસ્ત્રો વ્યવસ્થિત કર્યાં. અલ્પકાળમાંજ ખલિફાએ એ રમણીય ઓરડામાં પ્રવેશ કર્યો, અને એક વિરામાસન ઉપર આડા પડી રૂઆબમાંજ તેણે કહ્યું:—"કેમ નાજનીન ! જાનોજીગર ! ત્હારું દિલ આજે બેચેન કેમ જણાય છે ? આ મક્કાધિપતિ ફરીથી ત્હારી પાસે પ્યારની માગણી કરે છે."

પ્રભાવતીએ ખલિફાનાં આ વાક્યોના ઉત્તરમાં કાંઇ કહ્યું નહિ, ખલિફાએ ફરીથી કહ્યું:—"મ્હારી માનિતી મોહિની, ત્હારી મનહર સુરતનું દર્શન કર્યું છે ત્યારથીજ આ જીવમાં પ્રેમની પ્રચંડ જ્વાળા જાગ્રત થઈ છે. એ જ્વાળા જ્યાં સુધી મ્હારા અંગ સાથે ત્હારા અંગનું આલિંગન નહિ થાય ત્યાં સુધી શાન્ત થનાર નથી. ઈશ્કની આતસથી હું બળી જાઉં છું મનમોહન મૂર્તિ, દિલમાં દયા લાવી મ્હારી ઉમ્મેદ બર લાવ, અને આ મક્કાધિપતિની માનિતી બની અપાર મૌજમજા ઉડાવ."

આ સમયે પ્રભાવતીએ ક્રોધવશ થઇને કહ્યું:—"ખલિફા ! ચાર દિવસની ચાંદની જેવા આ ક્ષણભંગુર જીવનમાં શા માટે આવી ની-

ચતા કરો છો? જે રૂપ જોઇ તમે દીવાના બન્યા છો—જે કાયા જોઇ તમે મોહાધીન થયા છો તે રૂપ નાશવંત છે—તે કાયા અંતે માટીમાં મળી જવાની છે; માટે સૃષ્ટિમાં જે પરમકૃપાળુ પરમાત્માએ સુંદરતા ઉત્પન્ન કરી છે તે પિતાના સૌન્દર્યને જોવાની લાલસા રાખો, અને આ વિલાસલાલસાનો તથા રાક્ષસી મહત્વાકાંક્ષાનો ત્યાગ કરો. વિલાસ-પ્રાપ્તિથી સુખનો સાક્ષાત્કાર નહિ થતાં અંતે દુઃખનોજ અનુ-ભવ થશે."

"નહિ નહિ—ઓ અજ્ઞાની બાળા! હજી સુધી તું અનંગની અપાર પીડાથી અજાણી છે તેથીજ આમ કહે છે. શરાબ અને સુંદરી એ બેજ જીંદગીનાં સુખસાધન છે—બેચેન મગજને રાહત આપનાર છે, માટે મ્હારું કહ્યું માન અને છોડી દે ગુમાન." ખલિફાએ આવે-શમાંજ કહ્યું.

"ખલિફા! રજપૂત બાળિકા પ્રસન્ન મુખે મૃત્યુને આલિંગન કરશે: પરંતુ તેનાથી અધર્માચરણ કદાપિ નહિ આચરી શકાય. વળી તમે કરેલા અધર્મોનો બદલો ઇશ્વરના દરબારમાં તમારે અવશ્ય આ-પવો પડશે. સ્વતંત્ર રાજસ્થાનનું તમે સત્યાનાશ વાળવાનો પ્રયત્ન કર્યો છે. તમારા સૈનિકોએ અનેક નિરપરાધી મનુષ્યોનું લોહી રેડયું છે. શું તમે એમ સમજો છો કે તમે આ સઘળો અધર્મ કરી અંતે મુક્તિ મેળવી શકશો? માટે હજી પણ હું તમને ચેતાવું છું કે આવા અધર્મનો ત્યાગ કરી ઇશ્વરનું સ્મરણ કરો—ખુદાની બંદગી કરો કે જેથી આ માનવજીવન સાર્થક થાય." પ્રભાવતીએ દઢતાથી કહ્યું.

"સુંદરિ! હું ત્હારી પાસે ઉપદેશ સાંભળવા આવ્યો નથી. જો તું મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ કરે તો હું જુલ્મ ગુજારીને, દુઃખોની વૃષ્ટિ વર્ષાવીને તને મ્હારે સ્વાધીન કરીશ; માટે દુરાગ્રહમાં સાર નથી, સમ-જી?" ખલિફાએ ભય દર્શાવી પોતાની મનકામના સફળ કરવાના વિ-

ચારથી કહ્યું.

"દુઃખ સુખની હવે મ્હને ચિંતા નથી. દુઃખ કોને કહે છે એ બહાદુર રજપૂત બાળા સમજતીજ નથી, જુઓ સાંભળો.

સંકટ હજારો આવતાં હિંમત કદિ તૂટી જશે,
પત્થરતણા વર્ષાદથી કિસ્મત કદિ ફૂટી જશે,
ખંજરતણા આઘાતથી જીવદોરી જો તૂટી જશે.
પણ પાપનો ત્હારો ઘડો તો પૂર્ણ એજ ભરી જશે,
ઇન્સાફ ત્હારાં પાપનો આલોકને અંતે થશે,
અનુતાપ તો એ દિવસથી, ત્હારા જીગરને બહુ થશે.

આ જગતમાં પાપ કરી કોઇ સુખી થયું નથી કે તમે થશો. સતીને સંતાપવાથી તમારી ઘણીજ દુર્દશા થશે એ ચોક્કસ સમજજો."

"પ્રભાવતિ! તું જાણે છે કે, જો તું મ્હારી ઇચ્છા તૃપ્ત કરીશ તો હું રાજસ્થાનને સ્વાધીન કરવાનો વિચાર મ્હારા અંતરમાંથી દૂર કરીશ, તથા મ્હારા સૈન્યને પાછું બોલાવી લઇશ. હવે તું કહે જોઇએ કે, ત્હારે મ્હારી ઇચ્છાને તૃપ્ત કરી ત્હારા અસંખ્ય દેશબંધુઓનું રક્ષણ કરવું છે કે દુરાગ્રહથી તેમનો સંહાર કરાવવો છે? વિચાર કરી જો કે, મ્હારા આ પ્રશ્નના ઉત્તર ઉપરજ ત્હારા સઘળા દેશબંધુઓના જીવનનો આધાર છે." ખલિફાએ પૂર્વવત્ સ્વરે કહ્યું.

"શહેનશાહ! રજપૂતોના આત્મત્યાગનો અદ્યાપિ તમને પરિચય થયો હોય એમ હું ધારતી નથી. રજપૂતાણીઓના સતીત્વ ધનનું સંરક્ષણ કરવા માટે વીર રજપૂતો ચિરકાળને માટે રણસંગ્રામમાં સૂઇ રહેવામાં પણ પાછી પ્હાની કરતા નથી. ક્ષત્રિયોનો ધર્મ આપ જાણો છો?

ખરા ક્ષત્રિય નથી ડરતા, મરણનો ભય નહિ ધરતા,
મૂકીને પાય દુશ્મન સર્પના ઉપર અમર થાતા;

સૂવે જે સુખ શય્યામાં નથી ક્ષત્રિય એ વીરો,
દુશ્મન મારીને મરતા, ખરા ક્ષત્રિય ધર્મીઓ.

જો તમે મ્હારા દેશબંધુઓ ઉપર—રણઘેલા રજપૂતો ઉપર જુલ્મ ગુજારશો તો તેઓ પણ કાંઈ બાયલા નથી. તેમનામાં પણ હજી ક્ષત્રિયજાતિનું ઉષ્ણ શોણિત વહે છે. તેમના શૌર્યવીર્ય આગળ તમારા વિલાસી સૈન્યનું કાંઇ ચાલી શકનાર નથી." પ્રભાવતીએ પોતાના દેશબંધુઓના શૌર્યવીર્યની પ્રશંસા કરી.

"બાળા ! તું હજી મ્હારી સત્તાને જાણતી નથી. મ્હારા અગણિત સૈન્ય આગળ રજપૂત સૈન્યનો કાંઈ હિસાબ નથી. હું ધારું તો સમસ્ત રાજસ્થાનને ઘણા થોડા સમયમાં મ્હારે સ્વાધીન કરી શકું તેમ છું.

મ્હારી રાજસત્તાના દિશામાં નાદ ગાજે છે,
જગતના શહેનશાહ થઇને ખલિફા અહિં બિરાજે છે.

રસિકા ! એક વખત મ્હારી સત્તાનો વિચાર કરી જો. જો હજી પણ તું મ્હારી માગણીનો ઈન્કાર કરીશ તો ત્હારા દુઃખનો પાર રહેશે નહિ. ત્હારા ઉપર જુલ્મ ગુજારીને પણ હું મ્હારી ઈચ્છા પૂર્ણ કરીશ, સમજી?" ખલિફાએ કહ્યું.

"જો નેવનાં પાણી મોભે ચઢે, ચંદ્રમાંથી અગ્નિ વર્ષે, સમુદ્ર માઝા મૂકે, સૂર્યથી શીતળતા પ્રાપ્ત થાય તોજ તમારી ઈચ્છા પૂર્ણ થાય તેમ છે. મ્હારા ધર્મ આગળ હું મ્હારા જીવનને તુચ્છ સમજું છું. સતી સ્ત્રી પ્રાણાન્તે પણ અધર્માચરણ આચરી શકશે નહિ" પ્રભાવતીએ સ્વધર્મ ઉપર દ્દઢ રહીને કહ્યું.

"ઠીક છે, હું જોઉં છું કે, ત્હારો દુરાગ્રહ તું કયાં સુધી કાયમ રાખી શકે છે ? જે મુબારકે તને મ્હારા પંઝામાંથી મુક્ત કરી હતી, જે મુબારક તને રાજસ્થાનમાં લઇ જતો હતો તેજ મુબારક

હવે મ્હારી કેદમાં છે. તે તને સહાયતા કરી શકે તેમ નથી.” ખલિફાએ કહ્યું.

“નિરાધારનો આધાર જગન્નિયંતા નારાયણ છે. તે મ્હારા ઉપર કૃપા કરી મ્હને સહાયતા કરશેજ એવો મ્હને દ્રઢ વિશ્વાસ છે.” પ્રભાવતીએ ઇશ્વરપર આસ્થા રાખીને કહ્યું.

“હું જોઉં છું કે, ત્હારો નારાયણ કેવી રીતે તને સહાયતા કરે છે? આ બહાદુર ખલિફા આગળ ત્હારો નારાયણ પણ કાંઇ હિસાબમાં નથી.” ખલિફાએ ઇશ્વરનું અપમાન કરતાં કહ્યું.

“ન કરો—ન કરો ખલિફા જગન્નિયંતા નારાયણનું અપમાન ન કરો—પાપનો ઘડો ઓછો ભરો. જે પરમકૃપાળુ પિતાને આ સમસ્ત વિશ્વ ઉત્પન્ન કર્યું છે, જેમણે ચંદ્ર સૂર્યને બનાવ્યા છે એ પરમકૃપાળુ પિતાને તમે પિછાનતા નથી—તેની સત્તાને માનતા નથી? ફિકર નહિ અત્યારે તમારી આસપાસ પાપના પડદાઓ હોવાથી તમે એ દયાળુ દેવને ઓળખી શકતા નથી; કિન્તુ અંતકાળે એનુંજ સ્મરણ કરી, પશ્ચાત્તાપનાં આંસુથી તમારે તમારાં પાપોને ધોવાં પડશે.” પ્રભાવતીએ ભવિષ્ય ભાખ્યું.

“ઠીક છે. એવો સમય આવશે ત્યારે જોઇ લેવાશે. હું સમજી ચુક્યો છું કે, સહેલાઇથી તું મ્હારી ઇચ્છાને આધીન થનાર નથી—બળાત્કાર કર્યા સિવાય મ્હારી ઇચ્છા પૂર્ણ થનાર નથી. હજી હું તને ત્રણ દિવસનો સમય, પૂરતો વિચાર કરવાને આપું છું. ત્રણ દિવસ પછી હું પાછો અત્રે આવીશ. એ સમયે પણ જો તું મ્હારી માગણી ઇન્કાર કરીશ તો હું મ્હારી ઇચ્છામાં આવશે તેમ કરીશ.” આમ કહી ખલિફા રોષાવેશમાંજ ત્યાંથી ચાલ્યો ગયો. પ્રભાવતી જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી.

—:—

## પ્રકરણ ૩ જું—માદળીઆનો ભેદ.

ગુલજારની રજા લઇ મુબારકખાન, પ્રભાવતી, વિમળા, અને મર્જીનાને સાથે લઈ રાજસ્થાન તરફ જવા નીકળ્યો હતો; પરંતુ તે પૂર્વે કેટલાક એવા આકસ્મિક બનાવો બન્યા હતા કે, ગુલજાર પોતાના માદળીઆની હકીકત મુબારકને પૂછવી ભૂલી ગઈ હતી. મુબારક કેદ પકડાયો છે એ વાત મુબારકના ગુપ્તદૂત માર્ફત ગુલજારના જાણવામાં આવી હતી, અને ખલિફા હવે તેને કેવી શિક્ષા કરશે તેની કલ્પના સુદ્ધાં એ કરી શકતી નહોતી. તે પોતાના ખરા જીગરથી મુબારકને ચ્હાતી હતી; તેથી મુબારકની હવે કેવી દુર્દશા થશે એ ચિંતાથી તે આકુળ વ્યાકુળ બની ગઇ હતી; તે સાથે માદળીઆનો ભેદ જાણવાને માટે પણ તેની જીજ્ઞાસા વધી ગઇ હતી.

મુબારકની ગેરહાજરીમાંજ ગુલજારે એક દિવસે એ માદળીઓની ઘણી શોધ કરી. ઘણી મહેનત કર્યા પછી મુબારકના શયનગૃહની એક પેટીમાંથી તેને એ માદળીઉં મળી આવ્યું. ત્યાર પછી એ માદળીઉં લઈ ગુલજાર ગંભીર રાત્રે સમશેરજંગ પાસે જઈ પહોંચી. આવી ગંભીર રાત્રે ગુલજારને પોતાની પાસે આવેલી જોઈ સમશેરજંગે વિસ્મિત બની જઇને પૂછ્યું:—"ગુલજારબીબી! આવા રાત્રિના સમયે તમે મ્હારી પાસે કેમ આવ્યાં છો?"

ગુલજારે હાથમાંનું માદળીઉં સમશેરજંગને આપીને કહ્યું:—"પેલું માદળીઉં હું શોધી લાવી છું."

"એને માટે આટલાં બધાં અધીરાં બની જવાનું કારણ નહોતું. મુબારકની ગેરહાજરીમાં તમે આ કાર્ય વ્યાજબી કર્યું હોય એમ હું ધારતો નથી." સમશેરજંગે કહ્યું.

"સર્વ કાર્યોમાં કાંઇ હું ન્યાય અન્યાયનો વિચાર કરતી નથી. જે કાર્ય કરવાની મ્હારી ઇચ્છા થાય છે તે કાર્ય જો હું જલદી કરૂં

છું તોજ મ્હારો જીવ શાન્ત થાય છે. મ્હેં એમ સાંભળ્યું છે કે, આ માદળીઆમાં મ્હારો વંશપરિચય છે. મ્હારી બાલ્યાવસ્થાનો એ પરિચય હમણાં હું ભૂલી ગઈ છું. ઘણી વખત મુબારક પાસે આ માદળીઉં ખોલાવી તેનો ભેદ જાણવાની મ્હને ઇચ્છા થતી હતી; કિન્તુ એ ઇચ્છા હવે સફળ થાય એવી નહિ હોવાથીજ હું આ માદળીઉં શોધી કાઢી તમારી પાસે લઈ આવી છું."

સમશેરજંગે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"ગુલજારબીબી! આ માદળીઆનો ભેદ તમે મુબારક પાસેથી કેમ જાણી શકો તેમ નથી?"

ગુલજારે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"કોટવાલ સાહેબ! મ્હારા કમનસીબે મુબારકખાન શહેનશાહ ખલિફાના કેદી થઈ પડયા છે. તેમને હવે ખલિફા સહેલાઈથી છૂટા કરે એમ હું ધારતી નથી."

આ ખુલાસો સાંભળવામાં આવતાં સમશેરજંગના મ્હોં ઉપર શોકનાં કે પ્રસન્નતાના કશાં ચિહ્ન જોવામાં આવ્યાં નહિ. તેણે હાથમાંનું માદળીઉં લક્ષ્યપૂર્વક તપાસીને કહ્યું:—"ગુલજારબીબી! આ માદળીઉં સોનાનું છે. એને ભાંગી નાંખ્યા સિવાય એનો ભેદ જાણી શકાશે નહિ."

"અવશ્ય, એમજ હોવું જોઇએ. એ માદળીઆમાં એવું કાંઈ રહસ્ય હોવું જોઇએ કે, જે જાણવાથી મ્હારા આ અંધકારમય જીવનનો સત્ય પરિચય પ્રાપ્ત થાય. એ રહસ્ય જાણવાને માટે મ્હારી જીજ્ઞાસા ઘણી વધી ગઈ છે. એના ઉપર પ્રથમ શું લખ્યું છે તે તો વાંચો!" ગુલજારે અધીરતાથી કહ્યું.

સમશેરજંગે પુનઃ એ માદળીઆને બરાબર તપાસીને કહ્યું:— "ગુલજાર! આ માદળીઆ ઉપર એવું લખેલું છે કે 'ખુદા સત્ય છે— ખુદા શક્તિમાન છે." આ સોનાના માદળીઆની સ્થિતિ જોતાં મ્હને એમ લાગે છે કે, આને પહેલાં કોઇએ ઉઘાડેલું હોવું જોઇએ."

ગુલજારે સહજ ચિંતામગ્ન બની જઇને કહ્યું:-"ત્યારે તો એ કાર્ય મુબારકખાનનુંજ હોવું જોઇએ. હું એ માદળીઉં મ્હારા કંઠમાંજ પહેરી રાખતી હતી; કિન્તુ પછીથી એનો સુવર્ણનો દોરો તૂટી જવાથી તે કદાચ ગૂમ થઇ જાય એવી શંકાથી મ્હેં મુબારકખાનને સાચવી રાખવાને સોંપ્યું હતું. મુબારકે આ માદળીઉં પહેરવાને માટે તેને એક હારમાં જડાવી આપવાનું મ્હને કહ્યું હતું. ત્યારનું આ માદળીઉં તેમની પાસેજ હતું. આ લગભગ બે મહિના ઉપરનો બનાવ છે."

સમશેરજંગે ધીમે ધીમે એ માદળીઆનું ઢાંકણું ઉઘાડયું, અને તેમાંથી તેણે એક ન્હાનો પત્ર બ્હાર ખેંચી કાઢયો. સાવધાનતાથી એ કાગળની ગડી ઉકેલી તે તેને અધીરતાથી વાંચવા લાગ્યો. પત્રમાંની હકીકત વાંચતાંજ સમશેરજંગે ગંભીર ભાવ ધારણ કર્યો. થોડા સમય સુધી ગુલજારના વદનમંડળ તરફ એકાગ્રદષ્ટિથી જોઈ રહ્યા પછી તેણે કહ્યું:—"ગુલજાર ! ખરેખર આ માદળીઆમાં ત્હારા વંશનો પરિચય છે."

ગુલજારે જીજ્ઞાસાપૂર્ણ દષ્ટિથી સમશેરજંગ તરફ જોઈને કહ્યું:—"એટલું તો હું પણ જાણું છું; પરંતુ મ્હારાં પિતામાતાનું નામ આ પત્રમાં લખેલું છે કે?"

સમશેરજંગે ઉત્તર આપ્યો:-"ના, આમાં તમારી માતાના નામનો ઉલ્લેખ નથી; પરંતુ તમારા પિતાનું નામ છે. તમારા પિતાનું નામ તમને યાદ છે કે ?"

ગુલજાર:—છાયાની માફક મ્હેં તેમની છબી મ્હારા મનમાં આંકી રાખી છે. કિન્તુ એ ઉપરથી હું કાંઇ જાણી શકું તેમ નથી, છતાં તેમનું નામ અમાનતખાન હતું એમ મ્હને લાગે છે.

આ ખુલાસો સાંભળી સમશેરજંગે ચિંતામગ્ન દષ્ટિથી માદળી-

આની બીજી બાજુ જોઇ. એ તરફ પણ બે ત્રણ લીટીઓ લખેલી હતી; પરંતુ એ કોઈ બીજાએ લખી હોય એમ લાગતું હતું. વળી એ લખાણ બરાબર વાંચી શકાય એવું સ્વચ્છ નહોતું. દીપકના પ્રકાશમાં સમશેરજંગે પુનઃ હાથમાંના પત્રને બે ત્રણ વખત વાંચી જોઇ, પ્રફુલ્લ બની જઇને કહ્યું:—"હા, ગુલજારબીબી! તમારું કહેવું ખરૂં છે. એ અમાનતખાન તમારા પાળક પિતા થાય છે! તેઓ તમારા જન્મદાતા નથી!"

"ત્યારે મ્હારા જન્મદાતાનું નામ શું છે?" ગુલજારે જીજ્ઞાસાથી પૂછ્યું.

"અમીરઉદૌલા જિયાફતઅલીખાન.

"આ નામ મ્હેં કદાપિ સાંભળ્યું હોય એમ મ્હને લાગતું નથી."

"ખરું છે. આ નામ તમને યાદ હોવું સંભવિત નથી. ગુલજાર! આ ભેદ જાણવામાં આવ્યાથી મ્હારી ખાત્રી થઈ છે કે, તમે મ્હારાં નિકટનાં સગાં છે." સમશેરજંગે પ્રસન્ન મુખે કહ્યું. "તમે મ્હારા મ્હોટા કાકાનાં પુત્રી છું. તમારું ખરું નામ ગુલજાર નહિ પરંતુ ગુલબદન છે."

ગુલજાર આ સઘળી આશ્ચર્યજનક હકીકત સાંભળી જાણે કે આકાશમાંથી પૃથિવી ઉપર પડી ગઈ. હવે તે સમજી શકી કે, આ માદળીઆનો ભેદ જાણ્યા પછી મુબારક શા માટે તેને પોતાની બીબી બનાવવાની મહત્વાકાંક્ષા રાખતો હતો. ગુલજાર મૌન ધારણ કરી પોતાના મનમાં ને મનમાં આ સઘળી હકીકતની ચિંતા કર્યા કરતી હતી. એવામાં તેના વિચારપ્રવાહને અડચણ કરીને સમશેરજંગે કહ્યું:—"ગુલજાર! તમારા દુઃખના દિવસોનો હવે અંત આવ્યો છે. તમે માત્ર એક પ્રતિષ્ઠિત અમીરનાં પુત્રી છો એટલુંજ નહિ પરંતુ અપાર

દ્રવ્યનાં તમે અધીશ્વરી—ધનેશ્વરી છો !”

ગુલજારની ઉત્કંઠા ઘણીજ વૃદ્ધિગંત થઇ. તેણે સમશેરજંગના બન્ને હાથ ધીમેથી પકડીને કહ્યું:—“ખાનસાહેબ ! હવે મ્હને વિશેષ ઉત્કંઠામાં ન રાખો. સઘળી સત્ય હકીકત કૃપા કરી તમે મ્હને કહી સંભળાવો. મ્હારા જીવનની આસપાસ જે રહસ્યમય પડદો છે તેને તમે ઉંચો કરી નાંખો.”

સમશેરજંગે કહ્યું:—“ગુલજાર ! મ્હારા પિતાએ મ્હને જે હકીકત કહી સંભળાવી છે તથા આ માદળીઆમાંથી નીકળેલા પત્રમાં જે હકીકત છે તે સઘળી હું તમને કહી સંભળાવીશ. સ્થિરતાથી હું જે કાંઈ કહું તે તમે સાંભળો. આ ઘટના ઘણી રહસ્યમય છે તેમજ સંગીન પણ છે.”

ગુલજાર સમશેરજંગની છેક પાસે આવીને બેઠી. તેના ભૂતજીવનની ઘટનાઓથી માહિતગાર થવાને માટે તે વ્યાકુળ બની ગઇ હતી. આજે તેના જીવનની આસપાસનો અંધકારમય પડદો ઉંચો થઇ જવાનો હતો. આથી તેના મ્હોં ઉપર ઘણો ઉત્સાહ જોવામાં આવતો હતો.

સમશેરજંગે કહ્યું:—“તમારા પિતાનું નામ અમીરઉદ્દોલ્લા જિયાફતઅલ્લીખાન છે. તેઓ પરલોકવાસી બાદશાહના જમણા હાથ હતા. તેમની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. બાદશાહને તેઓ હરેક સંકટ સમયે સહાયતા કરતા હતા. બાદશાહના મૃત્યુ પછી હમણાંના ખલિફા સાથે તેમને બન્યું નહિ. આ તકનો લાભ લઇ બીજા કેટલાક રાજ્યાધિકારીઓએ પણ તેમની શત્રુતા કરવા માંડી. અંતે એ શત્રુઓએ તમારા પિતા ઉપર રાજદ્રોહનો અસત્ય આરોપ મૂકયો અંતે તમારા પિતાનો જીવ લેવાની આજ્ઞા ખલિફાએ કરી. તમારા પિતા સમજી ગયા કે, પોતાનું ભાગ્ય ફુટયું છે. તેઓ ઘણા તેજસ્વી હતા. ખુશા-

મદ તેમને બિલ્કુલ પસંદ નહોતી. પ્રાણદંડની આજ્ઞા થયા પછી તે-ઓએ ઘણીજ છુપી રીતે ગુપ્ત વેશ ધારણ કરી આ મક્કા નગરીનો ત્યાગ કરી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. મ્હારા પિતા તમારા પિતાના ન્હાના ભાઈ (કાકાના પુત્ર) થતા હતા. મ્હારા પિતાએ ચતુરાઇનો ઉપયોગ કરી તમારા પિતાના શત્રુઓ પ્રત્યે વિશેષ સ્નેહ દર્શાવવા માંડયો અને શત્રુઓ પાસેથી સઘળી સત્ય હકીકત જાણી લઇ એ હકીકત તેઓ તમારા પિતાને જણાવવા લાગ્યા. મ્હારા પિતાની માર્ફત પ્રાણદંડની આજ્ઞા થયેલી જાણવામાં આવતાંજ તમારા પિતાએ તેમની સઘળી સંપત્તિ સાથે લઇ છુપી રીતે આ મક્કા નગરનો ત્યાગ કર્યો. તેમની સાથે તમારાં માતા, તમે અને એક વિશ્વાસુ નોકર એટલાંજ માણસો હતાં.

" તમારા પિતાએ હમ્મેશાંને માટે આ મક્કાનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો હતો. પોતાના એક મુખ્ય શત્રુ બહેરામખાનનું મૃત્યુ થયા સિવાય મક્કામાં પાછા નહિ ફરવાનો તેમનો દૃઢ સંકલ્પ હતો; પરંતુ તેઓ મક્કાથી થોડે દૂર જઈ બિમાર બની ગયા. એ સ્થાને તેમનો એક સાચો સ્નેહી હતો. તેનું નામ અમાનતખાન હતું. બિમાર સ્થિતિમાં તેઓ એ અમાનતખાનને ત્યાંજ એક મહિના સુધી રહ્યા હતા. બહેરામખાનને જ્યારે એમ માલૂમ પડયું કે, તમારા પિતા પલાયન કરી ગયા છે ત્યારે તેણે તમારા પિતાને કેદ પકડવાને માટે કેટલાક વિશ્વાસુ ઘોડેસ્વારોને ચોતરફ મોકલ્યા. આ પ્રકાર જાણવામાં આવતાંજ મ્હારા પિતા કાંઈ બ્હાનું કાઢીને તમારા પિતા પાસે ચાલ્યા ગયા; કેમકે અત્યાર પહેલાં તમારા પિતાનો એક પત્ર આવ્યા-થી તેઓ અમાનતખાનને ત્યાં છે એમ જાણી શકયા હતા. ત્યાં જઇ મ્હારા પિતાએ તેમને એવી સલાહ આપી કે, ' તમે સત્વર કાસ્મીર તરફ પલાયન કરી જાઓ. બહેરામખાનના અનુચરો સર્વત્ર તમારી શોધ કર્યા કરે છે.

" તમારા પિતા બીજો કોઇ ઉપાય નહિ હોવાથી આત્મરક્ષણ કરવાને માટે કાશ્મીર તરફ પલાયન કરી ગયા. તમારાં માતા પણ તેમની સાથે ગયાં. માર્ગની અડચણો અને મુસાફરીનું દુ:ખ તમારાથી નહિ સહન કરી શકાય એવો વિચાર કરીને તમને તેઓ અમાનતખાનની પાસેજ રાખી ગયા. તેમણે મ્હારા પિતાને કહ્યું:–" મ્હારી પુત્રી મક્કામાં તમારી પાસે રહે તે કરતાં મ્હારા બંધુ અમાનતખાનના આશ્રમમાં રહે એજ ઉત્તમ છે. ભાઇ ! મ્હારી પાસે લગભગ બે લાખ રૂપિયાનું ઝવેરાત છે. એ હું તમને આપું છું. જો કદાચ હૂં મરી જઉં અને મ્હારી પુત્રી જીવતી રહે તો એમાંથી અડધું દ્રવ્ય તમે લેજો અને અડધું દ્રવ્ય મ્હારી પુત્રીને તેના ભરણપોષણ માટે આપજો. હવે હું આ પ્રદેશમાં પાછો આવનાર નથી જો છ માસમાં મ્હારા તરફથી પત્ર ન મળે તો આ મ્હારી જીવનલીલાનો અંત આવ્યો છે એમજ તમે સમજજો.

" તમારાં માતાજીથી રસ્તાનું દુ:ખ વેઠી શકાયું નહિ. રસ્તામાં એક મુસાફરખાનામાંજ તેમનું મૃત્યુ થયું. તમારા પિતા તેમના મૃતદેહનો યથોચિત સત્કાર કરી પ્રવાસીઓની એક ટોળીની સાથે આગળ જવા લાગ્યા. માર્ગમાં લૂંટારાઓની એક ટોળીએ એ પ્રવાસીઓ ઉપર હુમલો કર્યો. એ સમયે પણ તમારા પિતાજી પાસે કેટલાક મૂલ્યવાન્ હીરાઓ હતા. એ હીરાઓ લૂંટારાઓ લૂંટી ગયા. આ હીરાઓ સિવાય બીજું પણ કેટલુંક જવાહિર તેમની પાસે હશે એમ વિચારી લૂંટારાઓએ તેમને ઘણા દુ:ખી કર્યા. ઘણું દુ:ખ પડવાથી તેમણે એ લૂંટારાઓને અમાનતખાનનું ઠેકાણું જણાવી એમ કહ્યું કે, તેની પાસે બીજા આવા પાંચ મૂલ્યવાન્ હીરાઓ છે; તેથી લૂંટારાઓએ અમાનતખાન પાસે જઇ તેને પણ મારી નાખ્યો. એ લૂંટારઓનો સરદાર બીજો કોઈ નહિ પરંતુ ત્હારા મુબારકનોજ માલિક હતો. તેના મૃત્યુ પછી મુબારકે એ જગ્યા સ્વીકારી છે. ત્યાર

પછી તમે મુબારકને સ્વાધીન થયાં છે. અમાનતખાનના ન્હાના ભાઇએ આ લૂંટફાટના સમાચાર પત્ર લખી મ્હને જણાવ્યા હતા. મ્હારા પિતાએ તમને શોધવા માટે ઘણે ઠેકાણે પોતાના વિશ્વાસુ માણસોને મોકલ્યા હતા. એ સમયે હું સૈન્ય વિભાગનો ઉપરી હતો. મ્હેં પણ ઘણાં સ્થળોએ તમારી શોધ કરી હતી; પરંતુ તમારો પત્તો આજ સુધી લાગ્યો નહોતો. ગુલજારબીબી ! ઘટનાચક્રે આજે અદ્ભુત ઉપાયથી તમને મ્હારી સ્હામેજ ઉપસ્થિત કર્યાં છે. તમારા પિતા પલાયન કરી ગયા હતા અને તેમને લૂંટારાઓના હાથે દુઃખ ભોગવવું પડયું હતું એ સઘળી હકીકત મ્હેં મ્હારા પિતાજીને મુખે સાંભળી હતી. મૃત્યુ સમયે મ્હારા પિતા મ્હને કહી ગયા હતા કે ‘ ગુલબદન ત્હારી મ્હોટી બ્હેન થાય છે. જો કોઈ પણ સમયે તેનો પત્તો લાગે તો તેના બે લાખ રૂપિયા તું તેને આપજે હવે હું મ્હારા પિતાની આજ્ઞા પાળીશ. તમારા પિતાની સઘળી સંપતિ મ્હેં સાચવી રાખી છે. જો આપણે કોઈ પણ ઉપાયે અહિંથી મુક્ત થઇ શકીએ તો તમારાં સકળ દુઃખોનો અંત આવે તેમ છે.”

ગુલજારે આ અપૂર્વ આશ્ચર્યજનક હકીકત સાંભળી. પછીથી તેણે પ્રસન્ન મુખે કહ્યું:—“ખુદા આપણા સહાયક છે. આજે રાત્રેજ આપણે આ સ્થાનનો ત્યાગ કરીશું. હું હમણાંજ તૈયાર થઇને આવું છું.”

આમ કહી ગુલઝાર સમશેરજંગ પાસેથી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૪ થું. કેદખાનામાંથી ઉદ્ધાર.

નહીં મુઝકો રહી દુનિયામેં ફિર ઉમ્મીદ જીનેકી,
નિકલેગા વોહ સીનેસે ખ્વાહિશ હર વખ્ત કીન્નેકી.

એક ઉર્દૂ શાયર.

વાંચક બંધુઓ ! ચાલો હવે આપણે એક વખત બહાદુર લૂંટારા મુબારકખાનની પરિસ્થિતિનું દર્શન કરી આવીએ.

ખલિફાએ પોતાના રાજમહાલયથી થોડે દૂર આવેલા એક ન્હાના બંગલામાં બીજે માળે એક એકાન્ત ઓરડામાં મુબારકખાનને કેદ કરી રાખ્યો હતો. તેના હાથપગ મજબુત દોરડાથી બાંધી લીધેલા હોઈ જે ઓરડામાં તેને કેદ કરવામાં આવ્યો હતો એ ઓરડાનાં સઘળાં બારી બારણાં મજબુત રીતે બંધ કરવામાં આવેલાં હોઈ પ્રવેશદ્વારને મ્હોટું તાળું વાસવામાં આવેલું હતું; તેથી એ સ્થાને ખરા મધ્યાન્હકાળે પણ મધ્યરાત્રિના જેવો ભાસ થાય એવો સંભવ હતો. આ સ્થાનમાં તેને કેદ કર્યા પછી ખલિફા તેને બિલ્કુલ મળવા આવ્યો નહોતો. એ વખત તેને જે આહાર સામગ્રી મળતી હતી તે પણ એવી ખરાબ આવતી હતી કે, મુબારક તેમાંનું કાંઈ ખાઈ શકતો નહિ. એ દિવસથી તે ભૂખ્યોજ હતો એમ કહીશું તો તેપણ વ્યાજબીજ ગણાશે.

મધ્યાન્હકાળ વીતી ગયો હતો અને સંધ્યાનો રમણીય સમય ઉપસ્થિત થયો હતો. પ્રકૃતિએ સુંદર અને મનમોહક સ્વરૂપ ધારણ કર્યું હતું; કિન્તુ એ સુંદરતાનું દર્શન કરવાને મુબારક કમનસીબ હતો. તે એ ઓરડામાં બિછાવેલી ઘાસની શય્યા ઉપર બેઠો બેઠો પોતાના દુર્ભાગ્યની ચિંતા કર્યા કરતો હતો. થોડા સમયને માટે તેનું મુખ ચિંતાતુર જોવામાં આવતું તો પાછું થોડા સમયને માટે ક્રોધથી લાલચોળ બની ગયેલું જોવામાં આવતું હતું. થોડા સમય પછી અંતરની ઉત્તેજના સહન નહિ કરી શકાયાથી તે સ્વગત કહેવા લાગ્યો:—" ખલિફા ! મ્હને દગાથી કેદ પકડયાનું પરિણામ તમારે કેવું ભયંકર ભોગવવું પડે છે તેનો અનુભવ થોડા કાળમાંજ હું તમને કરાવીશ મ્હેં તમારા ઉપર દયા કરી તેનો બદલો તમે આવી રીતે વાળશો એમ હું ધારતો નહોતો. પિતાનું લોહી રેડાયાની વાત પુનઃ મ્હારા અંતરમાં જાગ્રત

થઇ છે. કીન્નાની આગ ફરીથી મ્હારા તનબદનમાં સળગી ઉઠી છે. જે કલંકિત હાથોએ પિતાનું લોહી રેડયું છે એ હાથોને કાપી નાખવાની મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે ત્યારેજ મ્હારા જીગરમાં જાગેલી કીન્નાની આગ બુઝાશે. હવે આ મુબારકે દયાના ભાવને પોતાના અંતરમાંથી દૂર કર્યો છે. બસ ખૂન–કીન્નો–લોહી–એનોજ હવે આ વીર મુબારક તરસ્યો છે.

ભયંકર આગ કીન્નાની બદન તનથીજ વર્ષાવું,
ઉઠાવી હાથમાં ખંજર, જાલિમ જોર દર્શાવું;
કરીને ખોપરી જૂદી, જીગર ટુકડા કરી નાખું,
લઉં તુંજ જાન પ્યારાને, પ્રતિજ્ઞા મ્હારી હું રાખું.

હું જોઉં છું કે, આ બહાદુર વિક્રાળ વીરકેશરીને તું ક્યાં સુધી કેદ કરી રાખે છે? મ્હારી ખાત્રી થઇ ચુકી છે કે, ત્હારા દુઃખનો આરંભ તું જાતેજ મ્હને અહિં કેદ કરી રાખીને કરે છે!”

બરાબર આ સમયે કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવ્યાથી મુબારક ચૂપ થઇ ગયો, અને પોતાની પાસે કોણ આવે છે તેની અધીર ચિત્તે રાહ જોવા લાગ્યો. અલ્પકાળમાંજ એ ઓરડાનું પ્રવેશદ્વાર ઉઘડ્યું અને ખલિફાએ ગર્વસૂચક ભાવથી એ ઓરડામાં પ્રવેશ કર્યો. ખલિફાને જોતાંજ મુબારક વિશેષ ઉત્તેજિત બની ગયો; પરંતુ સમય વિચારી તેણે પોતાના અંતરનો ભાવ છુપાવી દીધો. ખલિફાએ સત્તાસૂચક સ્વરે કહ્યું:–“કેમ મુબારક! ખલિફાને છંછેડી શો સાર કાઢયો? તને ખબર છે કે, ત્હારા પિતાનો મ્હેં જેવી ભયંકરતાથી જીવ લીધો છે તેથી પણ વિશેષ ભયંકતાથી હું ત્હારો જીવ લઇશ?”

“જીવનને હું તુચ્છ સમજું છું. જે પિતાનો તમે નિષ્ઠુરતાથી જીવ લીધો છે તે પિતાના અકાળ મૃત્યુનો બદલો લેવા આ મુબારક પોતાના જીવમાં જીવ હશે ત્યાં સુધી તો નહિજ ચુકે.” મુબારકે પણ

વીરતા દર્શાવતાં કહ્યું.

"ચૂપ કર શયતાન ! શિયાળના ડરાવ્યાથી સિંહ ડરી જશે કે ? ત્હારા જેવા અનેક લુચ્ચા લૂંટારાઓને મ્હેં મારી નાખ્યા છે, તો તું શા હિસાબમાં છે ? હું ધારું છું કે, ત્હારું ભેજું ચસકી ગયું છે, કેમ ?" ખલિફાએ તિરસ્કાર દર્શાવ્યો.

" ખલિફા ! તમે સાચુંજ બોલ્યા છો. પિતાના મૃત્યુનો કીન્નો લેવાને માટે આ મુબારકનું ભેજું ચસકી ગયું છે. જો હમણાં મ્હારા હાથ પગ બાંધેલા ન હોત તો હું મ્હારા બળનો તમને પૂર્ણ પરિચય કરાવત; પરંતુ સમય બળવાન્ છે. હમણાં તમે તમારી ઈચ્છામાં આવે તેમ વર્ત્તવાને સમર્થ છો." મુબારકે એક નિશ્વાસ મૂકીને કહ્યું.

" મુબારક હજી પણ હું તને ત્હારા સઘળા ગુન્હાઓની ક્ષમા આપી તને જીવનદાન દેવાને માટે એક શર્તે તૈયાર છુ." ખલિફાએ ગંભીરતાથી કહ્યું.

" શી શર્ત વારૂ ?"

" શર્ત એજ કે, તું ત્હારૂં છુપું રહેઠાણ બતાવ અને સમશેરજંગને ત્હેં ક્યાં કેદ કરી રાખ્યો છે તે જણાવ." ખલિફાએ ખુલાસો કર્યો.

" નાના—હવે હું તમારાં વચનો ઉપર વિશ્વાસ મૂકી શકતો નથી. તમે કેટલા સત્યવાદી છો તેનો મ્હને સંપૂર્ણ અનુભવ થઈ ગયો છે ! " મુબારકે તિરસ્કાર દર્શાવ્યો.

" ત્યારે શું તું અકાળે મૃત્યુનેજ આલિંગન કરવાને ઇચ્છે છે ? વિચાર કરી જો કે, ત્હેં કેવાં ભયંકર કાર્યો કર્યા છો ? વળી તું એક લૂંટફાટ કરનાર લૂંટારોજ નહિ; પરંતુ તે સાથે રાજદ્રોહ કરનાર રાજદ્રોહી છે. અજમેરરાજની જે કન્યાને હું મ્હારી પ્રાણેશ્વરી બનાવવાની મહત્વાકાંક્ષા રાખતો હતો તેને મ્હારા પંઝામાંથી મુક્ત કરી તું રાજ-

સ્થાનમાં લઈ જતો હતો એ ત્હારો અપરાધ સર્વથા અક્ષમ્ય છે."

"ત્યારે એક સતી બાળિકાના ઉપર નિષ્ઠુરતાથી જુલ્મ ગુજારવો એ અપરાધ ક્ષમ્ય છે કે?" મુબારકે પ્રશ્ન કર્યો.

"મ્હારા અપરાધનો વિચાર કરવાનું કામ ત્હારું નથી, સમજ્યો? આજે ત્હારા શિર ઉપર ભીષણ કાળચક્ર ફરતું હોવાથીજ તું આવાં અઘટિત વાક્યો ઉચ્ચારી આ મક્કાધિપતિ ખલિફાનું અપમાન કરે છે; પરંતુ યાદ રાખજે કે જે જીભ આ ખલિફાનું અપમાન કરે છે તે જીભને જડમૂળથી ઉખેડી નાખવામાં આવશે—તને ઘણીજ કઠોર સજા થશે." ખલિફાએ ઘણા ક્રોધને આધીન થઈને કહ્યું.

"શાહેઆલી, તમારા અપરાધનો વિચાર કરવાનું કાર્ય મ્હારું નથી એ સત્ય છે; પરંતુ જ્યારે તમારી આ જીવનલીલા પૂરી થશે ત્યારે ખુદાના દરબારમાં તમારા અપરાધનો અવશ્ય વિચાર અગર ન્યાય થશે. મ્હેં એક સતી સાધ્વી કુમારિકાના સતીત્વધનનું સંરક્ષણ કર્યું છે એને જો તમે અપરાધ સમજતા હો તો ભલે સમજો; પરંતુ એટલું અવશ્ય યાદ રાખજો કે, એ માટે ખુદાના દરબારમાં હું નિરપરાધીજ ઠરીશ. વળી એક પ્રજાપાલક બાદશાહ તરીકે તમારો શો ધર્મ છે તેનો વિચાર કરી જુઓ. એ સતી સાધ્વી બાળિકાઓએ તમારો એવો તે શો મહાન્ અપરાધ કર્યો છે કે, તમે તેમને ધર્મભ્રષ્ટ કરવાને ઇચ્છો છો? એ સતીઓ જો તમને શ્રાપ આપશે તો તમારી દુર્ગતિ થશે, સમજ્યા?" મુબારકે ઉપદેશસૂચક વચનો ઉચ્ચાર્યાં.

"ત્હારા જેવા એક કાફર નીચ લૂંટારા પાસે હું આવો ઉપદેશ સાંભળવાને ઇચ્છતો નથી. ખુદાએ જ્યારે જીંદગી આપી છે ત્યારે બસ મોજમજા કરવી એમાંજ સુખ છે. ચાલ, કહે જોઈએ કે, હવે ત્હારો શો વિચાર છે?" ખલિફાએ પ્રશ્ન કર્યો.

"મ્હારો વિચાર શો હોય? તમે તમારી ઇચ્છાનુસાર કરો.

હાજુલજંગુરજીવનનો મ્હને મોહ નથી; પરંતુ ખલિફા ? મ્હારા ઉપર તમે જે જુલ્મ ગુજાર્યો છે એથી મ્હારા અંતરમાં પિતૃવૈર લેવાની વાસના પ્રબળ થઈ છે."

"ત્હારી વાસના હવે કદાપિ ફળિભૂત થનાર નથી—તું આ વીર મક્કાધિપતિનો એક વાળ પણ વાંકો કરી શકનાર નથી. હવે હું ફરીથી એક વખત તને પૂછું છું કે, સમશેરજંગનો પત્તો તું નહિજ બતાવે કે ?"

"ના—કદાપિ નહિ. તમારી ઇચ્છા હોય તો તમે મ્હને ફાંસીની સજા ફરમાવો યા તો ગમે એવી નિષ્ઠુરરતાથી મ્હારો જીવ લ્યો; પરંતુ હું સમશેરજંગનો પત્તો તો નહિજ બતાવી શકું." મુબારકે દૃઢતા દર્શાવી.

"હયવાન ! હજી પણ આટલો બધો ગર્વ રાખે છે ? ફિકર નહિ. ત્હારી આ જીદનું ભીષણ ફળ ત્યારે ભોગવવુંજ પડશે. કાલ સ્હવારેજ તને હાથીના પગો નીચે છુંદી નખાવવામાં આવશે. ત્હારા જેવા શયતાનને માટે આવી સજાજ સર્વથા ઉચિત છે."

આ વાક્યો ઉચ્ચ સ્વરે ઉચ્ચારી ખલિફા ત્યાંથી ચાલ્યો ગયો. મુબારક જ્યાં બેઠો હતો ત્યાંજ ચિંતાતુર વદને બેસી રહ્યો. ખલિફા તેના કહેવા પ્રમાણે બીજે દિવસ સ્હવારે પોતાને દેહાન્ત દંડ કર્યા સિવાય નહિજ રહે એવી તેને ખાત્રી થઇ હતી. પોતાનો જીવ જશે એ માટે મુબારક ચિંતાતુર બની ગયો નહોતો. પરંતુ પોતાની પાછળ કદાચ પોતાની અપાર સંપત્તિ ખલિફા પચાવી પાડશે એવી શંકાથી તે ચિંતામગ્ન બની ગયો હતો. વળી ગુલજાર સંબંધી પણ અનેક નવનવા વિચારો તેના અંતરમાં ઉપજતા હતા. અંતે તેણે સ્વાગત કહ્યું:—"જ્યાં સુધી પિતાના અકાળ મૃત્યુનો બદલો હું લઇ શકીશ નહિ. ત્યાં સુધી મૃત્યુ પામીને હું સદ્‌ગતિ પ્રાપ્ત કરી શકીશ નહિ.

આજે કોઈપણ ઉપાયે મ્હારે આ સ્થળેથી મુક્ત થવું જોઇએ, નહિ તો મ્હારી આશા મ્હારા મનમાંજ રહી જશે, અને મ્હારો જીવ લઈ શત્રુ પ્રસન્ન થશે. જોઉં છું કે, હવે ખુદાએ મ્હારા કમનસીબ કિસ્મતમાં શું લખેલું છે?"

આમ કહી મુબારક પાછો વિવિધ પ્રકારના વિચારો કરવા લાગ્યો. અંતે તેણે પોતાના મન સાથેજ કાંઈ નિશ્ચય કર્યો હોય એવું તેની મુખમુદ્રા ઉપરથી જણાવા લાગ્યું.

થોડા સમય પછી એક ઘરડી સ્ત્રીએ આવી એક બારી ઉઘાડી, તેમાંથી મુબારકને ખાણું આપવાને બોલાવ્યો:—"કમનસીબ કેદી આ ત્હારો ખોરાક લે."

મુબારક ઉઠી ઉભો થયો, તેણે કહ્યું:—"માજી! મ્હારે માટે તમે જે તકલીફ ઉઠાવો છો એ માટે અંતઃકરણપૂર્વક હું તમારો આભાર માનું છું; પરંતુ આજે આ સ્થળે સર્પ કે એવું કોઇ બીજું પ્રાણહારક પ્રાણી નીકળ્યું હોય એમ મ્હને લાગે છે; તેથી આવા ભીષણ અંધકારમાં હું શાન્તિથી જમી શકીશ નહિ તેમજ સૂઇ રહી શકીશ નહિ. માટે જો મ્હારા ઉપર કૃપા કરીને તમે મ્હને બત્તી સળગાવી આપશો. તો હું તમારા જેવાં વૃદ્ધ માતાનો ઉપકાર કદાપિ ભૂલી જઇશ નહિ."

આ વૃદ્ધ સ્ત્રીના પતિ ક્યારનોય પરલોક પ્રયાણ કરી ગયો હતો. તેને એક પણ સંતાન નહોતું; તેથી મુબારકના મ્હોંમાંથી 'માતાજી' સંબોધન સાંભળી તે ઘણી પ્રસન્ન થઇ, તથા મુબારકની સ્થિતિ માટે તેના અંતરમાં દયા ઉપજી. તેણે કહ્યું:—"ભાઈ! જો કે શહેનશાહ ખલિફાની રજા સિવાય હું તમને બત્તી આપી શકું તેમ નથી; પરંતુ તમે જ્યારે કોઇ પ્રાણહારક પ્રાણીના ભયથી ભયભીત બની ગયા છો

ત્યારે હું દયા લાવી તમને મ્હારી પાસેની બત્તી આપું છું; પરંતુ યાદ રાખજો કે, આ વાત ખલિફાના જાણવામાં આવશે તો મ્હારો રોટલો જશે."

"માતાજી! હું એવો નિમકહરામ નથી. મ્હારા દુર્ભાગ્યનો પાર નથી; છતાં તમે મ્હારા ઉપર જે દયાદૃષ્ટિ દર્શાવી છે તે માટે હું તમારો આભારી થયો છું. કાલે સ્હવારેજ નિષ્ઠુર ખલિફા મ્હારો જીવ લેવાના છે. મ્હારી દુઃખકથા હું તમને કેવી રીતે કહી શકું?" મુબારકે પણ કૃત્રિમ નમ્રતાથી કહ્યું.

"ભાઇ! ભાગ્યની ભયંકરતાની કલ્પના કોઇ કરી શકતું નથી. વારું, તમારે કોઇને કાંઇ સંદેશો પહોંચાડવો છે? મ્હારી નોકરીને હરકત આવે તેમ નહિ હોય તો હું તમે કહેશો તે કાર્ય કરીશ." ડોશીએ સહૃદયતા દર્શાવી.

"માજી! મ્હારે કોઇને કાંઇ સંદેશો પહોંચાડવો નથી. વારું આ અભાગીને આપનું નામ જણાવશો તથા આપ ક્યાં રહો છો તે કહેશો?" મુબારકે પૂછ્યું.

"મ્હારું નામ ફાતમાબીબી છે, અને હું ખલિફાના જનાનામાં બાંદીનું કામ આજકાલ કરતાં પંદર વર્ષથી કરું છું. આમ છતાં મ્હારૂં હૃદય જનાનખાનાની બીબીઓના હૃદય જેવું નિષ્ઠુર નથી."

"એ સંબંધીનો પરિચય તો મ્હને પ્રાપ્ત થઈ ગયો છે; પરંતુ મ્હને દિલગીરી એટલીજ થાય છે કે, આપના ઉપકારનો બદલો વાળી શકવા હું મ્હારા દુર્ભાગ્યે અસમર્થ છું." મુબારકે અફસોસ પ્રદર્શિત કર્યો.

"બેટા! ખુદાની ઇચ્છાશક્તિ આગળ મનુષ્યની ઇચ્છાશક્તિનું કાંઈજ ચાલતું નથી. લે, મ્હને અહિં વિલંબ થશે તો વળી પહેરેગીરને સંશય ઉપજશે." આમ કહી એ વૃદ્ધા ડોશી, હાથમાંની બત્તીને સળગાવી, મુબારકને સળીઆની વચ્ચેથી આપી, ત્યાંથી ચાલી

ગઈ; પરંતુ મુબારકના હાથ બાંધેલા હોવાથી તે પેય પદાર્થ સિવાય બીજું કાંઇ ખાઇ શકયો નહિ; છતાં હવે તેના અંતરમાં કોણ જાણે કે શાથી એક પ્રકારનો નવીન ઉત્સાહ ઉપજ્યો. તેણે બત્તીને એક બાજુના ખુણામાં રાખી મૂકી.

ધીમે ધીમે રાત્રિએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. સર્વત્ર શાન્તિનો વિસ્તાર થઇ રહ્યો. આવો સુયોગ વ્યર્થ નહિ જવા દેવાના હેતુથી મુબારકે દોરડાથી બંધાયલા પોતાના બન્ને હાથ બત્તી ઉપર ધર્યા, અને મહામુશિબતે બત્તીને તેણે વિશેષ સતેજ કરી. થોડા સમયમાંજ હાથ સાથે બંધાયલું દોરડું સળગી ઉઠયું અને આવી ચતુરાઇથી બહાદુર મુબારક બંધનમુક્ત થયો. ત્યાર પછી તેણે થોડું ભોજન જમી લઇ ક્ષુધાની વ્યથાને શાન્ત કરી, અને એક બારી ઉઘાડી તેમાંથી તે ઓરડાની બ્હાર નીકળી, સાવધાનતાથી બંગલાનો દાદર ઉતરવા લાગ્યો. નીચે એક પહેરેગીર હાથમાં નગ્ન તલ્વાર લઇ પહેરો ભરતો હતો. મુબારક ઘણીજ સાવધાનતાથી એ પહેરેગીર ઉપર તૂટી પડયો, અને તેના હાથમાંથી તલ્વાર પડાવી લઈ અલ્પકાળમાંજ તેણે તેને જમીનદોસ્ત કર્યો. પછીથી એ પહેરેગીરના શિરપેચને કાઢી, તેના મ્હોં સાથે તથા હાથ પગ સાથે બાંધી દીધો કે જેથી તે એક પણ અક્ષર બોલી શકે નહિ કિંવા હાલીચાલી શકે નહિ. આવી રીતે પહેરેગીરની આંખોમાં ધૂળ નાખી બહાદુર લૂંટારો મુબારકખાન ખલિફાની કેદમાંથી છૂટો થઇ પોતાના ગુપ્ત નિવાસસ્થાન તરફ ત્વરિત ગતિથી જવા લાગ્યો. આજ રાત્રે ગુલજાર અને સમશેરજંગે મુબારકની ગેરહાજરીનો લાભ લઇ તેના નિવાસસ્થાનમાંથી પલાયન કરી જવાનો વિચાર કર્યો હતો; પરંતુ મુબારક કેદમુક્ત થયો તેથી તેમની આશા ફળિભૂત થઇ કે કેમ એ થોડા સમય પછી પ્રિય પાઠકબંધુઓના જાણવામાં આવશે.

---

## પ્રકરણ પં મું—શાહજાદી અને મર્જીનાનું પુનર્મિલન.

ખલિફાએ મર્જીનાને પોતાના રાજમહાલયના એક એકાન્ત ઓરડામાં રાખી હતી એ વાંચકબંધુઓ જાણે છે. પતિને મળવાની આશામાં નિરાશ થયેલી મર્જીનાનું જીગર વિયોગશોકથી ઘણું શોકાતુર બની ગયું હતું. તેની અંગકાન્તિ પ્રથમના કરતાં નિસ્તેજ અને લાવણ્યશૂન્ય બની ગયેલી જોવામાં આવતી હતી. પ્રિયતમનીજ ચિંતા રાત્રિ દિવસ તેના અંતરમાં થયા કરતી હતી.

મર્જીનાને પુનઃ સપડાયલી જોઇને શાહજાદી જોબેદી પોતાના મનમાં ઘણી પ્રસન્ન થઈ હતી. પ્રણય—વેદનાથી તે અસ્થિર બની ગઈ હતી. અને જ્યાં સુધી મર્જીના હયાત હશે ત્યાં સુધી મહમ્મદ પોતાને ચ્હાઇ શકનાર નથી એ તે સારી રીતે જાણતી હતી; તેથી કોઇ પણ રીતે તે મર્જીનાને પોતાના ભાવી સુખના માર્ગમાંથી દૂર કરવાને ઇચ્છતી હતી; છતાં જો પોતે મર્જીનાને હવે કેદમાં પૂરશે તો એ વાત પિતાના જાણવામાં આવશે, અને તેથી કદાચ અંતે સઘળો ભેદ ખુલ્લો થઈ જશે એવો શાહજાદીને ભય હતો; તેથી કોઇ જાણે નહિ તેવી રીતે તે મર્જીનાને કેદ કરવાના વિચારો કરવા લાગી.

મધ્યરાત્રિનો સમય હતો. સર્વત્ર ભીષણ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું; ક્વચિત્ માત્ર જે પહેરેગીરો પહેરો ભરતા હતા તેમનો અવાજ રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરતો હતો. શાહજાદી જોબેદી પોતાના શયનગૃહમાં એક મૂલ્યવાન્ પલંગમાં આડી પડી અનેક પ્રકારની ચિંતા કરી રહી હતી. સુરાની ઉત્તેજનાથી તે ઉત્તેજિતા અને ચંચળા બની ગઇ હતી. ક્રોધથી તેનું વદનમંડળ લાલચોળ થઇ ગયું હતું. તે સ્વગત કહેવા લાગીઃ—" મહમ્મદ ! નિષ્ઠુર મહમ્મદ ! મ્હારા પ્રેમનો ત્હેં સ્વીકાર કર્યો નથી તેથી હું ત્હારી પ્રેમ-

પ્રતિમા મર્જીનાનું હવે તને પુનર્દર્શન નહિજ થવા દઉં. મર્જીના આ શાહજાદીના પ્રેમમાં અડચણકારિણી થાય એ શું શાહજાદીથી સહન કરી શકાય? નહિ નહિ—મ્હારા પ્રેમના પ્રચંડ યજ્ઞમાં મર્જીનાને બળી મરવું પડશે. મ્હેં તેને બે ત્રણ વખત દૂર દેશમાં જતી રહેવા માટે કહ્યું છે કે; પરંતુ તેણે મહમ્મદનો ત્યાગ કરવાની સાફ ના પાડી છે. હું જોઉં છું કે તેનો એ દુરાગ્રહ ક્યાં સુધી કાયમ રહી શકે છે? વળી મર્જીના લૂંટારા મુબારકના આશ્રયમાં કેવી રીતે ગઈ હતી એ હકીકત પિતાજી તેને પૂછ્યા સિવાય રહેશે નહિ, અને જો તેમ થશે તો આજ સુધીમાં મ્હેં તેના ઉપર જે જુલ્મ ગુજાર્યો છે એ સઘળી હકીકત તે પિતાજીને કહ્યા સિવાય રહેશે નહિ. એ સત્ય હકીકત જાણુવામાં આવતાંજ પિતાજી મ્હારા ઉપર રોષે ભરાશે, અને મ્હારી આશા નિરાશાના સ્વરૂપમાં બદલાઇ જશે; માટે આજે રાત્રેજ સાવધાનતાથી કોઈ જાણી શકે નહિ એવી રીતે મ્હારે મર્જીનાને કેદ કરવી જોઇએ. એમ થશે એટલે પિતાજી એમજ સમજશે કે, મર્જીના કોઇ કારણને લીધે અન્ય સ્થળે ચાલી ગઇ હશે."

આવો વિચાર કરી જોબેદીએ પોતાની એક વિશ્વાસુ બાંદીને બોલાવી. આ બાંદીનું નામ મુન્નાજાન હતું. જોબેદીએ મુન્નાજાનને ફાનસ લઇ પોતાની સાથે આવવા કહ્યું. અને પછી તે મર્જીના પાસે જવા લાગી.

મધ્યરાત્રિ વીતી ગયેલી હોવાથી અનેક પ્રકારની ચિંતાઓ કરી અલ્પકાળથીજ મર્જીના નિદ્રાધીન બની ગઇ હતી. શાહજાદીએ તેના પલંગ પાસે જઈ તેના નાક ઉપર થોડા સમયને માટે એક રુમાલ ધરી રાખ્યો; જેથી મર્જીના વિના વિલંબે તદન બેહોશ બની ગઈ. ત્યારપછી શાહજાદીએ મુન્નાજાનને ઉદ્દેશીને કહ્યું:—"મુન્ના! તું જઇને મલેક અને કાફરખાનને જલ્દી બોલાવી લાવ. મર્જીનાને આપણે

હમણાંને હમણાં એક છુપા સ્થળે લઇ જવાની છે.

મુન્નાજાન નમન કરી ચાલી ગઇ, અને થોડા સમયમાંજ તે બે બળવાન્ ખોજાઓને સાથે લઇ શાહજાદી પાસે આવી પહોંચી. આ બન્ને ખોજાઓ જનાનખાનાના પહેરેગીરો હોઇ તેમના અંગમાં અપાર બળ હતું. શાહજાદીએ તેમને ઉદ્દેશીને કહ્યું:–" આ મર્જીનાના શરીરને એક કાળા ઝબ્ભામાં ઢાંકી દઈ તમે તેને ઉંચકી લઇ મ્હારી સાથે આવો."

ખોજાઓ શાહજાદીના સ્વભાવને સારી રીતે જાણતા હોવાથી તેઓ તેની આજ્ઞાને અમાન્ય કરી શક્યા નહિ. તેમણે મર્જીનાના શરીર ઉપર કાળું વસ્ત્ર ઓઢાડી તેને ઉંચકી લીધા અને તેઓ શાહજાદીની પાછળ પાછળ જવા લાગ્યા. સર્વની આગળ મુન્નાજાન હાથમાં ફાનસ લઇને ચાલતી હતી.

આવી રીતે બે ત્રણ દાદર ઉતર્યાં પછી તેઓ એ વિશાળ પ્રાસાદના નીચેના ભાગમાં આવેલા ચોકમાં જઈ પહોંચ્યાં. ત્યાં આગળથી એક દિવાલમાંની છુપી કળ શાહજાદીએ દબાવી અને તેની સાથેજ એ દિવાલના બે ભાગ થઇ ગયા. સર્વેએ અંદર પ્રવેશ કર્યો. અને શાહજાદીએ અંદરથી એક કળ દબાવી પાછી દિવાલને યથાસ્થિત કરી નાખી. ત્યારપછી એક બે ગુપ્ત ઓરડાઓ વટાવી પાછાં સર્વ એક દાદર ઉતરવા લાગ્યાં. આ સમયે તેઓ પાતાળમાં જ જતાં હોય એવો ભાસ થતો હતો. એ દાદર ઉતરી, મર્જીનાને એક ન્હાની ઓરડીમાં લઈ જવામાં આવી. આ ઓરડીનો દેખાવ એવો ભયંકર હતો કે જો કોઇ નિર્બળ હૃદયના માણસના જોવામાં તે આવે તો ભયથીજ તેનો જીવ ચાલ્યો જાય. એ ઓરડીના એક ખુણામાં એક હાડપિંજર ઉભું ગોઠવવામાં આવ્યું હતું તથા તેની આસપાસ નીચે કેટલીક ખોપરીઓ અને હાડકાંઓ અસ્તવ્યસ્ત પડેલાં હતાં તેથી આ ભૂતખાનું હોય એવો-

જ ભાસ થતો હતો. એ ઓરડીના બીજા ખુણામાં એક ઘાસની પથારી હતી. મર્જીનાને એ ઘાસની પથારી ઉપર સૂવાડી સર્વ પાછાં બ્હાર નીકળ્યાં. બ્હાર નીકળ્યા પછી જોબેદીએ બન્ને ખોજાઓને ઉદ્દેશીને કહ્યું;—" જો આજની વાત કોઇના જાણવામાં આવશે તો તમે બન્ને જીવથી જશો એ ચોક્કસ યાદ રાખજો. હવે તમે તમારા પહેરા ઉપર ચાલ્યા જાઓ."

બન્ને ખોજાઓ શાહજાદીને નમન કરી મૂંગે મ્હોડે ચાલ્યા ગયા. શાહજાદી અને મુન્નાજાન પોતાના શયનસ્થાન તરફ જવા લાગ્યાં.

——:o:——

## પ્રકરણ ૬ ઠું—દૃઢ નિશ્ચય.

——:❧:——

પ્રિય પાઠકબંધુ ! હવે આપણે મક્કાનો ત્યાગ કરી રાજસ્થાનમાં પ્રવેશ કરીશું અને ત્યાંની પરિસ્થિતિનું એક વખત દર્શન કરીશું. રાણી કમળાવતીએ અજમેર રાજ્યની રાજસત્તા વિજયસિંહના હાથમાં આપવાની ઇચ્છા રાખી હતી. આ વાર્તા વાંચકોથી અવિદિત નથી. પરંતુ ઇશ્વરેચ્છા બલિયસિ એ સૂત્રાનુસાર રાણી કમળાવતીના અંતરની ઇચ્છા ફળિભૂત થઇ નહિ. એકાએક વિજયસિંહના પિતા અમરસિંહે પરલોકપ્રયાણ કર્યું અને તેથી રાજકારભાર સંભાળવાનું કામ વિજયસિંહના શિર ઉપર આવી પડયું. વિજયસિંહની માતા ક્યારનીય પરલોકવાસિની થઇ હતી. નિરુપાયે પિતાના અંતકાળ સમયે વિજયસિંહ કમળાવતી પાસેથી વિદાય લઈ રત્નગઢ ચાલ્યો ગયો.

જો કે વિજયસિંહ રત્નગઢ ચાલ્યો ગયો; પરંતુ વિમળા અને પ્રભાવતીની શોધ કરવા જવાનો તેણે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય

કર્યો હતો. એ બન્ને બાળિકાઓની કેવી શોચનીય સ્થિતિ થઈ હશે. યવનોના સપાટામાં ફસાઇ પડી તેમને કેટલું બધું દુઃખ ભોગવવું પડતું હશે તેની કલ્પના સુદ્ધાં તે કરી શકતો નહોતો.

અમરસિંહનું મૃત્યુ થયાને થોડા દિવસો થઈ ગયા હતા. તેમની ઉત્તરક્રિયા સારી રીતે થઇ ગઇ હતી. એવામાં એક દિવસે વિજયસિંહે પોતાના કાકા ક્રૂરસિંહની પાસે જઇને કહ્યું:—“ કાકા ! આજકાલ મ્હારું શરીર સારું રહેતું નથી; તેથી મ્હારો થોડા સમયને માટે દૂર દેશમાં ફરવા જવાનો વિચાર છે. હું પુનઃ રાજધાનીમાં આવું ત્યાં સુધી આપ સારી રીતે રાજ્યકારભાર ચલાવશો એવી મ્હારી ખાત્રી છે. હું પાછો આવીશ એટલે પછી મ્હારી સિંહાસનારુઢ થવાની ક્રિયા કરવામાં આવશે. ”

ક્રૂરસિંહ કેવો ક્રૂર માણસ હતો એ એનાં હૃદયભેદક કાર્યો ઉપરથીજ આપણે ભવિષ્યમાં જાણી શકીશું; છતાં ઉપરથી તે વિજયસિંહ પ્રત્યે અપાર પ્રીતિ પ્રદર્શિત કરતો હતો. વિજયસિંહનું અંતઃકરણ સરળ અને પ્રેમાળ હોવાથી કાકાની કપટતાને તે કળી શકતો નહોતો. કાકાના ઉપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો.

વિજયસિંહનાં વચનો સાંભળી પોતાના મુખમંડળને ચિંતામગ્ન બનાવી ક્રૂરસિંહે કહ્યું:—“ ભાઇ ! જો કે તમારા કહેવા પ્રમાણે રાજ્યકારભાર ચલાવવાને મ્હને હરકત નથી; પરંતુ હવે ઇશ્વિરસ્મરણમાં દિવસો વીતાડી આલોક અને પરલોક સુધારવાનો મ્હારો વિચાર છે. વળી જો તમે ન્હાના હોત તો થોડા કાળને માટે હું રાજ્યવ્યવસ્થા કરત; કિન્તુ તમે સર્વ પ્રકારે કુશળ છો; તેથી તમારા કર્ત્તવ્યનો ભાર તમે ઉપાડી લ્યો તો તમને સુખી જોઇને હું નિશ્ચિંત થઉં. ”

“ કાકા ! હું માત્ર બે ત્રણ માસમાંજ વિદેશથી પાછો આવી

મ્હારું કાર્ય સંભાળી લઇશ. એ માટે આપ નિશ્ચિંત રહેજો. જો હું વિદેશમાં નહિ ફરી આવું તો મ્હારી પ્રકૃતિ સુધરશે કે કેમ એની મ્હને પૂર્ણ શંકા છે.” વિજયસિંહે વિષણ્ણવદને કહ્યું.

“આવું અમંગળ શા માટે વિચારવું જોઈએ. ઇશ્વિર તમને દીર્ઘાયુ કરો, અને તમારી સુખસમૃદ્ધિમાં દિનપ્રતિદિન વૃદ્ધિ કરો એવી મ્હારી અંતરેચ્છા છે; છતાં જ્યારે તમારો આગ્રહ છે ત્યારે હું બે ત્રણ માસ સુધી રાજ્યનો કારભાર ચલાવીશ. તમારો અહિંથી ક્યારે વિદાય થવાનો વિચાર છે ?” ક્રૂરસિંહે સહજ ઉત્સુકતાથી પૂછ્યું.

“હું કાલેજ અહિંથી વિદાય થવાને ઇચ્છું છું.” વિજયસિંહે ઉત્તર આપ્યો.

આ સમયે એક ચૌદ પંદર વર્ષનો બાળક ત્યાં આવી પહોંચ્યો. આ બાળકનું નામ ચંદ્રસિંહ હતું. ચંદ્રસિંહ ક્રૂરસિંહનો પુત્ર હતો. ક્રૂરસિંહ જ્યારે ઘણો ક્રૂર લોભી અને દગાબાજ હતો ત્યારે ચંદ્રસિંહ, સરળ, ગંભીર, પ્રેમાળ અને સ્નેહાર્દ્ર હૃદયનો હતો. વિજયસિંહને તે પોતાના સગા ભાઇ સમાન સમજતો હતો. તેણે અધીરતાથી પૂછયું:—“મ્હોટા ભાઇ ! કાલે તમે મ્હને મૂકી કયાં વિદાય થવાને ઇચ્છો છો ? હું પણ તમારી સાથે આવીશ.”

આ વચનો સાંભળવામાં આવતાં ક્રૂરસિંહના અંતરમાં ઘણો ક્રોધ ઉપજ્યો, પરંતુ પોતાના ક્રોધને તેણે સમય વિચારી દબાવી દીધો. ચંદ્રસિંહનાં વાકયોના ઉત્તરમાં વિજયસિંહે કહ્યું:—“ભાઇ ! હું માત્ર એક બે મહિનાને માટે જ દૂર દેશમાં જઉં છું. મ્હારી સાથે આવવાથી તને કદાચ દુ:ખ પડે એવો સંભવ છે; માટે તું અત્રે રહે એમાં જ કલ્યાણ છે.”

“મ્હોટા ભાઇનું કહેવું ખરું છે.” ક્રૂરસિંહે ગંભીરતા ધારણ કરીને કહ્યું.

પિતાની નારાજી જોઇ ચંદ્રસિંહ વિશેષ કાંઈ નહિ બોલતાં ત્યાંથી

ચાલ્યો ગયો તથા ક્રૂરસિંહ વિજયસિંહની મુસાફરીની વ્યવસ્થા કરવા માટે વિદાય થયો અને એ સ્થાને વિજયસિંહ એકલો ચિંતાતુર વદને બેસી રહ્યો. બેઠો બેઠો તે વિચારવા લાગ્યોઃ—"હે હરિ ! મ્હારાં ક્યાં પાપોના પરિણામે તમે મ્હને મ્હારી પ્રેમપ્રતિમાનો વિયોગી કર્યો છે ? અરેરે ! તે અત્યારે ક્યાં કેવી સ્થિતિમાં હશે ? શત્રુઓ તેને કેટલું બધું દુઃખ દેતા હશે તેની કલ્પના સુદ્ધાં હું કરી શકતો નથી. હે સતીના સહાયક ત્રિભુવનપતિ ! તમે મ્હારી વિમળાનું સંરક્ષણ કરજો. વિમળા સિવાય રાજવૈભવને હું તુચ્છ સમજું છું. હું આવતી કાલેજ તેની શોધમાં જઇશ, અને જો તેનો પત્તો કદાચ નહિ લાગે તો હું મ્હારું અવશિષ્ટ આયુષ્ય વન જંગલમાં ભટકવામાંજ પૂર્ણ કરીશ. બસ હવે એજ મ્હારા મનનો નિશ્ચય છે. કાકા ક્રૂરસિંહ રાજ્યકારભાર ચલાવશે અને હું પ્રિયાની શોધમાં જઇશ. તેનો પત્તો મેળવી હું શત્રુઓના પંઝામાંથી તેને મુક્ત કરી લાવીશ અને પછી રાણી કમળાવતી પાસે તેને દાનમાં માગીશ. રાણી કમળાવતી મ્હારી વિનંતિ અવશ્ય સ્વીકારશે એવો મ્હને દૃઢ વિશ્વાસ છે.



## પ્રકરણ ૭ મું—પ્રબળાની પ્રતારણા.

આત્મગર્વથી ગર્વિત બનેલું અંધ મનુષ્ય અનેક વખતે એમ વિચારે છે કે, પોતે પોતાની શક્તિથી જ જગત્નાં સકળ કાર્યો કરે છે; પરંતુ તે એ વાર્ત્તા જાણતું નથી કે, સર્વ કાર્યોમાં વિધાતાની સહાયતા મળ્યા સિવાય સફળતા પ્રાપ્ત થતી નથી.

આ સ્થળે ગુલજારનું પણ તેમજ થયું. તેણે પોતાના ભૂતજીવનની સઘળી હકીકત સમશેરજંગના મુખે સાંભળીને, એજ રાત્રે

શમશેરજંગની સાથે પલાયન કરી જવાનો નિશ્ચય કર્યો; પરંતુ વિધિની પ્રતિકૂળતાથી તેમ થયું નહિ કેમકે મુબારકનું આ છુપું રહેઠાણ ઘણું સુરક્ષિત હતું મુખ્યદ્વાર પાસે સખ્ત પહેરો હતો. એ દિશા તરફથી કોઇ પણ રીતે પહેરેગીરોની આંખોમાં ધૂળ નાખી પલાયન કરી શકાય તેમ નહોતું.

માત્ર ખડકીના ગુપ્તદ્વારનો જ ભરોંસો હતો; પરંતુ એ દ્વારની કુંચી કયાં છે એ ગુલજાર જાણતી નહોતી. આથી તે ચિંતામગ્ન બની ગઈ. કુંચી મેળવવાને માટે તેણે ઘણી મહેનત કરી. એ કુંચીને તે ઓળખતી તો હતી જ. કુંચી શોધવામાં ઘણો વખત વીતી ગયો. અંતે ગુલજારે વિચાર્યું:—"મ્હેં સર્વ સ્થળોએ શોધ કરી છે. હવે માત્ર મુબારકનો સૂવાનો ઓરડો જોવાનો રહ્યો છે."

આમ વિચારી હાથમાં સળગતો દીપક લઈ ગુલજાર મુબારકના શયનગૃહમાં ગઇ. પછીથી તે જેવી એ ઓરડામાંથી ‌બ્હાર નીકળતી હતી, કે તરતજ તેણે બેઠકખાનામાં, અંધકારના વિસ્તારમાં એક બળવાન્ પુરુષને ઉભો રહેલો જોયો.

ગુલજારે ભયસૂચક સ્વરે પૂછયું:—"કોણ છે?"

પુરુષે કહ્યું;—"ગુલજાર! તું મ્હને ઓળખી શકતી નથી? હું ત્હારા ગુલામનો પણ ગુલામ મુબારક છું."

ગુલજારનું સર્વાંગ કંપી ઉઠયું. તેણે વિચાર્યું, મુબારક કોઇ જાદુઈ મંત્ર જાણે છે કે શું? જો તેમ ન હોય તો આવી ગંભીર રાત્રે—ખલિફાની કેદમાંથી મુક્ત થઈ તે અહિં કેવી રીતે આવી શકે?

થોડા સમય સુધી કાંઇ વિચાર કરી, ગુલજાર સમજી શકી કે, એ મ્હોટા ભયંકર સંકટના મ્હોં પાસે ઉપસ્થિત થયેલી છે. તેણે શા માટે મુબારકના શયનાલયમાં પ્રવેશ કર્યો હતો એ વાત જો જાહિર થઈ જાય તો મુબારક તેના ઉપર અપાર ક્રોધે ભરાય—મુબારકનું હિ-

તાહિત જ્ઞાન અદ્રશ્ય થઇ જાય. એ કદાચ ગુલજારનું ખૂન કરતાં પણ સંકોચાય નહિ, અને જો તેમ ન કરે તો તે તેને જીવનપર્યંત કેદ કરી રાખે એવો ગુલજારના અંતરમાં ભય ઉપજ્યો; પરંતુ ગુલજારે સમયસૂચકતા વાપરી પોતાના મનોભાવને છુપાવી દીધો. સંકટ સમયે તે ગભરાઈ જાય એવી નહોતી. પ્રસન્ન મુખે તેણે કહ્યું:—" આવી રાત્રે તમે એકાએક પાછા ક્યાંથી આવ્યા ? મ્હને તો તમે રાજસ્થાનમાં જવાની વાત કહી હતી ! તમને એકાએક પાછા આવેલા જોઇ હું ઘણો ભય પામી હતી."

મુબારકે એક આસન પર બેસી વસ્ત્રો બદલીને કહ્યું:—" હમણાં હું શ્રમિત થઇ ગયેલો હોવાથી વિશ્રામ મેળવવાને ઇચ્છું છું."

ગુલજારે કિંચિત્ રોષસૂચક સ્વરે કહ્યું:—" આજકાલ તમે મ્હારાથી ઘણી વાતો છુપાવતા હો એમ મ્હને લાગે છે."

" ગુલજાર ! આ ત્હારી માન્યતા ભૂલ ભરેલી છે. છતાં જે વાતો સાંભળી તું વિરક્ત થાય તેમ હોય તેવી વાતો હું તને કહેતો નથી."

" મ્હને કશામાં વિરક્તિ નથી. જ્યારે હું તમારી કરુણાને આધીન થઇ છું ત્યારે કોઈ અન્યાય કાર્ય કરવાની હું તમને ના કહું છું તો પણ તમે ક્યાં સાંભળો છો ?"

" ના, ગુલજાર ! તું આમ ન બોલ. હું ઘણી ગુપ્ત બાબતોમાં પણ ત્હારા ઉપર વિશ્વાસ રાખું છું. તું અત્યાર સુધી જાગતી કેમ રહી છે ?"

" જે આ વિશાળ સ્થાનની એક માત્ર રક્ષયિત્રી છે તેને નિદ્રા ક્યાંથી આવી શકે ?"

" આટલી રાત્રે હાથમાં દીપક લઇ તું અહિં શું કર્યા કરે છે ? મ્હેં તને મ્હારા શયનાલયમાંથી આવતાં જોઇ છે." મુબારકે પ્રશ્ન કર્યો.

" મુબારકખાન ! હું એક ભયંકર ભ્રમમાં પડી હતી." સત્યવાત

ઉડાવવાના ઉદ્દેશથી ગુલજારે કહ્યું.

"શાના ભ્રમમાં પડી હતી?" મુબારકે ઉત્સુકતાથી પૂછ્યું.

"હું મ્હારા ઘરમાંજ સૂઇ રહી હતી. સૂઇ રહીને આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. વિચારો કરતાં કરતાં મ્હને તંદ્રા આવી હતી; એવામાં મ્હેં તમારા ગુપ્ત ધનભંડારમાં કોઈનાં પગલાંનો અવાજ થતો સાંભળ્યો." ગુલજારે તદ્દન અસત્ય વાત ઉચ્ચારી.

"ગુલજાર ! તું શું કહે છે?" આશ્ચર્યમગ્ન બની જઇ મુબારકે પૂછ્યું.

"હું જે કહું છું તે પ્રથમ સાંભળો. એ પગલાંનો અવાજ સાંભળવામાં આવતાં મ્હેં એમ વિચાર્યું કે, તમારા જે અનુચરો અહિં છે, તેઓમાંનો કોઈ તમારી ગેરહાજરીનો લાભ લઇ, ચોરી કરવાના હેતુથી તમારા ગુપ્ત ધનભંડાર પાસે ગયેલો હોવો જોઇએ; તેથી મ્હારા અંતરમાં ઉપજેલા સંદેહને દૂર કરવાના હેતુથી હું હાથમાં દીપક લઈ તમારા શયનગૃહમાં ગઈ હતી."

"ત્યાં ત્હેં કોઈ લુચ્ચાને જોયો કે?" મુબારકે અધીરતાથી પૂછ્યું.

"જો જોયો હોત તો મ્હોટું સંકટ આવી પડત; કિન્તુ ખુદા ઘણા મેહેરબાન છે. તેમણેજ મ્હારું રક્ષણ કર્યું છે. મ્હારો એ સંદેહ સર્વાંશે અમૂલક ઠર્યો છે. ધારો કે, જો કદાચ હું કોઈ બળવાન્ બદમાશના સપાટામાં સપડાઈ ગઇ હોત તો મ્હારી કેવી દુર્દશા થાત?" ગુલજારે કહ્યું.

"ગુલજાર ! વાઘની ગુહામાં પ્રવેશ કરવાનું સાહસ કોણ કરી શકે તેમ છે? મ્હારા અનુચરો ઉપર મ્હારો સંપૂર્ણ વિશ્વાસ છે. મ્હારા અનુચરોમાંનો કોઇ નિમકહરામ નિવડે તેવો નથી. ગુલજાર ! તને ભ્રમ થયેલો જ હોવો જોઇએ, તથા ત્હારા ભ્રમને લીધેજ આવી ગંભીર રાત્રે ત્હારે આટલું બધું દુઃખ ભોગવવું પડયું છે!"

ગુલજારે સહાસ્ય મુખે કહ્યું:—"એ સઘળી હકીકત હમણાં જવા દ્યો. તમે ઘણા શ્રમિત થઈ ગયા છો એમ તમારું મ્હોં જોતાંજ માલૂમ પડી આવે છે. હું તમને શરબત બનાવી આપું છું, તે પી ઠંડા થઈ વિશ્રાંતિ લ્યો."

ગુલજારના મુખે અત્યાર પૂર્વે કદાપિ મુબારકે આવાં પ્રેમદર્શક વચનો સાંભળ્યાં નહોતાં. અભિમાનિની ગુલજારે આજે આવી શાન્ત મૂર્તિ કેમ ધારણ કરી છે તેનો મુબારક ઘણા વિચારોને અંતે પણ કશો નિર્ણય કરી શક્યો નહિ. તે મૌન ધારણ કરી આ બાબતનો જ વિચાર કરવા લાગ્યો.

સુચતુર ગુલજાર મુબારકને મૌન ધારણ કરી બેસી રહેલો જોઇ સમજી કે, તેણે મુબારકને જે હકીકત કહી છે તે હકીકત તેના મનમાં બરાબર ઉતરી નથી. આથી સહજ અભિમામ દર્શાવતાં તેણે કહ્યું:— "મુબારકખાન! મ્હારાં વચનો ઉપર તમારો વિશ્વાસ નથી બેસતો કે શું? એમ હોય તો હું મ્હારું મ્હોટું દુર્ભાગ્ય જ સમજું છું!" આ-ટલું બોલીને ગુલજાર રડી પડી.

હાય નારી! હાય! હતભાગ્ય પુરુષ ગમે એટલો હોશિયાર હોવા છતાં ત્હારી છળનાને સમજી શકતો નથી. મુબારક! નારીની સ્વભા-વસિદ્ધ છળના પાસે ત્હારે પણ પરાજિત થવું પડશે જ.

ગુલજારનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવેલું જોઇ, મુબારકના અંતરમાં ઉપજેલો થોડો ઘણો સંદેહ દૂર થઇ ગયો. ગુલજારનો જ-મણો હાથ પોતાના હાથમાં લઇ સ્નેહસૂચક સ્વરે તેણે કહ્યું:—"ગુલ-જાર! હજી પણ ત્હારી મૂર્ખતા કિંવા અજ્ઞાનતા દૂર ન થઇ કે? મ્હેં તો તને કાંઇ કહ્યું નથી. તું મ્હને ક્ષમા કર. જો આવી રીતના પ્રશ્નો કરી હું ત્હારા અંતરને વ્યથિત કરતો હોઉં તો તે માટે હું ત્હારી પાસે બન્ને હાથ જોડીને ક્ષમા માગું છું." આટલું બોલી

મુબારક ગુલજારનાં ચક્ષુઓનું અશ્રુજળ સાફ કરી નાખી, પ્રેમપૂર્વક તેના કુસુમના જેવા કોમળ હાથ પકડી, મધુર વચનોથી તેનું સાંત્વન કરવા લાગ્યો.

ગુલજાર ઘણી બુદ્ધિમતી હતી. તેને જ્યારે એમ લાગ્યું કે, મૂર્ખ મુબારક તેની છળનાથી છેતરાયો છે ત્યારે તે સર્વાંશે ચિંતા-શૂન્ય—ઉદ્વેગશૂન્ય થઈ.

પ્રકૃતિ હમ્મેશાં નવરંગમયી જ હોય છે. તેના કોમળ સ્નેહમય હૃદય ઉપર ક્વચિત્ ઉજ્વળ પ્રકાશ હોય છે તો ક્વચિત્ ભીષણ અંધકાર હોય છે. લીલામયી નારીની સ્થિતિ પણ બરાબર એવીજ હોય છે. જે ગુલજારના વદન ઉપર અલ્પકાળ પૂર્વે આંસુઓનું દર્શન કર્યું તેજ ગુલજારના મુખ ઉપર હવે ઉજ્વળ હાસ્યચ્છટાનો વિકાસ જો-વામાં આવ્યો.

ગુલજાર મુબારકના બેઠકખાનાનો દીપક સળગાવી, તેની પરિ-ચર્યામાં નિયુક્ત થઈ. જે કાર્ય તેણે પોતાના જીવનમાં કદાપિ કર્યું નહોતું તે કાર્ય પણ તેણે તે દિવસે કર્યું. તે પોતાના હાથમાં એક સુંદર પંખો લઈ મુબારકને પ્રફુલ્લ મુખે વાયુ ઢોળવા લાગી. મુબારકે તેને આવું કષ્ટ નહિ વેઠવા માટે ઘણું કહ્યું; પરંતુ તેણે તેનું કહેવું સાંભળ્યું જ નહિ.

થોડા સમય સુધી વાયુ ઢોળ્યા પછી ગુલજારે હાથ મ્હોં ધોવાનું પાણી લઇ આવી મુબારકને આપ્યું. ગુલજારના આવા વ્યવહારથી મુબારક ઘણો પ્રસન્ન થયો. તે પોતાનો સઘળો શ્રમ અને ચિંતા ભૂલી ગયો. ગુલજારની પાસેથી આવો પ્રેમ તેણે કદાપિ પ્રાપ્ત કર્યો નહોતો.

ગુલજારને જ્યારે એમ લાગ્યું કે, મુબારકનો શ્રમ દૂર થઇ ગયો છે ત્યારે હાસ્યમુખે તેણે કહ્યું:—“ થોડું શરબત લાવી આપું છું. તમે તો વારંવાર એમ કહો છો કે. મ્હારું બનાવેલું શરબત તમને ઘણું

સ્વાદિષ્ટ લાગે છે."

મુબારકે સહાસ્ય મુખે કહ્યું:—"ના ના, ત્હારા આ સુંદર મુખમાંથી નીકળતાં મધુર વચનોથી મ્હારું અંતર શીતળ થાય છે. શરબતનું હવે પ્રયોજન નથી; છતાં જો એક પ્યાલો કૉફી અને થોડાં પીસ્તાં લઇ આવીશ તો મ્હારું પેટ ઠંડું થશે. બે દિવસથી મ્હેં નહિ જેવું જ ખાધું છે!"

ગુલજારે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:—"તમે આ શું કહો છો? બે દિવસથી તમે કાંઈ ખાધું નથી? વળી તમે રાજસ્થાનમાં નહિ જતાં એકાએક પાછા કેમ આવ્યા છો? મ્હેં તમારા એક દૂત માર્ફત એવા સમાચાર જાણ્યા હતા કે, તમને શહેનશાહ ખલિફાએ કેદ કર્યા છે; પરંતુ તમારા જેવા બહાદુર અને ચતુર પુરુષ કેદ પકડાય એ વાત ઉપર હું પૂર્ણ વિશ્વાસ મૂકી શકી નહોતી."

"ગુલજાર! એ સઘળી હકીકત હું તને આવતી કાલે કહી સંભળાવીશ." મુબારકે કહ્યું.

તરતજ ગુલજાર ત્યાંથી ચાલી ગઇ, અને થોડા સમયમાંજ કૉફી બનાવી, તે સાથે થોડાં પીસ્તાં અને નાસ્તો પણ લઇ આવી. મુબારક સમજી શક્યો નહિ કે, ગુલજારના પાષાણ પ્રાણમાં આવું અસંભવ પરિવર્ત્તન કેમ થયું હતું? અત્યાર સુધી તેણે અનુરાગને બદલે વિરાગ, સ્નેહને બદલે રૂક્ષ વ્યવહાર તથા આદરને બદલે અનાદરજ દર્શાવ્યો હતો; કિન્તુ આજે તેના સ્વભાવમાં અને વર્તનમાં આવું અદ્ભુત પરિવર્તન કેમ થયું હતું? આ ગૂઢ રહસ્ય મુબારક સમજી શક્યો નહિ.

મુબારક જ્યારે આ સંબંધીનો વિચાર કરી સંદેહના હિંચકા ઉપર હિંચતો હતો એવામાં ચાંદીના પાત્રમાં ગુલજાર સુવાસિત ગરમ કૉફી અને પીસ્તાં વગેરે લઇ આવી. મુબારકે પોતાના હાથ લંબાવી,

ગુલજારના હાથમાંથી એ સઘળી સામગ્રી લઈ લીધી.

કૉફી પી તેમજ નાસ્તો કરી લઈ મુબારકે ગુલજારને ઉદ્દેશીને કહ્યું:—"ગુલજાર! તું મ્હારી પાસે આવીને બેસ."

ગુલજારનું મુખમંડળ લાલચોળ બની ગયું. તેણે કહ્યું:—"એકદમ આટલો બધો અનુરાગ પ્રદર્શિત કરવો એ સારું નથી. હું એક વાત પૂછું તેનો તમે સત્ય ઉત્તર આપશો કે?"

"શી વાત?" મુબારકે અધીરતાથી પૂછ્યું.

"તમારો મુખ્ય શત્રુ કોણ છે?" ગુલજારે પ્રતિપ્રશ્ન કર્યો.

"મ્હારો મુખ્ય શત્રુ મક્કાધિપતિ ખલિફા છે; બીજો શત્રુ સમશેરજંગ છે. સમશેરજંગ મ્હારી કેદમાં સપડાયલો છે, અને ખલિફાને પણ હવે હું થોડા સમયમાંજ કેદ કરીશ—મ્હારા વૈરની વસુલાત લઈશ." મુબારકે આવેશમાંજ ઉત્તર આપ્યો.

"મુબારકખાન! તમે ઘણા નિષ્ઠુર છો!" આટલું કહીને ગુલજાર પોતાના શયનગૃહ તરફ ચાલી ગઈ, તથા શયનગૃહમાં પ્રવેશ કરીને શયનગૃહનાં દ્વાર તેણે બંધ કરી દીધાં. તે દિવસે તે સમશેરજંગની સાથે મુબારકના ગુપ્ત નિવાસસ્થાનમાંથી પલાયન કરી શકી નહિ.

---

## પ્રકરણ ૮ મું—પ્રપંચનો પ્રારંભ.

મક્કાધિપતિની વિલાસવાટિકામાં આવેલા વિશાળ અને ઉચ્ચ પ્રાસાદના એક રમણીય બેઠકખાનામાં અજમેરરાજનન્દિની પ્રભાવતી અને વિમળા બેઠી બેઠી સ્વધર્મ સંરક્ષણાર્થે શું કરવું તેની ચિંતા કર્યા કરતી હતી. વિમળાએ કહ્યું:—"બ્હેન! ખલિફાએ દર્શાવેલી મુદ્દત પૂર્ણ થઇ છે. આજે રાત્રે તે અત્રે આવ્યા સિવાય રહેશે નહિ. હવે આપણે આપણા શિયળ ધનને સાચવવાને માટે કયો માર્ગ સ્વીકારવો તેનો

ક્રશો નિર્ણય હું કરી શકતી નથી."

"બ્હેન ! સતીના સહાયક શ્રી ભગવાન છે; છતાં આપણે સ્વધર્મ સાચવવાને માટે પ્રાણના ભોગે પણ પ્રયત્ન કરવો જોઇએ. મ્હેં મ્હારા મનમાં આપણા ઉદ્ધારનો અને તે સાથે આપણા સ્વતંત્ર અજમેરરાજનું નિકંદન કરનાર યવન સેનાધિપતિ મહમ્મદના વિનાશનો એક અદ્ભુત માર્ગ શોધી કાઢયો છે." પ્રભાવતીએ ગંભીરતાથી કહ્યું.

"એવો શો માર્ગ શોધી કાઢયો છે ?" વિમળાએ ઉત્સુક્તાથી પૂછયું.

"જો, આજે ખલિફા આપણી પાસે આવ્યા સિવાય રહેશે નહિ. તે મ્હારી પાસેથી પોતાની મહત્વાકાંક્ષામાં ફળિભૂત થાય તેમ નહિ હોવાથી હવે તે ત્હારી પાસે આવશે. એવા સમયે તું માત્ર બાહ્ય પ્રીતિ દર્શાવી તેને એમ કહેજે કે, "ખલિફા ! તમારા સેનાધિપતિ મહમ્મદખાને અમને અહિં મોકલતાં પહેલાં અમારા સતીત્વધનનું હરણ કર્યું છે; માટે આપ જ્યાં સુધી આપના સેનાધિપતિને તેના આવા નીચ કાર્યની યોગ્ય સજા નહિ કરો—તેનો જીવ નહિ લ્યો ત્યાં સુધી અમે તમારી ઇચ્છાનુસાર વર્તી શકીશું નહિં. તું આમ કહીશ એટલે ખલિફા મહમ્મદખાન ઉપર અપાર ક્રોધે ભરાઇ તેને અહિં કેદ પકડી મંગાવશે, અને પછીથી તેનો જીવ લેશે. ત્યાં સુધી આપણા ઉપર ખલિફા કોઇ પણ પ્રકારનો જુલ્મ ગુજારી શકશે નહિ. વળી એટલા સમયમાં બહાદુર મુબારકખાન પણ ખલિફાની કેદમાંથી મુક્ત થઈ જશે, એમ હું ધારું છું, અને એમ થશે એટલે પછી તે આપણને પણ મુક્ત કર્યા સિવાય રહેશે નહિ. હવે કહે જોઇએ કે, આ માર્ગ તને કેમ લાગે છે ?" પ્રભાવતીએ સઘળું વિવેચન કર્યું.

"આ ઘણો ઉત્તમ માર્ગ છે. એ સિવાય બીજી કોઈ રીતે

આપણે આપણી મર્યાદાનું રક્ષણ કરી શકીએ એમ મ્હને લાગતું નથી." વિમળાએ ભગિનીના વિચારને સંમતિ દર્શાવી.

"ઠીક, ત્યારે આજે મ્હારે બદલે તું અહિં જ બેસી રહે. હું શયનગૃહમાં જઈને જાગ્રતવસ્થામાં પલંગમાં સૂઈ રહું છું. ખલિફા આવે એટલે તું મ્હેં તને જેમ કહ્યું છે તેમ કરજે અને કહેજે, તથા મ્હારા સંબંધી કાંઈ પૂછે તો એવો ઉત્તર આપજે કે, આજે બ્હેનની તબિયત સારી નહિ હોવાથી તે સૂઈ ગઇ છે."

બરાબર આજ સમયે કોઇનાં પગલાંનો અવાજ થોડે દૂરથી સાંભળવામાં આવ્યો. ખલિફા આવે છે વિચારી પ્રભાવતી શયનગૃહ તરફ ચાલી ગઈ, અને વિમળા એકલી જ એ બેઠકખાનામાં બેસી રહી.

અલ્પકાળમાં જ મક્કાધિપતિ ખલિફાએ એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો, તથા એક આસનપર બેસીને તેણે પૂછ્યું:—" બાળા! ત્હારી મ્હોટી બ્હેન અહિં કેમ જોવામાં આવતી નથી."

" જહાંપનાહ! આજે એકાએક મ્હારી મ્હોટી બ્હેનની તબિયત બિમાર થઈ ગઇ છે; તેથી તે સૂઇ ગયેલી છે." વિમળાએ ઉત્તર આપ્યો.

તમને અહિં કોઈ પણ પ્રકારનું દુ:ખ તો નથી પડતું ને?" ખલિફાએ પ્રશ્ન કર્યો.

" ના જનાબ! આપની મેહેરબાનીથી અમને અહિં કોઇ પણ પ્રકારનું દુ:ખ પડતું નથી." વિમળાએ પ્રફુલ્લમુખે કહ્યું.

" બાળા! ત્હારા અને ત્હારી ભગિનીના સ્વભાવમાં આસ્માન જમીન જેટલું અંતર જણાય છે! ત્હારું હૃદય ઘણું કોમળ અને પ્રેમાળ હોય એવો મ્હને ભાસ થાય છે; વળી ત્હારું રૂપસૌંદર્ય ત્હારી ભગિનીના રૂપસૌન્દર્યથી બિલ્કુલ ઉતરતું નથી. તું આ મક્કાધિપતિ શહેનશાહ ખલિફાની રાજરાણી થવાને જ યોગ્ય છે." ખલિફાએ મદનના મદથી મદાંધ બનતાં કહ્યું.

"શાહેઆલિ! મ્હારા રૂપસૌન્દર્યે જ મ્હારા ધર્મનો, મ્હારાં માનમર્યાદાનો નાશ કરી મ્હને કુળકલંકિની બનાવી દીધી છે. મ્હારા સૌન્દર્યે જ મ્હારા શત્રુની ગરજ સારી છે." વિમળાએ પોતાની આંખોમાં અશ્રુજળ લાવી પોતાનું કપટ નાટક ભજવવાની શુરુઆત કરી

"સુંદરિ! ત્હારાં આ વચનોનું રહસ્ય હું સમજી શકતો નથી. સ્ત્રીજાતિનું સૌન્દર્ય તો સ્ત્રીજાતિને સુખની સીમાનું દર્શન કરાવે છે; છતાં તું આવાં વિરુદ્ધ વચનો કેમ ઉચ્ચારે છે?" ખલિફાએ પૂછ્યું.

"સહેનશાહ! દીન દુનિયાના માલિક! મ્હારા કલંકની વાત મ્હારા મુખે કહેતાં મ્હને ઘણી શરમ અને સંકોચ ઉપજે છે; છતાં આપના ગુલામેજ મ્હારા સતીત્વધનનો વિનાશ કરેલો હોવાથી આપ એને યોગ્ય સજા કરશો એમ ધારીને જ આજે આપની સમક્ષ મ્હેં આ વાત કાઢી છે."

"બાળા! આ તું શું કહે છે? કયા કાફરે ત્હારી આબરુ પર ધાબો લગાવી મૃત્યુને નિમંત્રણ કર્યું છે? તું જલ્દી એ કાફરનું નામ કહે એટલે હું તેને ઘણી ભયંકર સજા કરી મ્હારા ક્રોધાગ્નિને શાન્ત કરીશ." ખલિફાએ ક્રોધને વશ થઇ કહ્યું.

"જહાંપનાહ! આપ વિના કારણ ક્રોધે ભરાઓ છો! કેમકે જે નિષ્ઠુર નરપિશાચે મ્હને કલંકિની બનાવી છે તે નરપિશાચને આપ કશી સજા કરી શકો તેમ નથી." વિમળાએ ખલિફાને સંપૂર્ણ ઉત્તેજિત કરવાના હેતુથી કહ્યું.

"ના ના—તું ભૂલે છે. આવા ભયંકર ગુન્હા બદલ હું કોઈને ક્ષમા આપી શકું તેમ નથી. તું જલ્દી એ નરપિશાચનું નામ કહે અને પછી જો કે, આ મક્કાધિપતિના હાથે તેની કેવી દુર્દશા થાય છે!"

"શહેનશાહ! આ કાર્ય આપના સેનાધિપતિ મહમ્મદખાનનું જ છે. અમને બન્ને બ્હેનોને રજપૂત સૈન્યમાંથી કેદ પકડી તે પોતાના

તંબૂમાં લઇ ગયો હતો, તથા ત્યાં તેણે અમારા ઉપર બળાત્કાર કર્યો હતો. મ્હારી બ્હેનને પોતાનો જીવ ગૂમાવવાનો ભય દર્શાવ્યાથી તે તેની પાસેથી નાસિપાસ થઈ મ્હારી પાસે આવ્યો હતો, અને તેણે કહ્યું હતું કે, ' સુંદરિ ! મ્હેં મહા મુશિબતે તને કેદ કરી છે; તેથી ખલિફાના કરતાં ત્હારા ઉપર મ્હારો પ્રથમ અધિકાર છે. મ્હારી મુરાદ પાર ઉતાર્યા પછી હું તને ખલિફા પાસે મોકલીશ. ' આમ કહી તેણે મ્હારા ઉપર બળાત્કાર કર્યો હતો. હું નિરાધાર—અસહાય હતી. દુષ્ટે પોતાની પાપવાસના પૂર્ણ કરી મ્હારા પવિત્ર દેહને કલંકિત કરી મ્હને અહિં મોકલી છે; તેથી એ નરાધમ મહમ્મદખાનનાં અપરાધની આપ તેને યોગ્ય સજા નહિ કરો ત્યાં સુધી હું આપની ઇચ્છા પરિતૃપ્ત કરી શકીશ નહિ." વિમળાએ પ્રતિશોધ—વૈરની વસુલાત લેવાની શુરુઆત કરી.

"બાળા ! મ્હારા ગુલામ મહમ્મદખાને જે અપરાધ કર્યો છે તે અક્ષમ્ય છે. હું નહોતો ધારતો કે તે આવો નીચ અને મૂર્ખ હશે ! મહમ્મદ ! ત્હારા જીવનનો અંતકાળ હવે તદ્દન પાસે આવી પહોંચ્યો છે. આ ખલિફા જ્યાં સુધી ત્હારા અંગ ઉપરની ચામડી ઉતરાવશે નહિ ત્યાં સુધી તેના બેચેન જીવને રાહત મળશે નહિ. સુંદરિ ! આજે ને આજે જ હું તેની જગ્યાએ બીજા સેનાધિપતિને મોકલી તેને અહિં કેદ કરી મંગાવું છું, અને ત્હારી દૃષ્ટિ સમક્ષ તેને યમના દરબારમાં પહોંચાડી દઉંછું. વળી જ્યાં સુધી હું એ નરપિશાચને પરલોકમાં નહિ પહોંચાડું ત્યાં સુધી ત્હારી પાસે હવે હું પુનઃ પ્રેમયાચના કરવા આવીશ નહિ."

આમ કહી ખલિફા રોષાવેશમાંજ ત્યાંથી ચાલ્યો ગયો. વિમળાએ ભગિની પાસે જઇ તેને સઘળી હકીકત કહી. બન્ને બ્હેનો થોડા દિવસોને માટે નિશ્ચિંત થઇ.

——ⅹⅹ——

## પ્રકરણ ૯ મું.—ક્રૂરસિંહનું કાવત્રું.

રત્નગઢનો ત્યાગ કરી કાકા ક્રૂરસિંહે સ્વાધીન કરેલા દશ પંદર ઘોડેસ્વાર સૈનિકોસહ વિજયસિંહ મક્કા તરફ આગળ વધતો હતો. સિંધ દેશની સરહદ પાસે જઈ જળમાર્ગે તેણે મક્કા જવાનો વિચાર રાખ્યો હતો. વિમળાની ચિંતાથી તે વારંવાર વ્યાકુળ બની જતો હતો. કોઈની સાથે વિશેષ વાતચિત કરવી તેને ગમતી નહોતી.

ક્રૂરસિંહે જે સૈનિકોને વિજયસિંહની સાથે તેના અંગરક્ષકો તરીકે મોકલ્યા તે ક્રૂરસિંહનાજ મળતીઆઓ હતા. વડિલ બંધુનું મૃત્યુ થયા પછી ક્રૂરસિંહના અંતરમાં કોઇ પણ રીતે રાજ્યપ્રાપ્તિની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી; કિન્તુ તેની આ મહત્વાકાંક્ષા જ્યાં સુધી રાજકુમાર વિજયસિંહ જીવતો હોય ત્યાં સુધી સફળ થાય એવી નહોતી; તેથી કોઇ પણ પ્રકારે વિજયસિંહને જીવતો મારી નાખી વડિલ બંધુનું રાજ્ય મેળવવાને તે ઇચ્છતો હતો. વિજયસિંહ કાકાની આવી નિષ્ઠુર ઇચ્છાથી સર્વાંશે અજ્ઞાત હતો. કાકાને તે પોતાના શુભાકાંક્ષીજ સમજતો હતો, તેથી પોતાની વિરુદ્ધ કાકા કાંઈ કાવત્રું કરશે એવી તેના અંતરમાં કદાપિ કલ્પના સુદ્ધાં ઉપજતી નહોતી.

ક્રૂરસિંહે જે સૈનિકોને વિજયસિંહ સાથે મોકલ્યા હતા તેમને તેણે રસ્તામાં વિજયસિંહનું ખૂન કરવાની અને તેનું મસ્તક ધડથી જૂદું કરી પોતાની પાસે લાવવાની આજ્ઞા કરી હતી. આ કાર્ય બદલ ક્રૂરસિંહે તેમને ઘણાં સારાં મૂલ્યવાન્ ઇનામો આપવાનો લોભ દર્શાવ્યો હતો, અને તેથી લોભને વશ થઈ એ સૈનિકોએ સુયોગ મળતાંજ વિજયસિંહનું માર્ગમાં ખૂન કરવાનો પ્રથમથી નિશ્ચય કર્યો હતો.

એ સૈનિકોમાં લક્ષ્મણસિંહ નામનો એક વફાદાર અને નિમકહલાલ સૈનિક પણ હતો. રાજકુમાર ઉપર તેનો અસાધારણ સ્નેહ

હતો; છતાં બ્હારથી તે કપટી ક્રૂરસિંહનેજ, રાજકુમાર વિજયસિંહના કલ્યાણાર્થે મળેલો હતો. જ્યારે ક્રૂરસિંહે તેની આગળ વિજયસિંહનું ખૂન કરવા સંબંધીની વાત કાઢી હતી ત્યારે તે કંપી ઉઠયો હતો; પરંતુ એ સમયે જો જો પોતે પોતાના અંતરનો ભાવ જાહિર થવા દેશે તો વિજયસિંહનું સંરક્ષણ થઈ શકશે નહિ. આમ વિચારી તેણે પોતાના અંતરના ભાવને છુપાવી રાખ્યો હતો, અને ક્રૂરસિંહના અનુયાયી તરીકે તે વિજયસિંહ સાથે આવ્યો હતો.

મધ્યરાત્રિનો સમય હતો આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણતેજથી પ્રકાશી વસુંધરા ઉપર પોતાના શીતળ પ્રકાશનો સંપૂર્ણ વિસ્તાર કરી રહ્યો હતો. અરણ્યમાં આવેલાં ઉચ્ચ વૃક્ષો ઉપર પણ ચાંદનીનો પ્રકાશ પ્રકાશી રહ્યો હતો. ચોતરફ ગંભીર નિસ્તબ્ધતા જોવામાં આવતી હતી. આવા સમયે એક વિશાળ વટવૃક્ષની છાયા નીચે વિજયસિંહ અને તેના સાથીદાર સૈનિકોએ વિશ્રામ કર્યો હતો. વિજસિંહ નિદ્રાધીન થઇ ગયો હતો. લક્ષ્મણસિંહ, વિજયસિંહથી થોડા અંતરેજ જાગતો સૂઈ રહ્યો હતો. બીજા સૈનિકો એક તાપણી સળગાવી તેની આસપાસ બેસી હુક્કો ગગડાવતા હતા, અને અરસ્પરસમાં ગપ્પાં હાંકતા હતા.

અરિસિંહ નામનો એક સૈનિક બોલી ઉઠ્યો:—" ભાઇઓ ! આજે રાજકુમાર સવેળા નિદ્રાધીન થઈ ગયો છે. આજના જેવો સુયોગ પુનઃ મળવો મુશ્કેલ છે; માટે મ્હારી સલાહ તો એવીજ છે કે, આપણે આજેજ આપણું કાર્ય પાર ઉતારીએ."

જાલિમસિંહ નામના બીજા એક સૈનિકે આ વાકયો સાંભળીને કહ્યું:—" ખરું છે; જ્યારે આપણને આવો ઉત્તમ પ્રસંગ પ્રાપ્ત થયો છે ત્યારે પછી હવે વિના કારણ એની સાથે વધારે અથડાવામાં શું કલ્યાણ છે ? આપણે આપણું કામ પાર ઉતારી, ક્રૂરસિંહ પાસેથી પૂરતું

ઇનામ મેળવી બાળબચ્ચાં સાથે આપણા દિવસો આનંદમાં અને મૉજશૉખમાં પસાર કરીશું. ”

અભયસિંહ નામના બીજા એક સૈનિકે કહ્યું:—“ પણ ભાઇ! પહેલાં તો આ કાર્ય કરવાની મ્હારામાં હિમ્મત હતી; પરંતુ હવે ખૂન કરવાની કલ્પના ઉપજતાંજ મ્હારું સર્વાંગ કંપી ઉઠે છે. આપણાથી એકાર્ય બની શકવાનું નથી. ”

અભયસિંહનાં વચનો સાંભળી જાલિમસિંહ બોલી ઉઠ્યો:— “ જગત્માં આડો અવળો હાથ નાખ્યા સિવાય કોઈની સ્થિતિ સુધરતી નથી. ખૂન કરવું એ તો એક રમતની વાત છે. વળી સ્વાર્થસિદ્ધિને માટે ગમે એવું ભયંકર કાર્ય કરવામાં પાછી પ્હાની કરવી જોઇએ નહિ.”

આ સઘળી વાતચિત લક્ષ્મણસિંહના સાંભળવામાં આવી. આ ક્રૂર–નિષ્ઠુર નરપિશાચોની ક્રૂરતામાંથી રાજકુમાર વિજયસિંહનું સંરક્ષણ કેવી રીતે કરવું તેની મ્હોટી ચિંતામાં એ પડી ગયો, અંતે ઘણીજ સાવધાનતાથી સૂતો સૂતોજ ખસીને તે જ્યાં આગળ રાજકુમાર વિજયસિંહ સુઇ રહ્યો હતો ત્યાં ગયો, અને તેણે વિજયસિંહના અંગને હલાવી તેને જાગ્રત કર્યો, તથા તેના મ્હોં ઉપર હાથ દબાવી તેણે તેને ચૂપ રહેવાનો સંકેત કર્યો. પછીથી તેણે વિજયસિંહના કાન પાસે પોતાનું મ્હોં લઈ જઇ ધીમેથી કહ્યું:—“ રાજકુમાર! સાવધાનતાથી પલાયન કરી જાઓ. તમારા સાથીદારોજ તમારું ખૂન કરવાની ખટપટ ચલાવી રહ્યા છે. જો જીવ બચાવવાને ઇચ્છતા હો તો એક ક્ષણનો પણ વિલંબ ન કરો. ”

આ હકીકત સાંભળી વિજયસિંહ આશ્ચર્યચકિત બની ગયો; પરંતુ વિચાર કરવાનો આ વખત નહોતો. તે ધીમે ધીમે ખસી જે વૃક્ષની છાયા નીચે તે સૂઈ રહ્યો હતો એ વૃક્ષના થડ પાસે ગયો, અને થડની પાછળ કોઈ તેને જોઈ શકે નહિ એવી રીતે ઉભો થઈ

ભીષણ અંધકારમાં પલાયન કરી ગયો. લક્ષ્મણસિંહ પુનઃ જ્યાં સૂઈ રહ્યો હતો ત્યાંજ સૂઈ ગયો.

આ સમયે પણ પાપિષ્ઠ—નિમકહરામ સૈનિકોની વાતચિત ચાલુજ હતી. અંતે જાલિમસિંહ અને અરિસિંહ સાહસ એકઠું કરી વિજયસિંહનું ખૂન કરવાના નિશ્ચયથી ઉઠી ઉભા થયા. તેમણે બંનેએ જ્યાં આગળ વિજયસિંહ સૂઈ રહ્યો હતો ત્યા જઇને જોયું તો એ સ્થળે કોઈ નહોતું. આવો પ્રકાર જોઇ તેઓ બન્ને વિસ્મિત, ભયભીત અને આશ્ચર્યચકિત બની ગયા. અલ્પકાળપર્યંત આવી સ્થિતિમાં ઉભા રહ્યા પછી જાલિમસિંહે અરિસિંહને ઉદ્દેશીને પૂછ્યું:—"દોસ્ત! બાજી બગડી છે. રાજકુમાર પલાયન કરી ગયેલો હોય એમ લાગે છે. આપણામાંનાજ કોઈ બદમાશ માણસે ફુટીને રાજકુમારને ચેતાવેલો હોવો જોઈએ."

અરિસિંહે નિરાશ બની જઇને કહ્યું:—"જો રાજકુમાર પલાયનજ કરી ગયો હશે તો આપણો સ્વાર્થ સિદ્ધ નહિ થતાં ક્રૂરસિંહના હાથે આપણી દુર્દશા થશે. આપણે તેમની પાસે જઇ શો ઉત્તર આપીશું? વળી જે બદમાશે રાજકુમારને ચેતાવ્યો હોય એ બદમાશને આપણે કેદ પકડી ક્રૂરસિંહ પાસે લેઈ જવો જોઇએ."

આ પ્રમાણે વાતચિત કરતા તેઓ બન્ને નિરાશ બની જઇને પોતાના સાથીદારો પાસે ગયા. ત્યાં ગયા પછી જાલિમસિંહે કહ્યું:—"દોસ્તો! આજે આપણું કિસ્મત ફૂટી ગયું છે. વિજયસિંહ પલાયન કરી ગયો છે. તેને કોણે ચેતાવ્યો છે એ જાણવાની આપણને ખાસ જરૂર છે."

"આપણામાંના સઘળા જણ અહિંજ બેઠેલા છે; માત્ર લક્ષ્મણસિંહજ રાજકુમારની સાથે સૂઈ રહ્યા હતા." અભયસિંહે કહ્યું.

લક્ષ્મણસિંહ રાજકુમારની સાથે સૂઇ રહ્યો હતો એ વાત

જાલિમસિંહ જાણતો નહોતો. અભયસિંહનાં વાક્ય સાંભળી લક્ષ્મણસિંહ માટે તેના અંતરમાં સંદેહ ઉપજ્યો. તરતજ તે જ્યાં લક્ષ્મણસિંહ સૂઇ રહ્યો હતો ત્યાં ગયો તથા તેણે તેને જાગ્રત કરીને રોષાવેશમાંજ પૂછ્યું:—"લક્ષ્મણસિંહ ! રાજકુમાર ક્યાં છે ?"

"રાજકુમાર ક્યાં છે તેની મ્હને શી ખબર ? હું તો ઉંઘી ગયો હતો, અને તમે સર્વ જાગતા બેસી રહ્યા હતા તેથી તેઓ ક્યાં ગયા છે તેની માહિતી મ્હને હોય કે તમને ?" લક્ષ્મણસિંહે તદ્દન અજ્ઞાનતા દર્શાવી,

"નહિ નહિ—તમે અમને છેતરો છો. મ્હને એમ લાગે છે કે તમેજ રાજકુમારને ચેતાવી પલાયન કરી જવાની સલાહ આપી હશે. બોલો, મ્હારી માન્યતા સત્ય છે ને ?" જાલિમસિંહે સવિશેષ રોષ પ્રદર્શિત કર્યો.

"તમે તમારા મનના માલિક છો, તેથી ગમે તેમ માનો; બાકી આ પ્રકાર સંબંધી હું સર્વાંશે અજ્ઞાત છું." લક્ષ્મણસિંહે નિરુપાયે અસત્યનો આશ્રય સ્વીકાર્યો.

"ના ના—તમારાં વચનો ઉપર હું વિશ્વાસ મૂકી શકતો નથી. તમે રાજકુમારને ચેતાવવાના હેતુથીજ તેની પાસે સૂઇ રહ્યા હતા એમ હું ચોક્કસ ધારું છું; પરંતુ તમને ખબર છે કે, રાજકુમારને નસાડી મૂકી, તેના મસ્તક પર ભમતા મૃત્યુને તમે જાણી જોઇને તમારી પાસે બોલાવ્યું છે. તમે જે નિમકહરામી કરી છે તે ક્ષમાયોગ્ય નથીજ." જામિલસિંહે ક્રોધાવિર્ભાવ વ્યક્ત કર્યો.

હવે પોતે ગમે એટલું કહેશે તો પણ જાલિમસિંહના અંતરનો સંશય દૂર નહિજ થાય એમ વિચારી લક્ષ્મણસિંહે કહ્યું:—"જાલિમસિંહ ! તમે મ્હને નિમકહરામ કહેતાં શરમાતા કે સંકોચાતા નથી ? નિમકહરામ તો તમે છો કે તમારા અન્નદાતાનું લોહી રેડવા તૈયાર

થયા છો. મ્હારો અપરાધ તમારી પાપપૂર્ણ અધમ દૃષ્ટિમાં ક્ષમાયોગ્ય ન હોય તોપણ દયાળુ ઈશ્વરની દૃષ્ટિમાં તો ક્ષમાયોગ્યજ છે. નજીવા દ્રવ્યલોભને માટે તમે તમારા પાળકનાજ સંહારક થવાનો અધમ પ્રયત્ન કરો છો ? જાઓ, તમે તમારાથી થાય તે કરી લ્યો. મ્હેંજ મ્હારા અન્નદાતાને ચેતાવી તેમને તમારી પ્રપંચજાળમાં સપડાતા બચાવ્યા છે, સમજ્યા ?"

"બસ કર, હું ત્હારા મુખે વિશેષ કાંઇ સાંભળવાને ઈચ્છતો નથી. તું યાદ રાખજે કે, ત્હારા આ કાર્યના બદલામાં ક્રૂરસિંહ ત્હારો જીવ લેશે" જાલિમસિંહ ભાવી ભયનું સૂચન કર્યું.

"જો રાજકુમારનું જીવન બચાવ્યાના બદલામાં કપટી ક્રૂરસિંહ મ્હારો જીવ લેશે તો તેની પણ મ્હને ચિંતા નથી. એ તો મ્હારે માટે ઘણા સૌભાગ્યની વાત છે. અન્નદાતાના કલ્યાણાર્થે જીવન સમર્પણ કરવું એજ નિમકહલાલ નોકરનું મુખ્ય કર્ત્તવ્ય છે. વીર પુરુષ સ્વાર્થવશ થઈ કદાપિ પોતાના અન્નદાતાને બેવફા થતો નથી. મ્હને તમારો કે ક્રૂરસિંહનો બિલ્કુલ ડર નથી.

શિયાળના ડરાવ્યાથી સિંહ તો ડરતો નથી,
ભસે છે શ્વાન તેની હું પરવા જરા કરતો નથી;
તીર કે તલ્વારના આઘાતથી ડરતો નથી,
વીર વફાદારી વિના કદાપિ મરતો નથી.

માટે જો રાજકુમારને માટે મ્હારે મ્હારું જીવન આપવું પડે તો તેની મ્હને બિલ્કુલ ચિંતા નથી." લક્ષ્મણસિંહે વફાદારીનું દર્શન કરાવ્યું.

"હયવાન, તું ભૂલે છે. વફાદારીનો કાંઈ વૈભવ વિલાસ ભોગવવામાં ઉપયોગ થતો નથી. દામથીજ આ જગતમાં ઈચ્છિત સુખનો ઉપભોગ ભોગવી શકાય છે.

દુનિયામંહીં સંકટ સહુ જે આવી ઉભાં થાય છે,
પાસ હોય જો દામ તો તેનો વિલય થઇ જાય છે;
દામ આગળ રામની કિમ્મત નજીવી ગણાય છે,
'વશુ વિનાના નર પશુ' કહેવત બધે બોલાય છે.

માટે પૈસાજ સૃષ્ટિનો સાર છે; બીજું બધું અસાર છે." જાલિમસિંહે દ્રવ્યની મહત્તા દર્શાવી.

"ના ના–પૈસાજ સઘળા અનર્થોનું મૂળ છે. વફાદારી, ધર્મ-રક્ષણ તથા પુણ્યકાર્યોથી જે શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે તે સુખ કદાપિ પૈસાથી પ્રાપ્ત થતું નથી. મ્હેં મ્હારા ધર્મનું રક્ષણ કર્યું છે. હવે મ્હારા દેહનું ગમે તે થાઓ." લક્ષ્મણસિંહે કહ્યું.

"શયતાન! ત્હારી વફાદારીજ તને કેવા દુઃખસાગરમાં ડૂબાવી દે છે એ થોડા સમયમાંજ હું તને બતાવીશ. મ્હારા શૂરવીર સાથીઓ! આ દગાબાજ દુષ્ટને કેદ કરી તમે રત્નગઢ લઈ જાઓ, તથા હું અને અરિસિંહ વિજયસિંહની શોધમાં જઇએ છીએ." જાલિમસિંહ ગર્જના કરીને બોલ્યો.

તરતજ સાત આઠ સૈનિકો લક્ષ્મણસિંહના હાથ દોરડાથી બાંધી તેને સાથે લઇ રત્નગઢ તરફ રવાના થયા, અને જાલિમસિંહ તથા અરિસિંહ વિજયસિંહની શોધમાં નીકળી પડયા.

---

## પ્રકરણ ૧૦ મું—રમણી કે રાક્ષસી ?

બીજે દિવસે સહવારે મર્જીના શુદ્ધિમાં આવી. તે મહામુશિબતે શય્યામાં બેઠી થઇ. બેઠી થતાંની સાથેજ તે એ ભીષણ ઓરડીનો દેખાવ જોઇ ભયથી ધ્રૂજી ઉઠી. પોતે પોતાના શયનગૃહમાંથી આ ભયંકર ઓરડીમાં કેવી રીતે આવી હશે તેનો કશો નિર્ણય તે કરી

શકી નહિ. સ્હવારનો સમય થયેલો હોવા છતાં આ ઓરડીમાં વિશેષ પ્રકાશનો વિસ્તાર થયેલો જોવામાં આવતો નહોતો. માત્ર સાધારણ પ્રકાશમાં મર્જીના એ ઓરડીમાંનું હાડપિંજર તથા ખોપરીઓ જોઇને ઘણો ભય પામી. અલ્પકાળપર્યંત ચિંતામગ્ન રહ્યા પછી તે સ્વાગત કહેવા લાગીઃ—"હે ખુદા ! હજી મ્હારા કમનસીબ કિસ્મતમાં આગે કેટલું બધું દુઃખ ભોગવવાનું નિર્માણ કર્યું છે એ હું વિચારી શકતી નથી. જ્યારથી પતિદેવતાનો વિયોગ થયો છે ત્યારથીજ મ્હારે અનેક સંકટો સહન કરવા પડયાં છે. મ્હને નિદ્રાધીન સ્થિતિમાં કોણ આવા ભયજનક સ્થાને લઇ આવ્યું છે ? શા હેતુથી મ્હને અહિં કેદ કરી રાખવામાં આવી હશે ? આવું અસહ્ય દુઃખ સહન કરવા કરતાં તો મૃત્યુનું દુઃખ ઘણું ઓછું હશે એમ હું ધારું છું. હે ખુદા ! હવે તો આ અભાગિનીનું મૃત્યુ નિપજાવી તેને દુઃખમુક્ત કરો. તમારી નિષ્ઠુર દુનિયાનું દુઃખ હવે હું ભોગવી શકતી નથી."

મર્જીનાએ આવી રીતે અફસોસ કરવામાંજ એ ત્રણ કલાકનો સમય પસાર કર્યો. ત્યાર પછી શાહજાદી જેબેદી પ્રથમના રસ્તેથી તેની પાસે આવી પહોંચી, અને તેણે પૂછ્યું:—"મર્જીના ! તું શાની ચિંતા કરે છે ?"

"શાહજાદી, મ્હારી ચિંતાનું બ્યાન હું તમારી પાસે કરું તેથી મ્હને શો લાભ છે ? જો તમે મ્હારા કલ્યાણની કામના રાખતાં હોત તો હું તમારી પાસે મ્હારી હૃદયવ્યથાનું વર્ણન કરી મ્હારો હૃદયભાર અવશ્ય હલકો કરત." મર્જીનાએ વિરક્ત ભાવે ઉત્તર આપ્યો.

"મર્જીના ! તું ત્હારી મૂર્ખતાને લીધેજ આટલું બધું દુઃખ ભોગવે છે. શાહજાદીના પ્રેમમાર્ગમાં વિઘ્નકારિણી થઇ તું સુખી થવાની આશા રાખે એ કદાપિ ફળિભૂત થાય કે ? મ્હારી સત્તા, પ્રતિષ્ઠા અને આબરુનો વિચાર કરી જો. આટલું હોવા છતાં હું ત્હારો જીવ

નથી લેતી એ માટે ત્હારે મ્હારો ઉપકારજ માનવો જોઈએ." શાહજાદીએ રોષસૂચક સ્વરે કહ્યું.

"ના ના. હવે ઉપકાર માનવાની કશી આવશ્યક્તા નથી. તમે મ્હારા ઉપર કેટલી બધી કૃપા કરી છે એ હું સારી રીતે જાણું છું. શાહજાદી, હવે તો હું મ્હારા મૃત્યુનેજ ઇચ્છું છું. તમે મ્હારા ઉપર આટલી કૃપા નહિ કરો ?" મર્જીનાએ દીનતા દર્શાવી.

"મર્જીના ! તું મૃત્યુને ઇચ્છે છે ? ના ના. હું સ્ત્રીહત્યાનું પાપ પ્રાપ્ત કરવાને ઇચ્છતી નથી; પરંતુ તું બીજી એક વાત જાણે છે ? હમણાં મ્હારા પ્રાણાધિક પ્રિયતમ અને ત્હારા પતિ મહમ્મદખાનનો જીવ જોખમમાં છે. જે બન્ને અજમેર રાજનન્દિનીઓનું ત્હેં દર્શન કર્યું છે તેમાંની ન્હાની રાજપુત્રીનું નામ વિમળા છે. એ વિમળાને અહિં મોકલતી વખતે ત્હારા પતિ મહમ્મદખાને તેના સતીત્વધનનું હરણ કર્યું છે, અને તેથી ખલિફા મહમ્મદખાન ઉપર ઘણા ગુસ્સે થયા છે." શાહજાદીએ કહ્યું.

"શાહજાદી, તમે કહો છો એ વાર્ત્તા સર્વથા અસંભવિત છે. જો ચંદ્રથી ઉષ્ણતાનો અનુભવ થાય, સૂર્યથી શીતળતાનો અનુભવ થાય, અને નેત્રનાં પાણી પાછાં મોભે જાય તોજ તમારાં વચનો સત્ય માની શકાય." મર્જીનાએ પોતાના પતિના એકપત્નીવ્રત ઉપર દૃઢ વિશ્વાસ દર્શાવ્યો.

"મર્જીના ! ગુલાબમાંજ કાંટા હોય છે, અમૃતમાંથીજ હલાહલ ઉત્પન્ન થાય છે; છતાં ત્હારા અંતરમાં મ્હારાં વચનો માટે અવિશ્વાસ ઉત્પન્ન થાય છે ? મદનના મદથી મનુષ્ય માત્રથી ક્વચિત્ ભૂલ થાય છે. ભોગી ભ્રમરસ્વરૂપ પુરુષોના પ્રેમ ઉપર વિશ્વાસ રાખવો એ એક પ્રકારની બુદ્ધિહીનતાજ ગણાય છે." શાહજાદીએ પુરુષજાતિના ઉપર આરોપ મૂક્યો.

"નહિ નહિ. જ્યાં કમળો હોય છે ત્યાંજ પીળું દેખાય છે. મ્હારા સ્વામીના એકનિષ્ઠ અનુરાગ ઉપર મ્હને પૂર્ણ વિશ્વાસ છે. શાહજાદી, વિચાર કરી જુઓ કે, મ્હારા પ્રાણાધિક પતિએ તમારા પ્યારનો પણ ઇન્કાર કર્યો છે. તેઓ વિષયભોગી નહિ; પરંતુ સ્નેહયોગી છે." મર્જીના પોતાની માન્યતા ઉપર દૃઢજ રહી.

"મર્જીના! મ્હારાં વચનોની સત્યતાનું દર્શન અલ્પકાળ પછી તું કરી શકીશ. તને ખબર છે કે, ખલિફાએ મહમ્મદખાનને કેદ પકડી લાવવા માટે માણસો મોકલ્યા છે, અને તેની જગ્યાએ સેનાધિપતિ તરીકે બહાદુરજંગને રવાના કરવામાં આવ્યા છે. ત્હારા પતિને અહિં બોલાવી ખલિફા તેનો જીવ લેશે ત્યારેજ તને ત્હારા પતિના એકનિષ્ઠ અનુરાગની ખાત્રી થશે." જોબેદીએ સઘળું વિવેચન કર્યું.

આ વાક્યો સાંભળવામાં આવતાં મર્જીનાના ઉપર જાણે કે વજ્રાઘાત થયો. તેણે ગદ્‌ગદ કંઠે, શાહજાદીનો હાથ પકડીને કહ્યું:—"શાહજાદી મ્હારા સ્વામી નિર્દોષ હોવા જોઈએ એમ હું ખાત્રીથી કહી શકું છું. નિર્દોષના ઉપર જુલ્મ થતો તમે જોઇ શકશો?"

"ત્હારા પતિના જીવનનું સંરક્ષણ હું એક શર્તે કરવા તૈયાર છું."

"શી શર્ત વારુ?" મર્જીનાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"શર્ત એજ કે, ત્હારે મ્હારી આજ્ઞાને અનુસરી બીજા કોઇ દેશમાં સદાને માટે જતાં રહેવું. ત્હારા જીવનનિર્વાહને માટે હું તને પૂરતી રકમ આપવાને તૈયાર છું. મર્જીના! જો તું ત્હારા પતિને ખરા જીગરથી ચ્હાતી હોય તો તેમનો જીવ બચાવવાને તું મ્હારું કહેવું કબૂલ કર. તે સિવાય તેના જીવનના રક્ષણનો બીજો એક પણ

ઉપાય નથી. હવે કહે કે ત્હારી શી ઇચ્છા છે? " શાહજાદીએ ગર્વ-સૂચક સ્વરે કહ્યું.

"જો આ દેહનું બળિદાન આપતાં પણ મ્હારા પતિ દેવતાનો જીવ બચતો હોય તો હું તેમ કરવા તૈયાર છું. પતિના કલ્યાણાર્થે જીવન સમર્પણ કરવું એજ સતી સ્ત્રીનો ધર્મ છે. હું તમારી આજ્ઞાને શિરપર ચઢાવું છું; પરંતુ શાહજાદી, તમે જે ઇચ્છાને ફળિભૂત કરવાના વિચારથી મ્હને દૂર દેશમાં જવાની આજ્ઞા કરો છો તે ઇચ્છા કદાપિ ફળિભૂત થશે નહિ." મર્જીનાએ પતિભકિતની પરિસીમા પ્રદર્શિત કરી.

"એ બાબત સંબંધી વિચાર કરવાનું કામ ત્હારું નથી. મહમ્મદખાનને હું જીવનદાન દઇશ છતાં જો તેઓ મ્હારા પ્યારનો ઇન્કાર કરશે તો મ્હારે શું કરવું તેનો નિર્ણય હું પોતેજ કરી લઇશ. આજે રાત્રે એક ખોજો ત્હારી પાસે આવશે. તેની સાથે હું દશ હજાર સોનામહોરો મોકલી આપીશ. એ એ દ્રવ્ય લઈ તું એ ખોજાની સાથે કોઇ દૂર દેશમાં ચાલી જજે; પરંતુ તે સાથે એટલું યાદ રાખજે કે, પાછી તું અત્રે આવીશ તો ત્હારી રુબરુમાંજ હું ત્હારા પતિનો જીવ લઇશ."

આટલું બોલી શાહજાદી ત્યાંથી ચાલી ગઇ, અને મર્જીના એકલી વિવિધ પ્રકારની ચિંતા કરતી ત્યાં બેસી રહી. થોડા સમય સુધી મૌન ધારણ કરી બેસી રહ્યા પછી તે સ્વગત કહેવા લાગી:—" મહમ્મદ ! જીવનાધિક મહમ્મદ ! જગત્ તમારા ઉપર ગમે એટલા અસત્ય આરોપો મૂકે તો પણ આ દાસીની દૃષ્ટિમાં તો તમે નિષ્કલંકજ છો. તમારા જીવનસંરક્ષણાર્થે હું સદાને માટે આ સ્થાનનો ત્યાગ કરી ચાલી જઈશ. હું ચોક્કસ એમ ધારું છું કે.

તમે કોઇની પ્રપંચબાજીમાં ફસાઇ પડ્યા હશો તેથી જ તમારા શિર ઉપર આવું ભયંકર સંકટ આવ્યું હશે. હે ખુદા ! તમે નિરંતર મ્હારા નાથનું સંરક્ષણ કરજો એજ તમને મ્હારી અનન્યભાવે પ્રાર્થના છે."

આ પ્રમાણે મર્જીના ચિંતા કરતી અને ઇશ્વર સ્મરણ કરતી જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી.

——:*:——

## પ્રકરણ ૧૧ મું—નીસ્સીમ બંધુસ્નેહ.

રત્નગઢમાં આવેલા એક રમણીય મહેલમાં વિજયસિંહનો કાકો ક્રૂરસિંહ એક એકાન્ત ઓરડામાં બેઠો બેઠો વિવિધ પ્રકારના વિચારો કરી રહ્યો હતો. થોડા સમય પછી તે સ્વગત કહેવા લાગ્યો:—"હવે જો મ્હારી રચેલી બાજી પાર ઉતરે તો મ્હને રત્નગઢનું સિંહાસન અવશ્ય પ્રાપ્ત થાય. રાજસિંહાસન મેળવવાને માટે કદાચ લોહી રેડાય તો તેમાં પણ કશો અન્યાય નથી. જે સૈનિકોને મ્હેં વિજયસિંહ સાથે મોકલ્યા છે તેઓ રસ્તામાંજ તેનો જીવ લેશે અને મ્હારી ઉન્નતિનો માર્ગ સ્વચ્છ બનાવશે."

આ સમયે એક નોકરે આવી કહ્યું કે:—"મહારાજ ! રાજકુમાર વિજયસિંહની સાથે ગયેલા સૈનિકો પૈકીના કેટલાક અત્રે પાછા આવ્યા છે, અને તેઓ આપની મુલાકાત કરવાને ઇચ્છે છે. મ્હને શી આજ્ઞા છે ?"

ક્રૂરસિંહે ગંભીરતા ધારણ કરીને કહ્યું:—"જા, તેમને સત્વર મ્હારી પાસે લઇ આવ."

નોકર ચાલ્યો ગયો. અલ્પકાળમાંજ ચાર પાંચ રજપૂત સૈનિકો લક્ષ્મણસિંહની સાથે ક્રૂરસિંહ પાસે આવી પહોંચ્યા. તેમને જોતાંજ

ક્રૂરસિંહે પૂછ્યું:—" કેમ, તમને જે કાર્યાર્થે રાજકુમાર સાથે મોકલ્યા હતા તે કાર્ય તમે પૂર્ણ કરી આવ્યા છો ને ? "

આવેલા સૈનિકો પૈકી જેનું નામ શૂરસિંહ હતું તેણે કહ્યું:— " મહારાજ ! આ લક્ષ્મણસિંહેજ અમારા કાર્યમાં અડચણ કરી છે. જે રાત્રે અમે વિજયસિંહનું ખૂન કરવાના હતા તે રાત્રેજ તેણે રાજકુમારને ચેતાવી દીધો; જેથી રાજકુમાર પલાયન કરી ગયો. જાલમસિંહ અને બીજા કેટલાક સૈનિકો રાજકુમારની શોધમાં ગયા છે અને લક્ષ્મણસિંહને અમે પકડી લાવ્યા છીએ. "

આ વાક્યો સાંભળવામાં આવતાંજ ક્રૂરસિંહનું મુખમંડળ લાલચોળ બની ગયું. તે બોલી ઉઠ્યો:—" આવો દગો ! આવો વિશ્વાસઘાત ! લક્ષ્મણસિંહ આજ સુધી હું તને નિમકહલાલ સમજતો હતો; પરંતુ આજે ત્હેં મ્હારી સાથે નિમકહરામી કરી મ્હારા ક્રોધાગ્નિને સળગાવ્યો છે. એ ક્રોધાગ્નિમાં ત્હારે ત્હારા જીવનની આહુતિ આપવી પડશે, સમજ્યો ? "

" મહારાજ ! હું નિમકહરામ નહિ; પરંતુ નિમકહલાલ છું. રાજા એ પ્રજાના પિતા છે. આપના નજીવા ઇનામના લોભને વશ થઇ હું મ્હારા પાળકથી કદાપિ નિમકહરામ થઈ શકું તેમ નથી; તેથીજ મ્હેં આ કાર્ય કર્યું છે. વળી આપ વિચાર કરી જુઓ કે, રાજકુમારનો જીવ લેવાથી તમને શો લાભ છે ? જો કદાચ આપ રાજકુમારનો જીવ લેશો તો તેમનાં ભગિની રંભાસુંદરી આ રાજ્યનાં માલિક ગણાશે, અને અંતે આ વિશાળ રાજ્ય રાણા કેશરીસિંહને પ્રાપ્ત થશે. " લક્ષ્મણસિંહે સઘળું સત્ય વિવેચન કર્યું.

" શું રાજકુમારની હયાતી પછી કેશરીસિંહ આ રાજ્યનો મહારાણો થશે ? નહિ નહિ, જ્યાં સુધી મ્હારા દેહમાં જીવ છે ત્યાં

સુધી તો એમ નહિજ બનશે. હું રાજકુમારનો કોઇ પણ પ્રકારે જીવ લઈશ. અને પછીથી જો રાણો કેશરીસિંહ આ રાજયને હસ્તગત કરવા આવશે તો યુદ્ધ કરી હું તેને મ્હારા અપાર બળનો પરિચય કરાવીશ." ક્રૂરસિંહે પ્રથમના જેવાજ ક્રોધસૂચક સ્વરે કહ્યું.

"ક્રૂરસિંહ! તમારી આશા આકાશકુસુમ પ્રાપ્ત કરવા જેવી છે—વામન થઈ ચંદ્ર મેળવવા જેવી છે. તમારો ભત્રિજો તમારા પુત્ર સમાન છે. તેનો જીવ લેવાથી પરમાત્મા તમારું કાળાંતરે પણ કલ્યાણ કરશે નહિ. વળી કેશરીસિંહને તમે એક સામાન્ય રાજા સમજો છો? જો તમારી એવીજ સમજ હોય તો તમે ભૂલો છો. તેઓ બહાદુર રજપૂત છે. તેમની સાથે યુદ્ધ કરી તમે કદાપિ વિજયી થઇ શકવાના નથી. મ્હને લાગે છે કે તમને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝી છે."

"ચૂપ રહે ગુલામ! જેમ ફાવે તેમ બોલતાં સંકોચાતો નથી? ત્હેં જે મહા ભયંકર ગુન્હો કર્યો છે તેની ત્હારે ઘણી સખ્ત સજા ભોગવવી પડશે. હું તને રિબાવી રિબાવીને ત્હારો જીવ લઇશ. સૈનિકો! આ નિમકહરામને હમણાં કેદમાં પૂરી રાખો." ક્રૂરસિંહે આજ્ઞા કરી.

"મ્હારા અન્નદાતાના પ્રાણરક્ષણને માટે હું મ્હારા પ્રાણની પરવાહ રાખતો નથી. મૃત્યુની મુલાકાત હું પ્રસન્ન મુખે લઇશ; પરંતુ યાદ રાખજો કે, અંતે તો ધર્મનો જય અને પાપનો પરાજયજ છે."

"ધર્મને કોણ જાણે છે? વિલાસવૈભવ અને રાજસત્તામાંજ સઘળા ધર્મનો સમાવેશ થયેલો છે, સમજ્યો? હવે સત્વર મ્હારી પાપાસેથી ચાલ્યો જા. મ્હારો સમય ઘણો મૂલ્યવાન્ છે."

બીજા સૈનિકો લક્ષ્મણસિંહને સાથે લઇ ત્યાંથી ચાલ્યા ગયા

અને ક્રૂરસિંહ પોતાની કપટ બાજીના વિચારો કરવા લાગ્યો. આ સઘળી હકીકત ક્રૂરસિંહના પુત્ર ચંદ્રસિંહે છુપાઇ રહીને સાંભળી હતી. પિતાની અપાર નિષ્ઠુરતા જોઇ ભય તેમજ ક્રોધથી તે ઉત્તેજિત બની ગયો હતો. તે આત્મસંયમ કરી શક્યો નહિ. સર્વના ચાલ્યા ગયા પછી તેણે પિતા પાસે આવીને કહ્યું:—" પિતાજી ! મ્હારા ભાઇ નિર્દોષ છે. "

" ચંદ્રસિંહ ! તને હમણાં અહિં કોણે બોલાવ્યો છે ? વળી હું ક્યાં વિજયસિંહને ગુન્હેગાર ગણું છું કે તું તેને નિર્દોષ કહે છે?"

" જ્યારે આપ પણ ભાઈને નિરપરાધ સમજો છો ત્યારે પછી આપ તેમનો જીવ લઇ રાજ્યપ્રાપ્તિની આશા શા માટે રાખો છો ? શા માટે આપ આવો જુલ્મ ગુજારો છો ? તમારે તો ભાઇના સુખે સુખી રહેવું જોઈએ. " ચંદ્રસિંહે પ્રકૃત બંધુસ્નેહ પ્રદર્શિત કર્યો.

" ચંદ્રસિંહ ! જે વાત તું જાણતો નથી તે વાતમાં ત્હારો ડહાપણ કરવાની જરૂર નથી. તું હજી અજ્ઞાન્ છે. ત્હારે આવી મહત્વની બાબતોમાં માથું મારવાની જરૂર નથી. "

" પિતા ! જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી આપ મ્હારા મ્હોટા ભાઇનું અનિષ્ટ કરી શકવાના નથી. મ્હેં છુપી રીતે આપની સઘળી વાતચિત સાંભળી લીધી છે. ભાઇનો જીવ લેવાના હેતુથી આપે જે કાવત્રું કર્યું છે તે મ્હારા જાણવામાં આવ્યું છે, અને તેથીજ હું નિર્દોષ બંધુ ઉપર જુલ્મ નહિ ગુજારવાની આપને વિનંતિ કરું છું"

" ચંદ્રસિંહ ! મ્હારી ગુપ્ત વાતચિત ત્હેં છુપી રીતે ઉભા રહીને કેમ સાંભળી ? આ કાર્ય કરી ત્હેં મ્હોટો ગુન્હો કર્યો છે- વળી તું વિચાર કરી જો કે, વિજયસિંહનું કાસળ નીકળી જશે તો આ રાજ્યસિંહાસનનો ભવિષ્યનો માલિક તું થઈશ. શું તું રાજસિંહાસન કરતાં પણ વિજયસિંહને વિશેષ પ્રિય સમજેછે ? " ક્રૂરસિંહે પુત્રના

અંતરમાં પણ રાજ્યલોભ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી કહ્યું.

"જો આ એકલું રત્નગઢનું રાજસિંહાસન તો શું; પરંતુ સમસ્ત ત્રિભુવનનું રાજસિંહાસન પ્રાપ્ત થતું હોય તો પણ હું મ્હારા વડિલબંધુ વિજયસિંહનું અનિષ્ટ થયેલું જોઈ શકું તેમ નથી. મ્હારા કલ્યાણાર્થે આપ આવું નીચ–નૃશંસ કાર્ય કરશોજ નહિ. નિરપરાધ બંધુ ઉપર દયા કરો જેથી પ્રભુ તમારું અને મ્હારું કલ્યાણ કરશે." ચંદ્રસિંહે બંધુસ્નેહ આગળ રાજ્યલોભને તુચ્છ ગણ્યો.

"ચંદ્રસિંહ! તું મ્હારો પુત્ર થઈ મ્હને ઉપદેશ આપવાનું સાહસ કરે છે! વળી રાજસિંહાસન મેળવવાને માટે અનેક મહાપુરુષોએ પણ પ્રપંચનો આશ્રય સ્વીકાર્યો છે. પાંડવોના રાજપાટને મેળવવા માટે દુર્યોધને કેવા પ્રપંચો કર્યા હતા એ શું તું જાણતો નથી? રાજ્યપ્રાપ્તિને માટે અનેક મહાપુરુષોએ લોહીની નદીઓ વહેવડાવી છે." ક્રૂરસિંહે પોતાના દુરાગ્રહનો ત્યાગ નજ કર્યો.

"પરંતુ પિતા! જ્યાં પ્રપંચ હતો ત્યાંજ પરાજય નહોતો કે? જે ધાર્મિક હોય છે તેનું રક્ષણ ધર્મ પોતે કરે છે. અધર્મનો આશ્રય સ્વીકારી જગત્‌માં કોઇ સુખી થયું નથી." ચંદ્રસિંહે ધર્મનું પ્રાબલ્ય પ્રદર્શિત કર્યું.

"ઠીક છે. ત્હારે મ્હારી આગળ વિશેષ વિવેચન કરવાની આવશ્યક્તા નથી. હમણાં તું મ્હારી પાસેથી ચાલ્યો જા." ક્રૂરસિંહે ક્રોધવશ થઇને કહ્યું.

ચંદ્રસિંહ પિતા પાસેથી ચાલ્યો ગયો. પિતાના સ્વભાવથી તે સારી રીતે માહિતગાર હતો તેથી પોતે પિતાને ગમે એટલું સમજાવશે તો પણ પિતા સમજનાર નથી એમ તે ચોક્કસ જાણતો હતો.

ચંદ્રસિંહે પોતાના એકાંત બેઠકખાનામાં બેસી વિચાર્યું:—"જો આ વખતે મ્હને મ્હારા વડિલ બંધુ ક્યાં છે તેની માહિતી હોત તો

હું અવશ્ય તેમના જીવનનું સંરક્ષણ કરવાનો પ્રયત્ન કરત; કિન્તુ હું લાચાર છું. હે દીનબંધુ કૃપાસિંધુ પરમાત્મા ! આપ સિવાય બંધુના જીવનનું સંરક્ષણ કોઈ કરી શકે તેમ નથી. વળી હું પણ આવા પાપસ્થાનમાં રહેવાને ઇચ્છતો નથી. કોઇને કાંઈ કહ્યા સિવાય હું અત્રેથી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યો જઇશ તો પિતાની રાજ્યતૃષ્ણા થોડા ઘણા અંશે ઓછી થશે; માટે આજે રાત્રે જ હું આ સ્થાનનો —જનની જન્મભૂમિ રત્નગઢનો ત્યાગ કરી મ્હારું ભાગ્ય અજમાવવા ચાલ્યો જઇશ."

---

## પ્રકરણ ૧૨ મું:—સ્નેહનો સંચાર.

" જયન્તકુમાર ! તમે અહિં ક્યાંથી ?"

" રાજકુમારિકાનું દર્શન કરવાના ઉદ્દેશથી હું અહિં આવ્યો છું."

" એ માટે તમારે રાજકુમારિકાની રજા લેવી જોઈતી હતી."

" જો રજા લેવા ગયો હોત તો હું તેમના દર્શન સુખનો અલભ્ય લાભ મેળવી શકત નહિ."

" ઠીક છે ત્યારે, જ્યાં આવવાની રજા મળતી નથી ત્યાં ચોરની માફક આવવું એ તમારા જેવા સેનાપતિ મહાશયના પુત્રને માટે ઉચિત છે કે ?"

આ તિરસ્કારથી આગંતુક યુવકનું હૃદય વીંધાઈ ગયું. સેનાપતિ પુત્ર જયન્તકુમાર, ફત્તેહગઢરાજનન્દિની પુષ્પાવતીની કૃપા પ્રાપ્ત કરવાની આકંક્ષાથી, ફત્તેહગઢની અધિષ્ઠાત્રી જયદેવીના મંદિરમાં રાજકુમારીના ચરણો સમક્ષ પોતાના હૃદયના તરંગોને નિવેદન કરવા આવ્યો હતો. મંદિર નગરની બ્હાર આવેલું હતું. મંદિરની ચોતરફ પત્થરનો દિવાલ આવેલી હતી. વચ્ચેના ભાગમાં જયદેવીનું ઉચ્ચ

અને વિશાળ મંદિર આવેલું હતું. મંદિરની આસપાસ વિવિધ પુષ્પ-લતાઓથી સુશોભિત એક મનહર ઉદ્યાન આવેલો હતો.

ઉદ્યાનની પાછળથી એક ન્હાની સરિતા વહેતી ચાલી જતી હતી. રાજકુમારીના પિતા યવનો સાથે યુદ્ધ કરવાને ગયા હતા. તેથી રાજ-કુમારી પિતાનું મંગલ થાય અને સ્વદેશની સ્વાધીનતાનું સંરક્ષણ થાય એટલા માટે પોતાની સહચરીઓ સાથે દેવીના મંદિરમાં પૂજા કરવાને આવી હતી. દેવમંદિરમાં જતાં પહેલાંજ જયન્તકુમાર રાજ-કુમારીના માર્ગમાં ઉભો રહ્યો હતો.

આશા સફળ થઈ.—રાજકુમારીની મુલાકાત થઈ; કિન્તુ સ્નેહ વચનોના બદલામાં કઠોર વાગ્બાણો સાંભળવાં પડયાં. જયન્તકુમારે સહજ વિચાર કરીને કહ્યું:—" જો હું તસ્કર કિંવા ચોર થઇ શક્યો હોત તો દોડાદોડી કરીને અહિં આવત નહિ. "

રાજકન્યાનું મુખમંડળ લાલચોળ બની ગયું. ક્રોધથી સહજ કંપતા સ્વરે તેણે કહ્યું:—" યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી આવેલા યોદ્ધાએ રમણી પાસે આવીનેજ પોતાનું વીરત્વ દર્શાવવું જોઇએ ! આવા વીર યુવકને રજપૂત બાળિકા પતિ તરીકે પસંદ ન કરે તો તેને બીજો યોગ્ય પતિ રાજસ્થાનમાંથી કયાંથી મળી આવે ! "

" હું વીર યુવક છું કે નહિ એ સમસ્ત ફત્તેહગઢમાં જાહિર છે. મ્હારા વીરત્વનો મ્હેં યવનોને પૂર્ણ પરિચય કરાવ્યો છે. " જયન્ત-કુમારે ગર્વ કર્યો.

" જો મિથ્યાભિમાનનેજ તમે બહાદુરી સમજતા હો તો સ-મસ્ત રાજસ્થાનમાં તમે અદ્વિતીય વીર છો. " રાજનન્દિનીએ પણ યોગ્ય ઉત્તર આપ્યો.

" રાજપુત્રી, તમારી પાસે હું મ્હારા વીરત્વનો પરિચય કરાવવા આવ્યો નથી—તેમજ તમારાં વાગ્બાણો સાંભળવાને પણ આવ્યો નથી.

હું મ્હારું હૃદય તમારા ચરણોમાં સમર્પણ કરવાને આવ્યો છું. રાજકન્યા ! આ હૃદયની તમે ઉપેક્ષા કરો છો એ ઉચિત નથી. આ હૃદય અન્ય કોઇની છાયાથી કલંકિત થયું નથી. પાપ કોને કહે છે તે આ હૃદય સમજતું નથી. આ હૃદયપટપર તમારી પ્રતિમાજ અંકિત થઇ રહેલી છે. રાજકુમારી, તમારા નીસ્સીમ રૂપસૌન્દર્યનું દર્શન કરી હું આત્મભાન ભૂલી ગયો છું. તમે શા માટે મ્હને નિરાશાના પ્રચંડ અગ્નિમાં બાળી મૂકો છો ?"

"તમે રૂપને ચ્હાઓ છો ! ઠીક ત્યારે, તમે રૂપની સાધના કરો. વિશ્વ ઘણું સુંદર છે તેમજ વિશ્વકર્ત્તા તેથી પણ વિશેષ સુંદર છે."

"અને તમે વિશ્વકર્ત્તાથી પણ અધિક સુંદર છો. તમારા જેવું સુંદર જગત્માં અન્ય કોઇ પણ નહિ હોય." જયન્તકુમારે મોહાધીન બની જઇને કહ્યું.

"ત્યારે જેવી રીતે દૂરથી ભક્તજનો ઇશ્વરની આરાધના કર્યા કરે છે તેવીજ રીતે તમે દૂર રહી મ્હારા રૂપની ઉપાસના કરો. હું રાજકુમારી છું તમે નોકર છો."

"હું જાણું છું કે, તમે મહાન્ છો અને હું ક્ષુદ્ર છું; પરંતુ તેથી કાંઇ મ્હારું હૃદય ક્ષુદ્ર નથી."

"પરંતુ મ્હેં ક્યારનુંય મ્હારા હૃદયનું દાન દઇ દીધું છે?"

"કોને ?" અતિ ઉત્સુકતાથી જયન્તકુમારે પૂછ્યું.

"વીરત્વને." રાજનન્દિનીએ ગંભીરતાથી ઉત્તર આપ્યો.

જયન્તે અલ્પકાળ સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:—"રાજકુમારી, જો કદાચ મ્હારા વીરત્વનાં યશોગાન એક દિવસે સમસ્ત રાજસ્થાનમાં ગવાય તો ?"

"ત્યારે હુંજ તમને શોધતી આવીશ."

જયન્તકુમાર ચાલ્યો ગયો. રાજકુમારી ઉદ્યાનમાં ફરવા લાગી. તેની બે સખીઓ ઉષા અને લીલા દેવીના મંદિરમાંથી બ્હાર આવી. ઉષાએ રાજકુમારી પુષ્પાવતીને ઉદ્દેશીને કહ્યું:—" મંદિરમાં કોઈ રજપૂત યુવક દેવીની પૂજા કરે છે."

રાજકન્યાએ કહ્યું:—" ત્યારે તમે રાહ જુઓ. તેમની પૂજામાં અડચણ કરશો નહિ."

ઘણો સમય પસાર થઇ ગયો; છતાં એ રજપૂતની પૂજા પૂર્ણ થઈ નહિ તેથી રાજનન્દિની મંદિરમાં ગઇ. મંદિરમાં જતાંની સાથેજ તેણે જોયું કે, એક રજપૂત યુવક દેવીના સમક્ષ ધ્યાનમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો હતો. તેની પાસે પુષ્પો, ચંદન કે બિલ્વપત્રમાંની કશી પૂજાસામગ્રી નહોતી. ઉપાસક સ્થિરતાથી ધ્યાનમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો હતો.

એ યુવકની માત્ર પીઠજ પુષ્પાવતી જોઇ શકતી હતી. કૌતુહલને વશ થઇ પુષ્પાવતી ધીમે પગલે આગળ વધી. અહા ! એ તરુણ યુવકની કેવી મનોહર મૂર્તિ હતી ! જાણે કે જ્યોતિપૂર્ણ ચંદ્ર ઉપર કોઈએ સુધાધારાની વૃષ્ટિ કરી હતી. તેના વદનમંડળ ઉપર સ્પષ્ટ ભક્તિભાવ જોવામાં આવતો હતો. આંખોમાંથી જાણે કે ગંગા યમુના વહેતી હતી. વિશાળ લલાટ જાણે કે જ્ઞાનપ્રકાશનો વિસ્તાર કરી રહ્યું હતું. એ રૂપનું વર્ણન થઇ શકે તેવું નહોતું. ભક્તિ ન હોય તો મનુષ્ય કદાચ આટલી બધી સુંદરતા નહિ મેળવી શકતું હોય.

પુષ્પાવતી બાહ્યજ્ઞાન ભૂલી જઇ એ ભક્તિપ્રદર્શક સુંદર વદનમંડળનું એકાગ્રદષ્ટિથી દર્શન કરવા લાગી. શક્તિઉપાસક રજપૂત એકાગ્રતાથી માતાના ધ્યાનમાં નિમગ્ન હતો. વીરત્વ ઉપાસિકા પુષ્પાવતી એ રૂપરાશીનું દર્શન કરવામાં તન્મય બની ગઇ હતી. થોડા સમય બાદ

સ્થિતિમાં પસાર થયો.

ત્યાર પછી ઉપાસકના ઓષ્ઠ કંપી ઉઠયા. તે ધીમે ધીમે કહેવા લાગ્યોઃ—“ હે મા ! આજે જે રૂપથી તમે આ દીન ભક્તને દર્શન દીધું છે એ રૂપ આ હૃદયમાં અંકિત કરી રાખજો. પિતાની પ્રપંચ-જાળનું દર્શન કરી હું તેમના આશ્રયનો ત્યાગ કરી ચાલ્યો આવ્યો છું. હવે તમેજ મ્હારાં માતા પિતા, ભગિની અથવા તો જે ગણું તે છો. મ્હારા અંતરના ભક્તિભાવને તમે નિરંતર દૃઢ કરજો. માજી ! તમે ભિક્ષુકનું સર્વસ્વ ધન છો છો. ” યુવકે આટલું બોલી મૌન ધારણ કર્યું.

રાજકુમારી યુવકનાં વચનો સાંભળી વ્યથિતા થઇ. તેનાં નેત્રોમાં ઉષ્ણ અશ્રુજળ ભરાઈ આવ્યું.

રજપૂતે નગ્ન તલ્વાર માતાના ચરણો ઉપર મૂકીને કહ્યુંઃ— “ માતાજી ! આ પિતાએ આપેલી તલ્વારને તમારા ચરણો ઉપર મૂકી પવિત્ર કરું છું, મ્હને આશીર્વાદ આપો કે, મ્હારા હાથમાં તે કદાપિ કલંકિત ન થાય. આ તલ્વારજ હવે મ્હારી જીવિકા છે. ”

માતાજીના ચરણોમાં પ્રણામ કરી રાજપૂત ધીમે ધીમે ઉઠી ઉભો થયો. બ્હાર નીકળીને તેણે જોયું કે, એ બાળિકાઓ ત્યાં ઉભી રહી હતી. બન્ને બાળાઓ રાજકુમારી પુષ્પાવતીની સખીઓ હતી. અમે તેમનાં નામનો ઉલ્લેખ કરી દીધો છે. એ બન્ને બાળાઓને યુવતીઓ કહીશું તો તેજ વિશેષ ઉચિત થશે. તેઓ બન્ને રસિકા હતી. રાજપૂતને પાસે આવેલો જોતાંજ લીલાએ કહ્યુંઃ—“કેમ છે રમણીમનમોહન ! ક્યા હૃદય ઉપર અધિકાર મેળવવાની કામનાથી દેવી પાસેથી વરદાન લીધું ? આપણી પાસે કાંઇ વળવાનું નથી. ઉષાના ખાલી હૃદય તરફ દૃષ્ટિપાત્ કરો તો કદાચ તમારો હેતુ સફળ થાય ખરો. ”

આ વિનોદવચનો સાંભળી ઉષા શરમાઇ ગઈ. તેણે લીલાના

ભૂમિ ઉપર ધીમેથી ચુંટી ખણીને શરમાતાં શરમાતાં કહ્યું:—"જા જા, જેમ ફાવે તેમ બોલતાં શરમાતી નથી. ત્હારા મ્હોંના હાવભાવ ઉપરથીજ ત્હારા અંતરનો ઉદ્દેશ માલૂમ પડી આવે છે ! તેને છુપાવવાનો પ્રયત્ન વ્યર્થ થાય છે ?"

આ વાતચિત તરફ લક્ષ્ય નહિ આપતાં રાજપૂત યુવકે કહ્યું:— "મ્હને ક્ષમા આપજો. હું જાણુતો નહોતો કે, તમે અહિં ખોટી થતાં હશો. કદાચ તમારી ઉપાસનામાં હું અડચણકર્ત્તા થયો હોઈશ."

આટલું બોલીને તે ચાલ્યો ગયો. રાજકુમારી પુષ્પાવતીને તે જોઇ શક્યો નહોતો; પરંતુ રાજકુમારી તો એ યુવક પોતાની દૃષ્ટિમર્યાદાથી દૂર થાય ત્યાં સુધી તેનેજ જોઇ રહી હતી. પુષ્પાવતીએ સહચરીઓ પાસે આવીને પૂછયું:—"ઉષા ! આ રાજપૂત યુવકને ત્હેં પૂર્વે કદાપિ જોયો છે કે ?"

"તમને એ રજપૂત યુવકની લગની લાગી રહી છે કે શું ?" હાસ્યવિકસિત વદને ઉષાએ કહ્યું.

"હું પૂછું તેનો ઉત્તર આપ ? ત્હારે વિશેષ ડહાપણ કરવાની આવશ્યકતા નથી." સહજ રોષમાંજ પુષ્પાવતીએ કહ્યું.

"હા હા, સમજી; તમારા અંગમાં અનંગની પીડા ઉત્પન્ન થઇ છે. મદનનાં બાણુથી તમે ઘાયલ થયાં છો; તેથી રતિપતિનો પરિચય પ્રાપ્ત કરવાને ઇચ્છો છો. જો મ્હને ખોટી રીતે ધમકાવશો તો હું તમારી પાસેથી ચાલી જઇશ."

"ના ના—હું તને ક્યાં ધમકાવું છું ?"

"ત્યારે હવે તમારે જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહો."

"ના—હવે મ્હારે કાંઇ કહેવું નથી. !"

---

## પ્રકરણ ૧૩ મું:—ભયંકર અપમાન.

અદ્યાપિપર્યંત યવનોએ રાજસ્થાનને સ્વાધીન કરવાની રાક્ષસી મહત્વાકાંક્ષાનો ત્યાગ કર્યો નહોતો. અજમેરરાજનું નિકંદન વાળી તેઓ સુપ્રસિદ્ધ ફત્તેહગઢ તરફ આગળ વધ્યા હતા. સેનાધિપતિ મહમ્મદ પણ પોતાના સૈનિકોને ઉત્તેજિત કરી યુદ્ધમાં ઉતારતો હતો. આ પ્રસંગે ફત્તેહગઢમાં જાલિમસિંહ નામનો પ્રબળ શક્તિશાળી રાજા રાજ્ય કરતો હતો; તે ઘણો સ્વદેશાભિમાની વીર રજપૂત રાજા હતો. પ્રાણાંતે પણ તે સ્વદેશને પરાધીન થયેલો જોઈ શકે તેમ નહોતો. હમણાં થોડા દિવસથી જાલિમસિંહ પોતાના સૈન્યસહ યવનો વિરુદ્ધ યુદ્ધ કરવા ગયો હતો.

ગત્ પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યા પછી રાજમહાલયના એક સુંદર તથા વિશાળ ઓરડામાં બેસી રાજમંત્રી, સેનાપતિપુત્ર જયન્તકુમારને યુદ્ધ સંબંધીના સમાચાર પૂછતો હતો. આ ઓરડામાં અનેક વિરામાસનો વ્યવસ્થિત રીતે ગોઠવેલાં જોવામાં આવતાં હતાં. દિવાલો ઉપર સ્વર્ગીય વીર રજપૂતોની પ્રતિમૂર્ત્તિઓ અંકિત થઈ રહેલી જોવામાં આવતી હતી. આ ઓરડામાંજ એક બાજુએ વિવિધ પ્રકારનાં મૂલ્યવાન્ અને તીક્ષ્ણ હથિયારોનો સંગ્રહ જોવામાં આવતો હતો.

રાજધાનીમાં હમણાં મહારાજા નહોતો, સેનાપતિ પણ નહોતો; તેથી મંત્રીજ હમણાં સેનાપતિનું કાર્ય પણ સંભાળતો હતો. જયન્તકુમાર બે દિવસ પૂર્વે યુદ્ધક્ષેત્રમાં ગયો હતો. બીજું થોડું સૈન્ય લઈ જવા માટે રાજાએ તેને રાજધાનીમાં મોકલ્યો હતો. થોડું સૈન્ય એકત્ર થયું હતું. એ સૈન્યસહ આજેજ જયન્તકુમાર યુદ્ધક્ષેત્ર તરફ જવાનો હતો. બીજું થોડું સૈન્ય કાલે પ્રભાતકાળે મોકલવાનું મંત્રીએ તેને કહ્યું હતું. આજુબાજુની કેટલીક વાતચિત થયા પછી મંત્રીએ પૂછયું:—

“ યુદ્ધ કયાં થવાનો સંભવ છે ?”

જયન્તકુમારે ઉત્તર આપ્યો:—"સિંહગઢ નામના ગામ પાસે."

"યુદ્ધ ક્યારે થવાનો સંભવ છે ?"

"આવતી કાલે પ્રભાતકાળે."

બરાબર આ સમયે એક પહેરેગીરે આવી, નમન કરીને કહ્યું:— "મહારાજ ! એક બાળક આપને મળવાને ઇચ્છે છે ?"

"ઠીક તેને લઇ આવ." મંત્રીએ કહ્યું.

અલ્પકાળમાં જે બાળકને આપણે દેવીમંદિરમાં જોયો હતો તે મંત્રી સમક્ષ આવી પહોંચ્યો, તથા મંત્રીને તેણે નમન કર્યું. મંત્રીએ પૂછ્યું:—"તમે ક્યાં રહો છો ?"

"એ વાર્ત્તા હમણાં અપ્રસિદ્ધજ રહેશે."

"તમે શા હેતુથી અત્રે આવ્યા છો !"

"સૈનિકની નોકરી સ્વીકારવા."

"સૈનિકની નોકરી ? તમારી ઉમ્મર હજી કાંઇ લાયક થઇ નથી તમારા જેવા બાળકને નોકરીમાં રાખ્યાથી અમે વિજયી થઇશું એમ તમે ધારો છો કે ?" મંત્રીએ સહજ તુચ્છતા દર્શાવતાં કહ્યું.

"જો આપનો વિજય થાય તો આપણું ઉભયનું એમાં ગૌરવજ ગણાય." ગંભીરતાથી બાળકે કહ્યું.

"તમે હસવા જેવું બોલો છો. શું તમારા જેવા એક બાળકની સહાયતા સિવાય ફત્તેહગઢનું સૈન્ય નિર્બળ છે એમ તમે સમજો છો ?" મંત્રીએ પ્રશ્ન કર્યો.

"મંત્રી મહોદય ! રજપૂતાનામાં બાળકો વીર નથી હોતા એમ આપ ધારો છો કે શું ? અનેક રજપૂત બાળકોએ, રણઘેલા સ્વદેશભક્ત રજપૂતોના નામને દીપાવ્યું છે; છતાં મ્હારા પ્રત્યે કિંવા બાળક પ્રત્યે આપ આવો તિરસ્કાર કેમ દર્શાવો છો ?" યુવકે ઉત્તેજનાસૂચક સ્વરે કહ્યું.

"યુવક ! ત્હારી ધૃષ્ટતા કાંઈ થોડી નથી; છતાં હું એટલું અવશ્ય કબૂલ કરું છું કે, બોલવામાં તો તું અદ્વિતીય બહાદુર બાળક છે." મંત્રીએ વિશેષ તિરસ્કાર કર્યો.

"મંત્રિવર, આપ જ્ઞાનવૃદ્ધ—અનુભવી છો; છતાં હું ધારું છું. કે અત્યારે આપ ભ્રમમાં પડયા છો !" બાળકે મંત્રીને ભ્રમિત બનાવ્યો.

"હું ભ્રમમાં પડયો હોઉં એમ મ્હને લાગતું નથી !" મંત્રીએ ગર્વસૂચક સ્વરે કહ્યું.

"આપ ભ્રમમાંજ પડયા છો એમ હું એક દિવસે સિદ્ધ કરી બતાવીશ." બાળકે આત્મોદ્દગાર કાઢયા.

અત્યાર સુધી જયન્તકુમાર મૌન ધારણ કરી બેસી રહ્યો હતો. આ સમયે તેણે કહ્યું:—"એ તો હું પણ મંત્રી મહાશયને સિદ્ધ કરી બતાવી શકું તેમ છું."

બાળકે જોયું કે, જેણે આ વાકય ઉચ્ચાર્યું તે વીસ એકવીસ વર્ષનો બળવાન્ યુવક હતો. તેણે મૂલ્યવાન્ પોષાક પહેર્યો હતો. તેના કંઠમાં મોતીની માળા હતી. જયન્તકુમાર એક પ્રસિદ્ધ સૈન્યાધ્યક્ષ હતો.

મંત્રીએ સ્મિત હાસ્ય કરીને કહ્યુ:—"ઠીક છે, આજે હું બાળક પાસેથી નવું શિક્ષણ મેળવીશ."

જયન્તકુમારે કહ્યું:—"મંત્રિવર, આ બાળકના મ્હોં ઉપર જે ભાવ અને સૌન્દર્યનું દર્શન થાય છે તે રજપૂતાનાનાં અનેક સિંહાસનો ઉપર પણ જોઇ શકાતું નથી. જેનાં નેત્રોમાં આવી પવિત્રતા છે તેને તુચ્છ સૈનિકનું કાર્ય સોંપવામાં અવિશ્વાસ રાખવો ઉચિત નથી."

"હું કાંઇ ચંદ્ર જેવું મ્હોં જોઇનેજ ભૂલથાપ ખાઉં એવો અજ્ઞાની નથી. તમે જ્યારે બાહ્ય સ્વરૂપ જુઓ છો ત્યારે હું અંતરનું સ્વરૂપ જોઉં છું. યુદ્ધના સમયે એક અજાણ્યા બાળકના રૂપથી મુગ્ધ બની જઇ તેને રાજસૈન્યમાં રાખવો એ હું યોગ્ય સમજતો નથી.

જયન્ત ! તું મ્હને બીજું શું શિખવવાને ઇચ્છે છે?" મંત્રીએ રજપૂત યુવક પ્રત્યે અવિશ્વાસ દર્શાવ્યો.

"આપ જેવા સુજ્ઞ મંત્રિવરને હું કાંઇ શિખવી શકું એવી ધૃષ્ટતા મ્હારામાં નથી. આ બાળક સામાન્ય હોય એમ હું ધારતો નથી. તેની કમરપર મૂલ્યવાન્ તલ્વાર લટકી રહી છે. તેના હાથમાં સુવર્ણ-મુદ્રિકા છે તથા કંઠમાં મોતીની માળા છે; તેથી તે કોઈ ઉચ્ચવંશીય રજપૂત કુમાર હોય એવું મ્હારું અનુમાન છે." જયન્તકુમારે કહ્યું.

"યુદ્ધ થઇ ગયા પછી યુદ્ધક્ષેત્રમાંથી અનેક મૂલ્યવાન્ તલ્વારો અને અલંકારો મળી આવે છે."

મંત્રીનું આ વાક્ય સાંભળતાં જ રજપૂત બાળકનું મુખમંડળ લાલચોળ બની ગયું. અલ્પકાળમાં જ આત્મસંયમ કરીને તેણે નમ્ર સ્વરે કહ્યું:—"હું જ્યારે દાસત્વ સ્વીકારવાને આવ્યો છું ત્યારે મ્હેં મ્હારાં માનપ્રતિષ્ઠાનું વિસર્જન કર્યું છે; કિન્તુ મંત્રીવર, સાવધાન! એક રજપૂતને આપ ચોર કહી અપમાનિત કરો છો તેથી કદાચ ભવિષ્યમાં આપને પશ્ચાત્તાપ કરવો પડશે. હમણાં હું વિદાય થઉં છું—વળી પાછી અન્ય સ્થાને આપણી મુલાકાત થશે."

આમ કહી રજપૂત એ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૪ મું:—અશ્વ અને મુદ્રિકા.

એક વૃદ્ધની ઝુંપડીમાં એક રજપૂત યુવક કિંવા બાળકે આશ્રય લીધો હતો. આ વૃદ્ધને ત્યાં તેની એક વૃદ્ધા પત્ની અને કન્યા હતી. વૃદ્ધનું નામ રામચંદ્ર હતું. તેની ઉમ્મર લગભગ સાઠ વર્ષની હતી. પહેલાં આ વૃદ્ધ રાજસૈન્યમાં સૈનિકનું કાર્ય કરતો હતો. પૂર્વે એક યુદ્ધમાં રામચંદ્રનો એક પગ કપાઈ ગયો હતો. ત્યારથીજ તેણે નોક-

સ્ત્રીનો ત્યાગ કર્યો.

તેની કન્યાનું નામ પ્રમદા હતું. પ્રમદા બાળવિધવા હતી: તેની ઉમ્મર હમણાં માત્ર બાર તેર વર્ષની હતી. તેનું મ્હોં સુંદર હતું. નેત્રો ચંચળ હતાં. એના તરફ વારંવાર જોવાની વાસના થયા કરે એવી તેની આકર્ષક દૃષ્ટિ હતી. પાડોશના દુષ્ટ છોકરાઓ ગાંધર્વમતથી તેની સાથે પુનર્વિવાહ કરવાની ઉત્સુકતા ધરાવતા હતા: કિન્તુ તેમ કરવાની પ્રમદાની ઈચ્છા નહોતી. તેનો સ્વભાવ કાંઈક ક્રોધી હતો. તે એવા દુષ્ટ છોકરાઓને ગાળો ભાંડી તેમના પૂર્વજોના ગાંધર્વ વિવાહની સુદ્ધાં વ્યવસ્થા કરતી હતી!

ગૃહિણીના રૂપનું વર્ણન અમે કરી શકીએ તેમ નથી. એ સાક્ષાતરણરંગિણીજ હોય એવો ભાસ થતો હતો. વૃદ્ધ રામચંદ્ર વિકલાંગ અને દ્રવ્યોપાર્જન કરવાને અશક્ત હતો એ વાતનું તેની પત્ની તેને નિરંતર સ્મરણ કરાવતી હતી. રાજદરબારમાંથી રામચંદ્રને થોડું પેન્સન મળતું હતું; કિન્તુ પેન્શનની રકમ સામાન્ય હતી. એ રકમથી સંસાર ખરચનો નિભાવ થઈ શકતો નહિ. રામચંદ્રની અર્ધાંગના વિવિધ પ્રકારનાં કાર્યો કરી બે પૈસા મેળવી સંસાર ખરચનો નિર્વાહ કરતી હતી. સંસારમાં બીજું કોઈ નહોતું.

આજે રામચંદ્રના ઘરમાં સામાન્ય લઢાઇ ચાલુ થઈ હતી. રામચંદ્રને દાળની તપેલી પાસે પહેરા ઉપર રાખી ગૃહિણી અન્ય કાર્યાર્થે બ્હાર ગઇ હતી; કિન્તુ રામચંદ્રની અસાવધાનતાથી એ દાળ બળી ગઇ—દુણાઈ ગઇ હતી; તેથી તેને ગૃહિણી તરફથી ક્ષમા મળે તેમ નહોતી. તેણે ઉચ્ચ સ્વરે વાકયબાણોની વૃષ્ટિ કરીને રામચંદ્રને વ્યાકુળ બનાવી દીધો. શત્રુઓ તરફથી ફેંકાતાં તીક્ષ્ણ બાણો અને ભાલાઓના ઘા યુદ્ધ ક્ષેત્રમાં રામચંદ્ર પૂર્વે સહન કરતો હતો; કિન્તુ આજે તેણે રણચંડીસ્વરૂપિણી પત્ની પાસે ક્ષમા માગી. પત્ની તરફથી

તેને ક્ષમા ન મળી. યુદ્ધ પૂર્ણ તેજથી ચાલવાજ લાગ્યું. વિવિધ આ-યુધ એક પક્ષ તરફથી વર્ષવા લાગ્યાં ત્યારે અન્ય પક્ષ તરફથી ક્ષમા-યાચના અને અશ્રુવિસર્જન થતાં હતાં.

આવા સમયે દ્વાર પાસે કોઈ આવીને ઉભું રહ્યું. સર્વેએ જોયું કે એ તેમને ત્યાં ઉતરેલો રજપૂત બાળક હતો. એ આવી ચઢયો એટલે પતિપત્ની વચ્ચે ચાલતા મહાભારત યુદ્ધનો અંત આવ્યો. રામચંદ્ર યોદ્ધાના વેશનો ત્યાગ કરી ઉભો થયો. ગૃહિણી અસ્તવ્યસ્ત થઇ ગયેલાં વસ્ત્રોને વ્યવસ્થિત કરી. યુદ્ધક્ષેત્રમાંથી અદ્રશ્ય થઈ ગઈ. પ્રમદા પ્રલયંકરી મૂર્ત્તિનો ત્યાગ કરી, શરમાઇ જઈ પાછું જોતી જોતી અંતઃપુર તરફ દોડી.

પ્રમદા વિધવા હોવા છતાં તેનું હૃદય નીરસ–સ્નેહશૂન્ય નહોતું. રજપૂતની તે ઘણી સેવા કરતી. જે ઓરડો રજપૂત વાપરતો હતો તે પ્રમદા વારંવાર સ્વચ્છ કરતી હતી. એ ઓરડાની સઘળી વસ્તુઓને તે વ્યવસ્થિત ગોઠવી રાખતી હતી. તે રજપૂતની ઘણી સંભાળ રાખતી હતી. તે શા માટે આવી સંભાળ રાખતી હતી તેનું તેને પોતાને પણ જ્ઞાન નહોતું. જાણે કે આ સકળ કાર્ય કરવામાં તેને તૃપ્તિ થતી હતી. તે જે કાર્ય કરતી તે તેના કહેવામાં આવ્યા વિનાજ કરતી હતી. તે ફળની આશા રાખતી નહિ; કિન્તુ આ પ્રકાર તરફ રજપૂતનું લક્ષ્ય નહોતું. રજપૂત બાળક જાણે કે તદ્દન મૂર્ખ કિંવા અજ્ઞાનીજ કેમ ન હોય! તેણે બીજા પ્રકાર તરફ દુર્લક્ષ્ય કરી રામચંદ્રને ઉદ્દેશીને કહ્યું:— "મહાશય! મ્હારે એક ઘોડો જોઇએ છીએ."

રામચંદ્રે પૂછ્યું:—"કેવો ઘોડો જોઇએ છીએ? યુદ્ધનો ઘોડો કે?"

"હા."

"એવો ઘોડો સહેલાઇથી મળી શકશે નહિ."

"કેમ નહિ મળી શકે?"

" આ પ્રદેશમાં હવે શક્તિવાન્ ઘોડાઓ નથી. સઘળાં હૃષ્ટ-પુષ્ટ ઘોડાઓને સરકારે ખરીદી લીધા છે. હજી પણ સૈન્ય સુસજ્જિત થાય છે. હમણાં અન્ય સ્થળોએથી ઘોડા એકઠા કરવામાં આવે છે."

આ સમયે રામચંદ્રની પત્નીએ પતિ પાસે આવીને કહ્યું:—" જુઓ, તમારો યુદ્ધનો ઘોડો લેવાને રાજદરબારમાંથી માણસો આવ્યા હતા. તેઓ માત્ર પચીસ રૂપિયા આપવાને ઇચ્છે છે. હું તમારો વિચાર જાણવાને આવી છું."

પત્નીની ચાલાકી રામચંદ્ર સમજી ગયો, અને તેથી તે થોડો શરમાયો પણ ખરો. એક પાડોશીનો લંગડો ઘોડો હતો. તે થોડી કિમ્મતે ખરીદ કરી વિશેષ મૂલ્યે વેચી દેવાનો ગૃહિણીનો વિચાર હતો. રાજપૂત એક ઘોડો ખરીદ કરવાને ઇચ્છે છે એવી વાત ઘરમાં બેઠે સાંભળવામાં આવતાંજ ગૃહિણીએ ઉપરોક્ત અસત્ય વચનો પતિ પાસે આવીને ઉચ્ચાર્યાં.

ગૃહિણીનાં વચનો સાંભળી રજપૂત બાળકે અશ્વ જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી તેથી ગૃહિણી ઘોડો લઇ આવવાને ગઇ. અશ્વરાજ આ સમયે પાસેના પહાડ ઉપર વિચરણ કરતા હતા. તેમના આગળના બન્ને પગ મજબુત દોરડાથી બાંધેલા હતા. તેમનું દુર્બળ અંગ જોતાંજ તેમનાં સઘળાં હાડકાં ગણી શકાય તેમ હતાં. વળી અશ્વરાજની દૃષ્ટિશક્તિ પણ ઓછી હતી; તેથી તેમને સહેલાઇથી પકડી રજપૂત બાળક સમક્ષ લઇ જવામાં આવ્યા.

અશ્વરાજની આકૃતિ જોતાંજ રજપૂત વિસ્મિત બની ગયો. તેણે કહ્યું:—" આ કયું પ્રાણી છે?"

ગૃહિણી બોલી:—" ઘોડો છે."

પ્રમદા સ્મિત મુખે બોલી ઉઠી:—" ના ના ખચ્ચર છે.!"

રજપૂત બોલી ઉઠયો:—“ બરાબર—મ્હને પણ એમજ લાગે છે. ”

રજપૂત બાળકે એ ઘોડો ખરીદ કર્યો નહિ. ગૃહિણીએ ઘોડાની પીઠ જોરથી એક હાથ મારી તેને છોડી દીધો. ઘોડો જમીનદોસ્ત થઈ ગયો હતો કે કેમ એ વાર્તાનો કોઇએ ઉલ્લેખ કર્યો નથી; તેમજ ટોડસાહેબના રાજસ્થાનમાં એ વિષયનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો નથી. !

એકાન્ત મળતાંજ રામચંદ્રે રજપૂતને પૂછ્યું:—“ અશ્વ કયારે જોઇએ છીએ ? ”

“ હમણાંજ. કાલે પ્રભાતકાળે હું રવાના થવાનો છું. ”

“ કયાં જશો ? યુદ્ધક્ષેત્રમાં કે ? ”

“ હા, જયાં રાજા ગયા છે ત્યાં હું જઇશ. ”

“ રાજા કયાં છે તે આપ જાણો છો ? ”

“ એમનો પત્તો મેળવતાં વિલંબ નહિ લાગે. ”

“ શું રાજાની પાસે સૈનિક વિભાગમાં નોકરી કરવાની આપની ઇચ્છા છે ? ”

“ હા. ”

“ આ રાજયમાં યુદ્ધ પ્રસંગે કોઈ અજાણ્યા માણસને સૈન્ય-વિભાગમાં રાખવામાં આવતો નથી. ”

રજપૂત બાળક અલ્પકાળને માટે ચિંતામગ્ન બની ગયો. પછીથી તેણે કહ્યું:—“ મ્હેં સાંભળ્યું છે કે, આ રાજ્યનો રાજા ઘણો બહાદુર છે. વીરત્વ અને યુદ્ધકૌશલથી તેઓ સર્વાંશે પરિચિત છે. ”

“ સેનાપતિ સંબંધી તમે કાંઈ જાણો છો ? ”

“ સેનાપતિ કાંઈ વિશેષ બહાદુર નથી. ”

“ ત્યારે આ પ્રસંગે યવનો ઉપર કેવી રીતે વિજય મેળવી શકાશે ? ”

“ માતા ભવાનીની જેવી ઇચ્છા હશે તેમ થશે. યવનોએ અ-જમેરરાજનું નિકંદન કરી નાખ્યું છે. અસંખ્ય રણઘેલા રજપૂતોએ

યુદ્ધક્ષેત્રમાં પોતાનું જીવન વિસર્જન કર્યું છે, અને તેથીજ અજમેરના સર્વસ્વનો વિનાશ થયેલો હોવા છતાં તેની સ્વાધીનતાનો વિનાશ થયો નથી. મ્હને તો ફત્તેહગઢનું ભવિષ્ય પણ સારું હોય એમ લાગતું નથી."

રજપૂત કાંઇ કહેવા જતો હતો એવામાં પ્રમદાએ ત્યાં આવીને કહ્યું:—"આપને મળવાને માટે બ્હાર એક સ્ત્રી આવીને ઉભી રહી છે."

રજપૂત બાળક વિસ્મિત બની ગયો. આવા અજાણ્યા સ્થળે કોણ તેને મળવા આવ્યું હશે એ તે વિચારી શક્યો નહિ. તેણે બ્હાર નીકળીને જોયું કે, એક સ્ત્રી સુંદર ઘોડો લઈ ત્યાં ઉભી રહી હતી, એ સ્ત્રીએ રજપૂત બાળકને જોતાંની સાથેજ કહ્યું:—"આ દાસીના અપરાધની ક્ષમા આપજો. કૃપા કરી આપ આપનું નામ કહેશો કે?"

"તમને મ્હારું નામ જાણવાની જરૂર હોય એમ હું ધારતો નથી."

"આપ ક્યાંના રહેવાસી છો?"

"આ પ્રશ્નનો ઉત્તર હું હમણાં આપી શકાશ નહિ."

"આજે પ્રભાતકાળે આપ ક્યાં ગયા હતા?"

"આ પ્રશ્નનો ઉત્તર આપવામાં મ્હને અડચણ નથી. હું જયદેવીના મંદિરમાં ગયો હતો."

"ત્યાર પછી?"

"ત્યાર પછી હું રાજમંત્રીને મળવા ગયો હતો."

"આપના નામનો એક પત્ર છે."

આમ કહીને એ દાસીએ એક ન્હાનો પત્ર રજપૂતના હાથમાં મૂક્યો. પત્રમાં લખ્યું હતું કે, "જેણે જયદેવીના ચરણોમાં પોતાની તલ્વાર મૂકી આશીર્વાદની યાચના કરી હતી તે આ અશ્વનો ઉપયુક્ત સ્વાર છે વિચારી આ અશ્વ હું તેની પાસે વેચવાના હેતુથી મોકલું

છું. અશ્વની કિમ્મત માત્ર પાંચ સોનામહોરો છે. એ આ પત્રવાહકને આપશો તો કૃપા થશે.

એક દરિદ્ર વ્યક્તિ."

અશ્વની તથા તેની સાજસજ્જાની ઉત્તમ પ્રકારે પરીક્ષા કરી રાજપૂતે કહ્યું:—"આ અશ્વનો માલિક કદાપિ દરિદ્ર હોઇ શકેજ નહિ. રાજદરબારમાં પણ આવો સુંદર અશ્વ હશે કે કેમ તેની શંકા છે. અશ્વ અને તેની સાજસજ્જાનું મૂલ્ય ઓછામાં ઓછું પાંચસો રૂપિયા હોવું જોઇએ. હું કોઈને છેતરી ઓછી કિમ્મતે આ અશ્વ ખરીદી શકીશ નહિ."

"એમાં છેતરવા જેવું શું છે? હું જો કદાચ મ્હારો ઘોડો કાંઇ પણ રકમ લીધા સિવાય આપને આપું તો આપે મ્હને છેતરી છે એમ ન કહેવાય." આવેલી દાસીએ કહ્યું.

"હું અપરિચિત પાસેથી દાન લઇ શકું તેમ નથી."

"ત્યારે પાંચસો રૂપિયા આપો."

"એટલી બધી રકમ મ્હારી પાસે નથી. જો કદાચ મ્હારી આંગળીપરની આ રત્નજડિત સુવર્ણમુદ્રિકા લઇને તેના બદલામાં અશ્વ આપતાં હો તો હું લઈ શકું. સુવર્ણમુદ્રિકાનું મૂલ્ય લગભગ એકહજાર રૂપિયા હશે."

"ત્યારે છેતરવાનો ભાર તો મ્હારા ઉપરજ આવી પડયો કે? ઠીક, સુવર્ણમુદ્રિકા આપો;"

રજપૂતે સુવર્ણમુદ્રિકા આપી; તે લઇ દાસી ચાલી ગઇ.

---*---

## પ્રકરણ ૧૫ મું:—પ્રણયાંકુર.

રાજમહાલયના અંતઃપુરની પાછળ આવેલા ઉદ્યાનમાં બેસી પુષ્પાવતી પુષ્પલતાઓ ઉપરથી પુષ્પો ચુંટતી હતી. લીલા માળા ગુંથતી હતી; રાજકુમારી વારંવાર ગુંથાતી માળા તોડી નાખવાનો પ્રયત્ન કરતી હતી.

પુષ્પાવતીની ઉમ્મર તેર ચૌદ વર્ષનીજ હતી. તેનું મન ચંચળ, ગતિ ચંચળ અને દૃષ્ટિ પણ ચંચળ હતી. તેના કાનમાં હીરાનાં ફૂલ લટકતાં હતાં. તે સાથે નેત્રો પણ નાચતાં હતાં—હસતાં હતાં. હીરા કરતાં નેત્રો જાણે કે ઉજવળજ કેમ ન હોય! રત્નજડિત સુવર્ણહાર કંઠમાં સાભિમાનથી ડોલતો હતો, અને જાણે કે સંકેતથી મેખલાનો ઉપહાસ કરતો હતો. મેખલા અહંકારથી ક્ષીણકટી પકડીને ઉછળતા નિતંબોપર મસ્તક રાખી પોતાની ઉચ્ચતા કંઠહારને પ્રદર્શિત કરતો હતો. કંઠહાર પરાજિત થઇને મણિમુક્તાજડિત કાંચળીની નીચે જઇ આશ્રય લેતો હતો. હસ્તની આંગળી ઉપર એક મૂલ્યવાન્ મુદ્રિકા પૂર્ણ પ્રકાશનો વિસ્તાર કરી રહી હતી.

સંધ્યાકાળનો સમય થયો હતો. પક્ષીઓ સ્વસ્થાન તરફ જતાં હતાં. પંખીઓનો કર્ણપ્રિય કલરવ સાંભળવામાં આવતો હતો. ભગવાન્ સૂર્યનારાયણ પશ્ચિમાકાશમાં ઉતરી પડયા હતા.

સહચરીઓની સાથે કેટલીક વાતચિત કર્યા પછી પુષ્પાવતીએ કહ્યું:—"ઉષા! હું યુદ્ધમાં જવાની છું."

"કોની સાથે યુદ્ધ કરવાનો વિચાર કર્યો છે? દેવીના ગરીબ પૂજારીને હવે મારશો નહિ!" ઉષાએ ઉપહાસ કર્યો.

પુષ્પાવતીએ ધીમેથી ઉષાના ગાલ ઉપર એક થપ્પડ મારી. ઉષાએ કહ્યું:—"તમારો ઉદ્દેશ શો છે તે કહો તો ખરાં?"

"હું યુદ્ધનું દર્શન કરવાને પિતાજી પાસે જવાની છું."

"કયું યુદ્ધ જોવા જવાનાં છો ? હૃદયનું યુદ્ધ કે તલ્વારનું ?"

"બટકબોલી, તું ચૂપ રહે."

"તમને ગુસ્સો ઉપજતો હોય તો ભલે ઉપજે; પરંતુ હું એટલું ચોક્કસ જાણું છું કે, તમે યુદ્ધનો આરંભ કરવાનેજ જાઓ છો."

"હું પુરુષવેશમાં જઇશ. તમે પણ ઘોડા ઉપર સ્વાર થઈ મ્હારી સાથે આવજો."

"જો અમે એમ કરીએ તો અમારો વિવાહજ ન થાય. તમે રાજકન્યા છો—તમને શી ચિંતા છે ? તમે તો ગમે તેને પસંદ કરી લ્યો; પરંતુ અમારું શું થાય ?" લીલાએ કહ્યું.

"તને વિવાહની ચિંતાથી કદાચ નિદ્રા પણ નહિ આવતી હોય !" ઉષાએ લીલાનો પણ ઉપહાસ કર્યો.

"તું જીવનપર્યંત કુમારિકા રહે છે કે કેમ એ પણ અમે જોઇશું ને ?" લીલાએ સ્મિતમુખે કહ્યું.

"તમે ઝઘડો ન કરો. આપણે જે દાસીને મોકલી હતી તે પાછી આવી છે કે નહિ તેની તપાસ કરી આવ જોઇએ, ઉષા !" પુષ્પાવતીએ સહજ અધીરતાથી કહ્યું.

ઉષા ત્યાંથી ચાલી ગઇ. રાજકુમારીએ કહ્યું:—"લીલા ! આપણા રાજ્યમાં આવી મૂર્ખતા ભરેલો નિયમ ક્યારથી થયો છે ?"

"શો નિયમ ?"

"યુદ્ધ પ્રસંગે અપરિચિત માણસને સૈન્ય વિભાગમાં નહિ રાખવાનો."

"એ નિયમથી તમને શું નુકસાન છે ?"

આ સમયે ઉષા ચપળાને સાથે લઈ ત્યાં આવી. ચપળા દાસીનું કામકાજ કરતી હતી. તે ઘણી બુદ્ધિમતી હતી. રાજકુમારી તેના ઉપર ઘણો પ્રેમ રાખતી હતી. ચપળા વિધવા યુવતી હતી. નવયૌવનના

આરંભમાંજ ભાગ્યદેવીની ભયંકરતાથી તે વિધવા થઇ હતી.

પુષ્પાવતીએ ચપળાને જોઈ પૂછ્યું:—" અશ્વ ક્યાં છે ? "

" અશ્વ હું વેચી આવી છું."

" કોને વેચી આવી છું ? "

" જે રજપૂતે જયદેવીના ચરણો ઉપર તલ્વાર મૂકી આશીર્વાદ માગ્યો હતો તે રજપૂત બાળકને વેચી આવી છું. "

" એ રજપૂત બાળક ક્યાં રહે છે ? "

" આટલામાં રહેતા હોય એમ હું ધારતી નથી. "

" અશ્વનું મૂલ્ય તને મળ્યું છે ? "

" મળ્યું છે, આ લ્યો. "

સઘળી હકીકતનું વિસ્તારથી વર્ણન કરી ચપળાએ એક સુવર્ણ-મુદ્રિકા રાજકુમારીના હાથમાં આપી. તેણે આશ્ચર્યમગ્ન બની જઇને જોયું કે તેની આંગળી ઉપરની સુવર્ણમુદ્રિકા કરતાં પણ આ સુવર્ણમુદ્રિકા ઘણી મૂલ્યવાન્ હતી. ચપળાને વિદાય કર્યા પછી પુષ્પાવતીએ થોડા સમય સુધી પોતાના અંતરમાં કાંઇ વિચાર કર્યા કર્યો. પછીથી ઉ-ષાને ઉદ્દેશીને નમ્રસ્વરે તેણે કહ્યું:—" ઉષા ! આપણે યુદ્ધમાં આવતી કાલે પ્રભાતકાળે અવશ્ય જવાનું છે. સાથે લીલાને પણ આવવાનું છે."

લીલા સમજી ગઇ કે રાજકુમારીનો નિશ્ચય દૃઢ હતો; છતાં તેણે કહ્યું:—" પિતામાતાની અનુમતિ તો લેવી જોઇએને ? "

"માતાજીની અનુમતિ સહેલાઇથી મળશે, અને પિતા તરફ હું હમણાંજ પત્ર મોકલીશ. "

" સાથે કોણ આવશે ? "

" તમે. "

" અને પહેરેગીરો ? "

" કાલે ઘણું સૈન્ય પિતાજી પાસે જવાનું છે. તેની સાથે સાથે

આપણે પણ જઇશું. "

" પુરુષવેષમાં ઘોડે ચઢીને જઇશું કે શું ? "

" હા. "

" ત્યાંથી આપણે પાછાં ક્યારે આવીશું ? "

" એ સંબંધી હમણાં હું કાંઈ કહી શકતી નથી. પિતાજી જેમ કહેશે તેમ આપણે કરીશું. "

" જો ઘણા દિવસ સુધી યુદ્ધ ચાલુ રહેશે તો માતાજી પણ ત્યાં આવશે. વળી ત્યાં રહેવા યોગ્ય સ્થાન નહિ મળી આવે તો યુદ્ધ જોઇને આપણે પાછાં ફરીશું. "

" પરંતુ યુદ્ધ ચાલુ થયું હશે તો જોઇ શકીશુંને ? "

" આજે એવા સમાચાર આવ્યા છે કે, કાલે યુદ્ધ થવાની સંભાવના છે. કાલે ભયંકર યુદ્ધ થશે જ એમ હું ધારું છું. "

" તમે ઘોડા ઉપર ચઢી યુદ્ધ જોવા જશો તો લોકો તમારી નિંદા નહિ કરે કે ? " લજ્જાવતી લીલાએ પૂછ્યું.

" એમાં નિંદા કરવા જેવું છે શું ? સતી રજપૂતાણીઓ ઘોડેસ્વાર થઈ રણસંગ્રામનું દર્શન કરવા જાય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છેજ નહિ. જે રજપૂતાણીઓ સ્વદેશની સ્વાધીનતાના સંરક્ષણાર્થે અને પોતાના શીયળધનના સંરક્ષણાર્થે રણસંગ્રામમાં અપૂર્વ શૂરાતન પ્રદર્શિત કરે છે તેજ રજપૂતાણીઓનું ઉષ્ણ શોણિત આપણા અંગપ્રત્યંગમાં વહે છે. પ્રસંગ આવ્યે આપણે પણ યુદ્ધમાં ઉતરવાને પાછી પ્હાની કરીએ તેમ નથી. અજમેરવાસિની રજપૂતાણીઓએ યવનસૈન્યને પોતાના શૂરાતનનો કેવો પરિચય કરાવ્યો છે એ તું ભૂલી ગઇ કે ? "

આટલી વાતચિત થયા પછી પુષ્પાવતી કંઠમાં પુષ્પમાળા પહેરીને માતા તરફ જવા લાગી.

---

## પ્રકરણ ૧૬ મું—યુદ્ધક્ષેત્ર તરફ પ્રયાણ.

રાત્રિ પૂર્ણ થવા આવી હતી. અદ્યાપિ ઉષાનો પ્રકાશ પૃથિવી ઉપર પ્રકાશિત થયો નહોતો. અદ્યાપિ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું જોવામાં આવતું હતું. આવા સમયે ત્રણ ઘોડેસ્વારો સિંહગઢ તરફ જતાં જોવામાં આવતા હતા. આ ત્રણે ઘોડેસ્વારો અન્ય કોઇ નહિ; કિન્તુ રાજનન્દિની પુષ્પાવતી, ઉષા અને લીલા હતાં. પુરુષના વેષમાં પુષ્પાવતી અપૂર્વ રૂપશાલિની જણાતી હતી. તેનો મ્હોટો કૃષ્ણ-કેશકલાપ ફેંટામાં છુપાઇ ગયો હતો. મદનમંદિરદ્વય લોહના બખ્તરમાં છુપાઈ રહેલાં હતાં, અને લોઢું જાણે કે એ મદનમંદિરદ્વયના સ્પર્શથી પાવન થતું હતું. કમ્મર ઉપર રત્નજડિત પટ્ટો બાંધી દીધેલો હતો. એ કમરપટ્ટા સાથે મૂલ્યવાન્ સમશેર ઝૂલી રહી હતી.

ઉષાવતી અને લીલા એ રૂપ જોઇ વિસ્મિત અને મોહમુગ્ધ બની જતી હતી. જેનાં નેત્રો આવાં ચંચળ હતાં તેની કમરપર તલ્વાર શા માટે હોવી જોઈએ ? ઉષાવતી અને લીલાવતી એમ વિચારતી હતી કે, રાજકુમારી જો કદાચ પુરુષ તરીકે જન્મી હોત તો તેઓ બન્ને તેની પ્રેમપ્રાપ્તિમાઓ થાત !

રાજકુમારીની આગળ પાછળ થોડા થોડા અંતરે બીજું કેટલુંક રજપૂત સૈન્ય સિંહગઢ તરફ અગ્રેસર થતું હતું. આગળનું તેમજ પાછળનું સૈન્ય અડધા અડધા માઇલના અંતરે હતું.

એકાએક પાસેથીજ ઘોડાની ખરીઓનો અવાજ થતો રાજકુમારી સાંભળી શકી. ચમકીને ત્રણે જણીઓએ પાછળ દૃષ્ટિ કરી. તેમણે જોયું કે, વાયુનો પરાજય કરી એક વીર બાળક વિદ્યુતગતિથી ઘોડેસ્વાર થઇ માર્ગ કાપતો હતો. ઘોડાને ચલાવવામાં એ બાળકે અદ્‌ભુત નિપુણતા પ્રાપ્ત કરી હોય એવો ભાસ થતો

હતો. આટલી ત્વરાથી કોઇ પણ અશ્વને માર્ગ કાપતો રાજકુમારી પુષ્પાવતીએ પૂર્વે કદાપિ જોયો નહોતો. જોતજોતાંમાં ઘોડેસ્વાર પાસે આવી પહોંચ્યો, અને પુષ્પાવતી તથા તેની સહચરીઓએ તેને ઓળખ્યો. આ બાળક બીજો કોઈ નહિ; પરંતુ જયદેવીનો ઉપાસકજ હતો.

રાજકુમારીનો ઘોડો આગળ હતો; છતાં બાળકનો ઘોડો તેની આગળ નીકળી જાય એટલી ઝડપથી માર્ગ કાપતો હતો. પુષ્પાવતીએ પોતાના ઘોડાને ઉતાવળો ચલાવવાનો ઘણો પ્રયત્ન કર્યો. તેનો અશ્વ પણ વાયુ વેગે દોડવા લાગ્યો. પુષ્પાવતીએ પાછળ દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ; કિન્તુ કલ્પનાથી તે સમજી શકી કે, રજપૂત બાળકનો ઘોડો ધીમે ધીમે વિશેષ નજીક આવતો હતો.

લીલાએ પૂછ્યું:—" હું એ રજપૂત બાળકને મારી તેનો ઘોડો હસ્તગત કરું કે ? "

ઉષાએ કહ્યું:—" એનો અપરાધ શો છે ? "

લીલા:—તને કાંઈ અકકલ નથી. એ બાળકની સ્પર્ધા તો જો ! રાજનન્દિનીને પાછળ રાખી તે આગળ જવાને ઇચ્છે છે !

ઉષા:—તું એ અશ્વને કેવી રીતે સ્વાધીન કરી શકીશ ?

લીલા:—તે હું તને કરીનેજ બતાવું છું.

આમ કહી લીલા ઘોડાને પાછો ફેરવી રજપૂત બાળકનો માર્ગ રોકીને ઉભી રહી. રજપૂત ક્ષણમાત્રમાં લીલા પાસે આવી પહોંચ્યો, તથા એક બાજુએથી લીલાની આગળ વધવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આ સમયે લીલાએ કમરપર લટકતી તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી રજપૂત સ્હામે ધરી તેને આગળ વધતો અટકાવ્યો. લીલાએ એમ વિચાર્યું હતું કે, તલ્વાર જોઈ રજપૂત પોતાના અશ્વને ઉભો રાખશે. રજપૂતનો અશ્વ પૂર્ણવેગથી આવતો હતો. રજપૂત

બાળક લીલા પાસે આવી પહોંચ્યો, તોપણ તેણે ઘોડાના વેગને ઓછો કર્યો નહિ. લીલાની કલ્પનામાં પણ નહોતો એવો પ્રકાર ક્ષણ માત્રમાં બની ગયો. રજપૂત જ્યારે લીલા પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે લીલાના હાથમાંની તલ્વારને ડાબા હાથથી પડાવી લઇ દૂર ફેંકી દીધી. એ આકર્ષણના વેગ આગળ લીલાનું કાંઇ ચાલ્યું નહિ. તે ઘોડા ઉપરથી એકાએક જમીનપર પડી ગઈ. તેને જમીનદોસ્ત થયેલી જોઇને રજપૂતે પોતાના અશ્વને ઉભો રાખ્યો, તથા તેણે લીલા પાસે જઈને જોયું તો તે મુગ્ધા બાળિકા બેશુદ્ધ બની ગઇ હતી. રજપૂત બાળકે લીલાના બેશુદ્ધ દેહને પોતાના ખોળામાં લીધો અને કોઇની સહાયતા મેળવવાના હેતુથી આતુર દૃષ્ટિથી તે ચોતરફ જોવા લાગ્યો. આ સમયે ઉષા, લીલા પાસે દોડી આવતી હતી. તેને જોઈ રજપૂત કાંઇક આશ્વસ્ત થઇ તે લીલાના શરીરપરનું બખ્તર ખુલ્લું કરવા લાગ્યો ! પરંતુ આ શું ! રજપૂત બાળક લીલાને અત્યાર સુધી એક યુવક સમજતો હતો; પરંતુ તેને તેના સ્ત્રીજાતિના સ્વરૂપમાં જોઇ આશ્ચર્યચકિત બની જઇ, તેના મસ્તકને પાછું જમીનપર ગોઠવી દઇ તે સત્વર ઉઠી ઉભો થયો. આ સમયે પાસે આવી પહોંચેલી ઉષાએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:—"કેમ ચમક્યા ? સાપ જોયો કે શું ?"

થોડા સમયમાંજ લીલા શુદ્ધિમાં આવી. તેને કાંઈ વિશેષ વાગ્યું નહોતું. લીલા સત્વર ઉઠી બેઠી થઇ, તથા તેણે ઉષાને પૂછ્યું—"મ્હારા શરીર ઉપરનું બખ્તર કોણે ખુલ્લું કર્યું છે ?"

ઉષાએ હાસ્ય કરી, રજપૂત તરફ આંગળી કરી કહ્યું:—"એમણે માત્ર ત્હારું બખ્તર ખોલ્યું છે એટલુંજ નહિ: પરંતુ તને પોતાના ખોળામાં સુદ્ધાં સૂવાડી હતી."

લીલાએ કૃત્રિમ કોપ પ્રદર્શિત કરતાં કહ્યું:—"તમે આજ સુ-

ધીમાં કોઇ સ્ત્રીને જોઇ પણ નથી કે શું ? એક અજાણી બાળાને પોતાના ખોળામાં સુવાડવી એ શું સારું કહેવાય કે ? ”

રજપૂતે અતિશય વિરક્ત બની જઈ તથા શરમાઇ જઇને કહ્યું:— “ હું તમને પુરુષ સમજતો હતો તેથીજ મ્હેં તમારું મસ્તક મ્હારા ખોળામાં લીધું હતું. ”

લીલાએ બીજી વાત કાઢી. તેણે કહ્યું:—‘ આ અશ્વ તમે કયાંથી લાવ્યા ? આ તો અમારો અશ્વ છે. ”

ઉષાએ હાસ્ય કરતાં કહ્યું:—“ બસ ! એકલો અશ્વજ ત્હારો છે કે ? તેઓ પોતે ત્હારા નથી કે ? ”

લીલા:—ત્હારાથી ચૂપ નહિ રહેવાય કે ? ત્હારે મ્હારી વાતમાં ડહાપણ ડહોળવાની જરૂર નથી. હવે કહો જોઈએ, રજપૂત મહાશય ! આ ઘોડો આપ કયાંથી ચોરી લાવ્યા છો ?

રજપૂતે કહ્યું:—“ હું ઘોડો ચોરી લાવ્યો નથી. ઘોડાએ મ્હને ચોર્યો છે. તમારા જેવીજ એક સુંદરી આ ઘોડો મ્હારી પાસે લઇ આવી હતી.”

લીલાએ કહ્યું:—“ આ મ્હારોજ ઘોડો છે. બરાબર આવોજ એક ઘોડો આપ થોડે દૂર જશો એટલે જોઈ શકશો; તેથી આ ઘોડો ત્યાં રાખી આપ એ ઘોડો લઇ જજો. આગળ જતાં સિંહગઢ સમીપ આપ બીજો એક નવો ઘોડો લઇને એક માણસને ઉભો રહેલો જોઈ શકશો. એ માણસને આપ આપનો શ્રમિત થઇ ગયેલો ઘોડો સ્વાધીન કરી, તેની પાસેનો નવો ઘોડો લઈ યુદ્ધભૂમિમાં જજો. ‘ જયદેવી ’ ના નામનો ઉચ્ચાર કરશો એટલે એ અશ્વરક્ષક પોતાની પાસેનો અશ્વ આપને સ્વાધીન કરી દેશે. ”

આટલું બોલી લીલા ઘોડેસ્વાર થઈ અગ્રેસર થઈ. રજપૂત બાળક અને ઉષા પણ પોતપોતાના ઘોડા ઉપર સ્વાર થયાં. રાજનન્દિની

પુષ્પાવતી રજપૂત બાળક પાસે આવી નહોતી. દૂર ઉભી રહીને તે આ સઘળો અભિનય જોઇ રહી હતી. અસ્પષ્ટ પ્રકાશમાં તેના મુખાવયવ બરાબર જોઈ શકાતા નહિ. લીલાએ ઘોડો અગ્રેસર કરી રજપૂતની પાસેથી જતાં જતાં કહ્યું:–" જુઓ, મ્હારા સ્વામી આગળ જાય છે. તેમની પાસેથી એક પરિચયપત્ર લઈને હું તમને આપું છું. તમે આ પત્ર લઇ કોઇ મ્હોટા રાજ્યાધિકારીને આપશો તો આપને રજપૂત સૈન્યમાં અવશ્ય સ્થાન મળશે. "

રજપૂત બાળકે ગર્વસૂચક સ્વરે કહ્યું:—" બાળા ! રજપૂતનો ઉત્તમ પરિચય તેની તલ્વારજ છે. એને માટે અન્ય પરિચયની આવશ્યકતા નથી. "

લીલાએ કહ્યું:—" ત્યારે આપને આપનું નામ ઠામ, નિવાસસ્થાન વગેરે અમને જણાવવું પડશે. "

" મ્હારો તેમજ મ્હારા વંશનો પરિચય હમણાં તો મ્હારી તલ્વારના મ્યાનમાંજ છુપાઈ રહેશે. યુદ્ધમાં ઉતર્યા સિવાય ખરો રજપૂત પોતાનો પરિચય આપતો નથી. યુદ્ધક્ષેત્રમાં–રણસંગ્રામમાંજ તે પોતાનો તથા પોતાના વંશનો પરિચય આપે છે." આમ કહી રજપૂતે પોતાના અશ્વને વાયુવેગે દોડાવ્યો. લીલા અને ઉષાની તેની સાથે સાથે પોતાનો અશ્વ ચલાવવાની શક્તિ નહોતી. અલ્પકાળમાંજ રજપૂત ત્યાંથી અદ્રશ્ય થઈ ગયો.

લીલા પોતાના મનમાં ને મનમાં વિચારતી હતી કે, " આ રજપૂત બાળક કદાપિ સામાન્ય વંશમાં ઉત્પન્ન થયેલો હોવો જોઇએ નહિ. તેની મુદ્રિકા ઉપર ચંદ્રસિંહ નામ કોતરેલું છે; પરંતુ ચંદ્રસિંહ નામનો કોઇ પરિચિત પુરુષ ફત્તેહગઢમાં હોય એમ હું ધારતી નથી. ત્યારે આ બાળક કોણ હશે ? "

લીલાએ રાજનન્દિની પાસે જઇને કહ્યું:—" હે સ્વામી મહાશય!

આમ શરમાઈ જઇને દૂર રહ્યા કે ? જ્યારે યુદ્ધ કરવા જાઓ છો ત્યારે પછી આટલા બધા શરમાઓ છો, કેમ ? "

"બધું કોણ જાણે કે, શાથી હું આવા પુરુષવેષમાં શરમાઇને અડધી થઈ જઉં છું !" રાજનન્દિનીએ લજ્જાથી લાલચોળ બની ગયેલા વદને કહ્યું.

---

## પ્રકરણ ૧૭ મું.—વીરત્વ.

"તમારું નામ શું છે ?"

"ચંદ્ર."

"તમે કયાંના નિવાસી છો ?"

"આ પ્રશ્નનો ઉત્તર હું હમણાં આપી શકીશ નહિ.

"જ્યારે આ પ્રશ્નનો ઉત્તર તમે આપી શકતા નથી ત્યારે તમને સૈન્યવિભાગમાં સ્થાન મળી શકશે નહિ."

"જેવી મહારાજની ઇચ્છા."

જ્યારે વાચકબંધુઓ એમ જાણી શક્યા છે કે, આ રજપૂત બાળક બીજો કોઇ નહિ; પરંતુ ક્રૂરસિંહનો પુત્ર ચંદ્રસિંહ છે ત્યારે હવે અમે તેને છુપાવી રાખવાને ઇચ્છતા નથી; પરંતુ તે જ્યારે 'ચંદ્ર' નામથી પોતાનો પરિચય આપે છે ત્યારે ભવિષ્યમાં ચંદ્ર નામથીજ અમે તેનો ઉલ્લેખ કરીશું.

ફત્તેહગઢના મહારાણા જાલિમસિંહે અલ્પકાળ સુધી કાંઈ વિચાર કરીને પૂછ્યું:—"ભાઇ ! હજી તમે બાળક જણાઓ છો; છતાં યુદ્ધમાં ઉતરતાં તમને ભય ઉપજતો નથી ?"

"હું વીર બાળક છું—રજપૂત બાળક ભય કોને કહે છે તે જાણતોજ નથી. જો આપના સૈન્યવિભાગમાં મ્હારા સદ્ભાગ્યે મ્હને

સ્થાન મળશે તો હું મ્હારા શૌર્યવીર્યનો સર્વને સંપૂર્ણ પરિચય કરાવીશ." ચંદ્રે ઉત્તેજિત સ્થિતિમાં કહ્યું.

જાલિમસિંહ વિશેષ કાંઈ બોલ્યો નહિ. તે એક ન્હાના પહાડ ઉપર ચાલતા યુદ્ધનું દર્શન કરવા લાગ્યો. અદ્યાપિ યુદ્ધ પૂર્ણતેજથી ચાલું થયું નહોતું; છતાં સામાન્ય યુદ્ધનો આરંભ થઈ ગયો હતો. મહમ્મદખાન પોતાના યવન સૈન્યને વારંવાર વિવિધ પ્રકારનાં ઉત્તેજક વચનો કહી સંભળાવીને ઉત્તેજિત કરતો હતો. ઉભયપક્ષનું મળી લગભગ બાર હજાર સૈન્ય એકત્ર થયું હતું. રજપૂતોનું સૈન્ય ચારે તરફ છુટું છવાયું રહીને યુદ્ધ કરતું જોવામાં આવતું હતું.

મહારાણાએ યુદ્ધદર્શન કરતાં કરતાં જોયું કે, યવન સૈન્યનો હુમલો પાછો વાળી નહિ શકાયાથી રજપૂત સૈન્ય પહાડ ઉપરથી પાછું હઠતું હતું. આથી જાલિમસિંહે જયન્તકુમારને ઉદ્દેશીને કહ્યું:—" તું પેલો પહાડ સ્વાધીન કરી યવનોને પાછા હઠાવી શકીશ કે ? "

" જો આપ આજ્ઞા આપશો તો હું મ્હારાથી બનતો પ્રયત્ન કરી યવન સૈન્યને પાછું હઠાવીશ. "

" ત્યારે તું બસો ઘોડેસ્વારો સાથે લઈ ત્યાં જા અને યવન સૈન્યને પાછું હઠાવ. "

જયન્તકુમારે ત્વરિતગતિથી પોતાના અશ્વને દોડાવ્યો. તેની પાછળ પાછળ બસો રજપૂત ઘોડેસ્વારો પણ જવા લાગ્યા. ભીમ વિક્રમથી જયન્તકુમાર શત્રુ સૈન્ય ઉપર જઇ પડયો. એ વેગને સહન નહિ કરી શકાયાથી શત્રુઓ પાછા હઠી ગયા. પહાડના ઉપર ફત્તેહગઢની વિજયપતાકા ઉડાવીને જયન્તકુમાર, જાલિમસિંહ પાસે પાછો આવ્યો, એનું વીરત્વ જોઈ સર્વ વિસ્મિત બની ગયા. જાલિમસિંહે પોતાના મનમાં એમ વિચાર્યું કે, " મ્હારા સૈન્યમાં જયન્તકુમાર જેવો વીર યોદ્ધો બીજો એક પણ નથી. "

થોડે દૂર આવેલા એક ઉચ્ચ વૃક્ષની છાયા નીચે પોતાની સહચરીઓ લીલા અને ઉષા સાથે ઉભી રહીને રાજનન્દિની પુષ્પાવતી યુદ્ધનું દર્શન કરતી હતી. એ ત્રણે રૂપસુંદરીઓ ઘોડા ઉપર સ્વાર થયેલી હતી. જયન્તકુમારનું વીરત્વ જોઇ ઉષાએ આશ્ચર્યમગ્ન બની જઇને કહ્યું:—" કેવું અદ્‌ભુત સાહસ ! કેવું અસામાન્ય વીરત્વ !"

પુષ્પાવતીએ કહ્યું:—" આ વીરત્વ કાંઈ અસામાન્ય તો નજ ગણાય. એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી."

જયન્તકુમારે રાજા પાસે જઇ યુદ્ધનું સઘળું વૃત્તાંત નિવેદન કર્યું. રાજાએ પ્રસન્ન થઈને કહ્યું:—" જયન્તકુમાર ! તું ત્હારા પિતાનો યોગ્ય પુત્ર છે. હું આશીર્વાદ આપું છું કે, તું દીર્ઘાયુ થા."

માનપૂર્વક રાજાને પ્રણામ કરી જયન્તકુમારે આશીર્વાદ સ્વીકાર્યો. થોડા સમય પછી તેણે કહ્યું:—" મહારાજ ! મ્હેં એમ સાંભળ્યું છે કે, રાજનન્દિની યુદ્ધનું દર્શન કરવાને માટે અહિં આવ્યાં છે; કિન્તુ તેઓ ક્યાં છે એ હું જાણતો નથી."

રાજાએ હસ્તસંકેતથી સ્થાન બતાવીને કહ્યું:—" પેલા વૃક્ષ નીચે બે સહચરીઓ સાથે પુષ્પાવતી ઉભી રહીને યુદ્ધનું દર્શન કરે છે."

જયન્તકુમારે પૂછ્યું:—" આપે પહેરાની વ્યવસ્થા કરી છે ?"

" પચાસ પહેરેગીરોને તેનું રક્ષણ કરવાનું કાર્ય સોંપેલું છે." રાજાએ ઉત્તર આપ્યો.

જયન્તકુમાર કાંઈ વિચારવા લાગ્યો. તે વિશેષમાં બોલ્યો નહિ. આ સમયે ચંદ્રને ઉદ્દેશીને રાજાએ કહ્યું:—" જયન્તકુમાર ! આ વીર બાળકની આપણા સૈન્યવિભાગમાં રહેવાની ઇચ્છા છે. આપણા રાજ્યના નિયમાનુસાર એના જેવા અજાણ્યા બાળકને સૈન્યવિભાગમાં યુદ્ધ પ્રસંગે રાખી શકાય તેમ નથી; કિન્તુ એનું સરળ તેમજ

" આપનો અભિપ્રાય એ જ આ દીન બાળકનો અભિપ્રાય." જયન્તકુમારે નમ્રતા દર્શાવી.

આ સમયે રાણા જાલિમસિંહે વ્યથિત અંતરથી જોયું કે, મધ્યસ્થળનું રજપૂત સૈન્ય ધીમે ધીમે પાછું હઠતું હતું. જો તેને સત્વર મદદ કરવામાં ન આવે તો તેનામાં ભંગાણ પડી જાય તેમ હતું. રાજાએ જયન્તકુમારને ઉદ્દેશીને કહ્યું:—" જયન્તકુમાર ! સૈન્ય પાછું હઠતું જાય છે. તું સત્વર બીજું થોડું સૈન્ય લઇ તેને સહાયતા કરવા જા. "

જયન્તકુમાર અશ્વની લગામ ખેંચી વિદ્યુદ્વેગથી એ તરફ અગ્રેસર થયો. ચંદ્ર રાજાની પાસે ઉભો રહી એક પ્રેક્ષકની માફક યુદ્ધનું દર્શન કરી રહ્યો હતો. યુદ્ધક્ષેત્રની સ્થિતિ જોઈ તે કાંઈક ચિંતાતુર બની ગયો. તેણે જોયું કે, યવન સૈન્ય ધીમે ધીમે અગ્રેસર થતું હતું અને રજપૂત સૈન્ય પાછું હઠતું હતું. દક્ષિણ દિશા તરફ ભય જેવો મામલો દેખાયો. ઘણા યવન સૈનિકો એ દિશાએ એકત્ર થઈ રજપૂત સૈનિકોને ઘેરી લેવાનો પ્રયત્ન કરતા હતા. આ દિશા તરફજ એક ન્હાનો પહાડ આવેલો હતો, તથા એ પહાડ ઉપર આવેલા એક ઉચ્ચ વૃક્ષની છાયા નીચે રાજનન્દિની પુષ્પાવતી પોતાની સહચરીઓ સાથે ઉભી રહી યુદ્ધનું દર્શન કરતી હતી.

ચંદ્રે વ્યાકુળ બની જઇને રાજાને કહ્યું:—" મહારાજ, લગભગ એક હજાર યવન સૈનિકો દક્ષિણમાં એકત્ર થયા છે. એમનો હુમલો પાછો વાળવાને, ત્યાં પાંચસોથી વિશેષ રજપૂત સૈનિકો હોય એમ લાગતું નથી. શત્રુનો ઉદ્દેશ આપણા સૈન્યને ઘેરી લેવાનો છે. આ ઉદ્દેશમાં જો તે સફળતા પ્રાપ્ત કરશે તો ફત્તેહગઢનો અવશ્ય પરાજય થશે. "

જાલિમસિંહે વિસ્મિત બની જઇને જોયું કે, દક્ષિણ તરફજ મ્હોટું સંકટનું વાદળ ઘેરાયું હતું. બાળકની તીક્ષ્ણ બુદ્ધિનું દર્શન કરી રાજા અતિ સંતુષ્ટ થયો; પરંતુ આ સમયે વાત કરવા જેટલો પણ અવકાશ નહોતો. શત્રુઓ રજપૂતોને ઘેરી લેવાનો સતત પ્રયત્ન કરતા હતા. જાલિમસિંહ લગભગ બસો સૈનિકોસહ દક્ષિણ તરફ અગ્રેસર થયો.

દક્ષિણ દિશાએ ઉપર્યુક્ત પહાડની પાસેજ એક ન્હાનું જંગલ આવેલું હતું. એ જંગલમાં યવન સેનાધિપતિ મહમ્મદખાને પોતાનું સૈન્ય છુપાવી રાખ્યું હતું. આ જંગલની પશ્ચિમ દિશા તરફનો પ્રદેશ સહજ ઉચ્ચ હતો. આ ઉચ્ચભૂમિ ઉપર એક વૃક્ષની છાયા નીચે પચાસ પહેરેગીરોની સંભાળમાં પુષ્પાવતી ઘોડા ઉપર બેસી યુદ્ધ-દર્શન કરતી હતી.

ચંદ્રે કદાપિ રાજનન્દિની જોઈ નહોતી. થોડા સમય ઉપર રાજાએ જયન્તકુમારને હસ્તસંકેતથી જે વૃક્ષ દેખાડયું હતું તે વૃક્ષ તરફ જયન્તકુમારે જોયું; પરંતુ એટલામાં કોઇ પણ સ્થળે એકકે રમણી મૂર્ત્તિ જોવામાં આવી નહિ. તેણે ત્યાં માત્ર ત્રણ બાળકોને જ જોયા. એ ત્રણે બાળકો પચાસ પહેરેગીરોના મધ્ય ભાગમાં ઉભા રહ્યા હતા. સંશયને આધીન થઈ ચંદ્ર વિશેષઅગ્રેસર થયો. અંતે તે જ્યારે લીલાને ઓળખી શકયો ત્યારે કશો પ્રકાર તેનાથી ગુપ્ત રહ્યો નહિ રસ્તે આવતાં લીલા અને ઉષાની સાથે એક ત્રીજી વ્યક્તિ જોવામાં આવી હતી એ વાર્ત્તાનું તેના અંતરમાં સ્મરણ થયું. લીલાના સ્વામીની વાર્ત્તાનું પણ સ્મરણ થયું.

આ સમયે રાજનન્દિની પુષ્પાવતી પાછી ફરીને ઉભી હતી. ચંદ્ર તેના સુંદર મુખમંડળનું અવલોકન કરી શકયો નહિ; કિન્તુ તેને એમ લાગ્યું કે, રાજનન્દિની ઈચ્છાપૂર્વકજ પાછી ફરીને ઉભી રહી

હતી. ઉષા અને લીલા એક બીજીના મ્હોં તરફ જોઇ હસતી હતી, અને તેઓ બને ચંદ્ર તરફ જોઈ રહી હતી.

બરાબર આ સમયે એ ક્ષુદ્ર જંગલમાંથી એક ભયંકર અવાજ ઉપસ્થિત થયો, તથા લગભગ સો સૈનિકોએ અરણ્યમાંથી બ્હાર નીકળી પચાસ પહેરેગીરોના મધ્યભાગમાં ઉભેલી રાજનન્દિની ઉપર આ-ક્રમણ કર્યું.

પહેરેગીરો સાવધ નહોતા. તેઓ શત્રુઓથી ઘેરાઈ પલાયન કરી જવાને તૈયાર થયા. આ સમયે ચંદ્ર કોઇની પણ અનુમતિ લીધા સિવાય ક્ષણ માત્રમાં રાજકુમારીની પાસે ઉપસ્થિત થયો, તથા ભયંકર ગર્જનાસૂચક સ્વરે તે બોલ્યોઃ—" બહાદુર રજપૂતો, તમે સર્વ રા-જકુમારીની આસપાસ ચક્રાકાર થઇને ઉભા રહો—હું વ્યૂહદ્વાર પાસે ઉભો રહું છું—સત્વર સાવધ અને હોશિયાર થઈ જાઓ—શત્રુઓએ આપણને ઘેરી લીધા છે—પાછા ફરવાનો એક પણ માર્ગ નહિ હોવાથી તમે જીવનની ચિંતા રાખ્યા સિવાય રાજકુમારીનું ર-ક્ષણ કરો."

ફત્તેહગઢના સૈનિકોએ વીર રજપૂત બાળકની સૂચનાનુસાર કાર્ય કર્યું. જે યવન સૈનિકો છુપી રીતે અરણ્યમાં ભરાઇ પેઠેલા હતા તેમણેજ સુયોગ વિચારી આ પ્રસંગે રાજકુમારીના પહેરેગીરો ઉપર હુમલો કર્યો હતો.

પુષ્પાવતીએ જ્યારે જોયું કે, ચંદ્ર આવીને રજપૂત પહેરેગી-રોને ઉત્સાહિત અને ઉત્તેજિત કરે છે ત્યારે તેણે લજ્જાથી રુંધાઇ ગયેલા કંઠસ્વરે લીલાને કહ્યુંઃ—" લીલા ! આ સમયે મ્હારા મનમાં એમ થયા કરે છે કે, હું અહિં પુરુષવેશમાં કેમ આવી ! ?" આ પ્રમાણે કહીને તેણે મસ્તક ઉપરનો શિરપેચ ઉપાડી દૂર ફેંકી દીધો. તેનો સુવિસ્તૃત દીર્ઘ કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો. આ

સમયે પુષ્પાવતીના મનમોહક મુખમંડળે ચંદ્રની દષ્ટિનું પોતાના તરફ આકર્ષણ કર્યું. ચંદ્ર એ વિકસિત થયેલા કમળના જેવું આકર્ષક વદનમંડળ જોઇ મોહિત બની ગયો. રાજકુમારીનાં વિશાળ લોચન જોઇ તે મુગ્ધ અને વિહ્વળ બની ગયો. અલ્પકાળને માટે તે શત્રુ, મિત્ર, યુદ્ધ, રાજકન્યા તથા પોતાનું અસ્તિત્વ સુદ્ધાં ભૂલી ગયો. એકાગ્રદષ્ટિથી તે એ ચંદ્રવદનીનું દર્શન કરવા લાગ્યો. પુષ્પાવતી એ દષ્ટિ સહન કરી શકી નહિ; તેનું સર્વાંગ રોમાંચિત કિંવા કંટકિત થયું. તેનાં નેત્રો નમી ગયાં. લજ્જાથી મુખમંડળ લાલચોળ બની ગયું.

પ્રબળ પરાક્રમથી શત્રુઓએ હુમલો કર્યો. એ ભીષણ કોલાહલથી ચંદ્રની સમાધિનો ભંગ થયો. તે શત્રુઓના તરફ અગ્રેસર થયો ન થયો એટલામાં તો યવન સૈન્યે તેના ઉપર હુમલો કર્યો. જોતજોતાંમાં ચંદ્ર અપૂર્વ વીરત્વ પ્રદર્શિત કરી શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. આ વીર બાળકનું અસાધારણ યુદ્ધકૌશલ જોઇ ઉભય પક્ષનું સૈન્ય આશ્ચર્ય પામ્યું. રજપૂત સૈન્ય આનંદકોલાહલ કરવા લાગ્યું. મહારાણા જાલિમસિંહના નામની વિજયગર્જનાઓથી ગગન ગાજી ઉઠ્યું.

એવામાં એક ઘણો હૃષ્ટપુષ્ટ અને બળવાન યવન સૈનિક અગ્રેસર થયો, અને તેણે ચંદ્રનું લક્ષ્ય તાકીને પોતાનો લાંબો ભાલો ઉઠાવ્યો. અસામાન્ય કુશળતાથી ચંદ્રે પોતાના અશ્વને બીજી બાજુએ ફેરવી નાખ્યો, તથા પોતાના ડાબા હાથમાંનો ભાલો જમણા હાથમાં લઇ તેણે એ યવન સૈનિકની છાતી ક્ષણ માત્રમાંજ ચીરી નાખી. એ યવન સૈનિક તરતજ જમીનદોસ્ત થયો.

આથી અપાર ક્રોધે ભરાઇ યવનોએ રજપૂતો ઉપર આક્રમણ કર્યું. એક તરફથી 'દીન દીન'નો જનુની પોકાર થતો હતો ત્યારે બીજી તરફથી 'હર હર મહાદેવ'નો ગંભીર નાદ દિશાઓને ડોલાવતો હતો.

સુંદર મ્હોં જોતાં એને નિરાશ કરવાની મ્હારી ઇચ્છા થતી નથી. જયન્તકુમાર ! આ સંબંધી ત્હારો શો અભિપ્રાય છે ? ”

જે સ્થળે ઉભો રહી ચંદ્ર વ્યૂહદ્વારનું રક્ષણ કરતો હતો, અને રજપૂત સૈન્યને ઉત્સાહિત કરતો હતો ત્યાં આગળ શત્રુઓ વિશેષ કાંઇ શક્તિ દર્શાવી શકતા નહોતા; પરંતુ પાછળના ભાગમાં શત્રુઓએ ઘણો વિનાશ કર્યો. ચક્રવ્યૂહને ભેદી નાખી તેઓ વ્યૂહમાં પ્રવેશ કરતા હતા. અત્યાર સુધી ચંદ્ર પાછળના ભાગમાં લક્ષ્ય આપી શકયો નહોતો—તે આગળના ભાગના સૈન્યનો સંહાર કરવામાં એટલો બધો અસ્થિર બની ગયો હતો કે, અત્યાર સુધી તે વ્યૂહના પશ્ચાત્ ભાગ તરફ દૃષ્ટિપાત સુદ્ધાં કરી શકયો નહોતો. એવામાં અબળાના કંઠમાંથી ઉચ્ચારાયલી કરુણાજનક બૂમ સાંભળી, ચમકી ઉઠીને તેણે પાછળ જોયું. તેણે જોયું કે, સર્વસ્વનો વિનાશ થવાનો સમય સમીપ આવી પહોંચ્યો હતો. કેટલાક યવન સૈનિકોએ વ્યૂહનો ભેદ કરી, રાજનન્દિની પાસે જઇ તેને ઘેરી લીધી હતી. આવો પ્રકાર જોઇ, અતિ ઉન્મત્ત બની જઇને તે એ તરફ ધસ્યો. તેણે મનમાં ને મનમાં કહ્યું:—“ હે મા જગદંબા ! આ સંકટ સમયે હું મ્હારી સમશેરની પ્રતિષ્ઠાનું સંરક્ષણ કરી શકું એવી મ્હને અંતઃકરણપૂર્વક આશીષ આપજો.

લીલા ઉચ્ચ તેમ જ ભયસૂચક સ્વરે બોલી ઉઠી:—“ વીર રજપૂત બાળક ! રાજકુમારીનું રક્ષણ કરો. ”

ઉષાએ કહ્યું:—“ સત્વર આ વિપદ વર્ત્તમાન મહારાજને પહોંચાડો.”

પુષ્પાવતીએ પોતાના અંતરમાં વિચાર્યું:—“ હવે તેઓ મ્હારું રક્ષણ કરવા આવે છે એટલે ભય શો છે ?”

—⟶※⟵—

## પ્રકરણ ૧૮ મું:—ભયંકર યુદ્ધ.

પાંચ સાત યવન સૈનિકોએ રાજનન્દિની પુષ્પાવતીને, તેની આસપાસના વ્યૂહનો ભેદ કરી ઘેરી લીધી; તેઓમાંના એક સૈનિકે રાજકુમારીના અશ્વની લગામ પકડી રાખી. ઉષા રડી પડી; પરંતુ પુષ્પાવતીએ સહજ પણ ભય પામ્યા સિવાય પોતાની સમશેરથી એ સૈનિકના હાથ જોત જોતાંમાં કાપી નાખ્યા. આવો પ્રકાર જોઇ બીજા એક સૈનિકે આવી પુષ્પાવતીની તલ્વાર પકડી લીધી. એવામાં પાછળથી કોઇએ આવીને એ બીજા સૈનિકને પદાઘાતથી, તેના અશ્વ ઉપરથી જમીનદોસ્ત કર્યો. રાજકુમારીએ પાછી ફરીને જોયું તો તેને માલૂમ પડયું કે, તેનું રક્ષણકર્ત્તા અન્ય કોઇ નહિ; પરંતુ ઉપરોક્ત રજપૂત બાળક હતો, ચંદ્ર પોતાની સ્હામેજ એ ભુવનમોહિની રાજરાજેશ્વરી મૂર્ત્તિ જોઇ શકયો. ક્ષણ માત્રને માટે ઉભયે એકબીજાંના મ્હોં તરફ જોયું. બન્ને આત્મભાન ભૂલી ગયાં. એમની ઉભયની દૃષ્ટિમાં શું હતું તે તેઓ પોતેજ જાણતાં નહોતાં એટલે અમે તો કેવી રીતે જાણી શકીએ ?

એવામાં ચંદ્રના બખ્તરમાં ઢંકાયલા દેહ ઉપર એકાએક કોઇએ સખ્ત આઘાત કર્યો. ચંદ્ર ગર્જના કરી ઉઠયો. જાણે કે નિદ્રાધીન થઈ ગયેલા વિકાળ સિંહને કોઇએ જાગ્રત કર્યો ! અલ્પકાળમાંજ આઘાત કરનાર પ્રાણહીન બની જમીનદોસ્ત થયો. બીજા બે ચાર યવન સૈનિકોએ અગ્રેસર થઈ ચંદ્ર ઉપર હુમલો કર્યો. અસામાન્ય શિક્ષણ બળથી ચંદ્ર પોતાના અશ્વને આમતેમ ફેરવવા લાગ્યો. તેણે સઘળા શત્રુઓને એક સાથે પોતાના ઉપર આક્રમણ કરવાનો સુયોગ આપ્યો નહિ; પરંતુ તે પોતાના અશ્વને ચોતરફ ફેરવી એક એક શત્રુનો સંહાર કરવા લાગ્યો. જ્યારે ચંદ્રને માલૂમ પડ્યું કે, હવે

રાજનન્દિની પાસે કોઇ શત્રુ નથી ત્યારે તેણે વ્યૂહનું મ્હોં બંધ કર્યું, તથા કેટલાક રજપૂતો સૈનિકોસહ તે શત્રુઓના આક્રમણને પ્રબળ પરાક્રમથી અટકાવવા લાગ્યો. એ ભીષણ હુમલો, એ અસામાન્ય અસિ ચાલના અને એ કૌશલ જેણે જોયું તે કોઇ કદાપિ ભૂલી શક્યું નહિ.

ચંદ્રની આગળ અનેક શત્રુઓ પ્રાણ ગૂમાવીને પૃથિવી ઉપર પડવા લાગ્યા. કોઇનો હાથ, કોઇનું માથું તો કોઇનો ઘોડો કપાઈ જવા લાગ્યો. એ વીર બાળકનું અદ્‌ભુત તેજ અને તેની ગતિ અટકાવવાનું સામર્થ્ય કોઇનામાં નહોતું. એ વીર બાળક જેમ જેમ આગળ વધવા લાગ્યો તેમ તેમજ મદોન્મત્ત યવન સૈનિકો ભયભીત બની જઈ પાછા હઠવા લાગ્યા. ધીમે ધીમે આ ભય ગંભીર થઈ પડયો. અંતે કેટલાક યવન સૈનિકો જીવ બચાવવાના ઉદ્દેશથી પલાયન કરી ગયા.

રજપૂત સૈન્યનો પણ કાંઇ થોડો નાશ થયો નહોતો. પચાસ સૈનિકોનોમાંના લગભગ અડધા સૈનિકોનો જીવ ચાલ્યો ગયો હતો. બીજા જે સૈનિકો જીવતા રહ્યા હતા તેમાંના કેટલાક ઘાયલ થયા હતા. ચંદ્રના શરીરપરનું બખ્તર શત્રુઓના પ્રબળ આઘાતોથી નિરુપયોગી થઇ પડયું હતું. તેના સર્વાંગમાંથી લોહીની ધારાઓ વહી જતી હતી. આવી સ્થિતિમાં પણ ચંદ્ર શત્રુઓની પાછળ જતો હતો; કિન્તુ લીલાએ તેને બોલાવ્યો. તે પાસે ગયો એટલે લીલાએ તેને કહ્યું:—

"આપના જેવા વીર બાળક આ રાજસ્થાનમાં ક્વચિતજ જન્મ પામે છે. આજના યુદ્ધમાં અમે રણઘેલા રજપૂતોની કીર્તિનું આત્મભોગથી સંરક્ષણ કર્યું છે. આ રાજસ્થાનમાં આપજ વીરશિરોમણિ છો. આજે આપે ફત્તેહગઢનાં રાજકુમારીનું રક્ષણ કર્યું છે. આપનો આ ઉપકાર કદાપિ ભૂલી જવામાં નહિજ આવે. આપના ઉપકારના સ્મૃતિચિહ્ન સ્વરૂપે આપને એક સુવર્ણમુદ્રિકા અર્પણ કરવાની રાજનન્દિનીની ઇચ્છા છે." આમ કહીને લીલાએ રાજકુમારીની આંગળીમાંથી એક

મુદ્રિકા બ્હાર કાઢી ચંદ્રના હાથમાં આપી. પુષ્પાવતી લજ્જા અને સંકોચથી સ્થિર બની જઇ નીચું જોઇને ઉભી રહી. લીલાવતીએ કહ્યું:—"પલાયન કરી જતા શત્રુઓની પાછળ નહિ જતાં આપ રાજકુમારીનું રક્ષણ કરવાને માટે હમણાં અહીંજ ઉભા રહો, એવી જ તેમની ઇચ્છા છે. આપ એમની ઇચ્છાનુસાર વર્તશોને ?"

એવામાં રણક્ષેત્રમાં એકાએક ભયંકર કોલાહલ થયો. સર્વેએ રણક્ષેત્ર તરફ દૃષ્ટિ ફેરવી. તેમણે સર્વેએ જોયું કે, જે પહાડ નજીક સાતસો વીર રજપૂતોસહ ફત્તેહગઢાધિપતિ જાલિમસિંહ એક હજાર યવન સૈનિકો વિરુદ્ધ યુદ્ધ કરતો હતો ત્યાં ઘણો અનર્થ થવાનો સંભવ હતો. જ્યાં આગળ રાજકુમારી ઉભી રહી હતી ત્યાં આગળથી એ પહાડ કાંઇ વિશેષ દૂર નહોતો. રજપૂત સૈનિકો યુદ્ધક્ષેત્રમાં હાહાકાર કરી રહ્યા હતા. રાજકુમારીએ અજ્ઞાત ભયથી ભયભીત બની જઇને વ્યાકુળતાથી કહ્યું:—" મ્હારા પિતા સંકટમાં સપડાયા છે—આપ એમને સહાયતા કરવા જાઓ. "

ચંદ્ર માત્ર વીસ સૈનિકોને સાથે લઇ ફત્તેહગઢાધિપતિને સહાયતા કરવા પ્રબળ વેગથી છૂટયો. વાસ્તવિક રીતે મહારાણો જાલિમસિંહ આ સમયે ભીષણ સંકટમાં સપડાયો હતો. પોતાની અપાર શક્તિ અને સાહસ ઉપર વિશ્વાસ મૂકી જાલિમસિંહે એકલાએ શત્રુઓના વ્યૂહમાં પ્રવેશ કર્યો હતો. રજપૂત સૈન્ય રાણાનું રક્ષણ કરવાને અગ્રેસર થયું; પરંતુ તેને પાછું હઠવું પડયું. માત્ર કેટલાક વીર રજપૂતોએજ શત્રુવ્યૂહમાં પ્રવેશ કર્યો હતો. તેઓજ રાજાની આસપાસ રહી રાજાનું રક્ષણ કરતા હતા; પરંતુ તેમની સંખ્યા ઘણી થોડી હોવાથી એકેએક તેઓ પણ ધરાશાયી થવા લાગ્યા. રાજાનું અંગ ક્ષતવિક્ષત થઇ ગયું હતું. દેહમાંથી લોહીની ધારાઓ છૂટતી હતી. ધીમે ધીમે તેનું સર્વાંગ અવસન્ન કિંવા નિર્બળ બની જતું હતું. એવા સમયે ચંદ્ર

વીરનાદથી તલ્વારના આઘાતથી શત્રુઓના વ્યૂહને ભેદી નાખી આગળ વધવા લાગ્યો, તથા ફત્તેહગઢાધિપતિને પોતાની પાછળ રાખી તે શત્રુઓ સ્હામે ઉભો રહ્યો. તેની પાછળ પણ બીજા ઘણા રજપુત સૈનિકો આવીને ઉભા રહ્યા. ચંદ્રની ચપળ તલ્વારના આઘાતથી રાજા ઉપર હુમલા કરનારાઓ પૈકી કોઇનો હાથ કપાઇ ગયો, કોઈનું મસ્તક ધડથી જૂદું થઈ ગયું તો કોઈનો અશ્વ મૃત્યુ પામવાથી સ્વાર જમીનદોસ્ત થયો. સ્હામે અસંખ્ય શત્રુઓ હોવા છતાં એકલો ચંદ્ર તેમની ગતિને રોકી રહ્યો હતો. ચંદ્રને મારી નાખ્યા સિવાય શત્રુઓ જાલિમસિંહ ઉપર હુમલો કરી શકે તેમ નહોતા; કિન્તુ ચંદ્રના અદ્ભુત–દૈવી યુદ્ધકૌશલ આગળ શત્રુઓના સઘળા પ્રયત્નો વ્યર્થ થવા લાગ્યા. ચંદ્ર ચોતરફ ફરીને પ્રબળ પરાક્રમથી અને અદ્ભુત વીરત્વથી શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. તેનો અશ્વ કોઇ સમયે જમણી બાજુએ ફરતો હતો તો વળી પાછો અલ્પ કાળમાંજ ડાબી બાજુએ ફરી જતો હતો. તે કયારે કોના ઉપર આઘાત કરતો હતો તે સુદ્ધાં જોઈ શકાતું નહિ. તેની તલ્વાર કોઈની નજરે પડતી નહોતી. બન્ને પક્ષનું સૈન્ય તેની આવી યુદ્ધકુશળતાનું દર્શન કરી વિસ્મિત અને સ્તંભિત બની ગયું. રાણો જાલિમસિંહ વિચારતો હતો કે, “ અહા ! આ બાળકનામાં સેંકડો વીર પુરુષોની શક્તિનોજ સમાવેશ થયેલો હોય એમ હવે મ્હને લાગે છે. પ્રથમ મ્હેં તેને મ્હારા સૈન્યમાં નહિ રાખતાં તેનું અપમાન કર્યું છે તેથી હવે મ્હને અપાર પશ્ચાત્તાપ થાય છે. ”

ચંદ્રની સ્હામે કેટલીક જગ્યા સ્વચ્છ થઇ. તેના વીરત્વથી ભયભીત બની જઇ કેટલાક યવન સૈનિકો પાછા હઠી ગયા. પછીથી ઘણા યવન સૈનિકોએ ચંદ્રનું લક્ષ્ય તાકીને પોતાના ભાલાઓ ઉઠાવ્યા. એ ભાલાઓ પૈકીનો એક ભાલો ચંદ્રના અશ્વને વાગ્યો. અશ્વ જમીનદોસ્ત થાય તે પૂર્વેજ ચંદ્ર તેના ઉપરથી કૂદી પડયો, તથા ભાલો મા-

રનાર યવન સૈનિકને પોતાની સમશેરથી કાપી નાખી, જોતજોતાંમાં તે તેના અશ્વ ઉપરજ સ્વાર થઈ ગયો. આવો પ્રકાર જોઈ રણઘેલા રજપૂતો એક સ્વરે બોલી ઉઠયા:—" જય દેવી ભવાનીનો જય—જય-દેવીનો જય. "

થોડે દૂર પુષ્પાવતી પોતાની સખીઓ સાથે ઊભી રહીને આ અદ્‌ભુત વીરત્વનું દર્શન કરતી હતી. લીલાએ પૂછ્યું:—" કેમ બ્હેના શું વિચારો છો ? "

" લીલા ! કોઇ પણ મનુષ્યમાં મ્હેં આવું વીરત્વ કદાપિ જોયું નથી. આ કોઇ દેવાંશી બાળક હોય એવો મ્હને ભાસ થાય છે. "

રજપૂત સૈન્ય ચંદ્રના શૌર્યથી ઉત્સાહિત બની જઈ ધીમે ધીમે શત્રુઓનો પ્રબળ પ્રરાક્રમથી સંહાર કરવા લાગ્યું. હવે ઘણા રજપૂત સૈનિકોને યુદ્ધ કરવાનું સ્થાન મળ્યું. ચંદ્રે એક વખત દૃષ્ટિ ફેરવી યુદ્ધક્ષેત્રનું દર્શન કરી લીધું. તેણે જોયું કે, યવન સૈન્ય જો કે સહજ પાછું હઠયું હતું; છતાં તેની સંખ્યા રજપૂત સૈન્ય કરતાં વિશેષ હતી. જો બ્હારથી કોઇની સહાયતા ન મળી શકે તો વિજય પ્રાપ્ત થાય એવો સંભવ થોડો હતો. થોડે દૂર જયન્તકુમાર યવન સૈનિકોના હુમલામાંથી આત્મરક્ષણ કરવાનો પ્રયત્ન કરતો હતો. તેના તરફથી બિલ્કુલ સહાયતા મળે તેમ નહોતી. ઉત્તર તરફ રજપૂત સૈન્ય પાછું હઠતું હતું. એ તરફ થોડું વિશેષ સૈન્ય મોકલવાની જરૂર હતી. ચંદ્ર યુદ્ધક્ષેત્રમાંથી બ્હાર નીકળી રણસંગ્રામનું દર્શન કરવા લાગ્યો. તેણે જોયું કે, યવન સૈન્યે આ પ્રસંગે ઘણીજ ચતુરાઈથી પોતાના વ્યૂહની રચના કરી હતી. એ વ્યૂહની રચનાજ એવી હતી કે જ્યાં જ્યાં યુદ્ધ ચાલતું હતું ત્યાં ત્યાં યવન સૈનિકોની સંખ્યા વિશેષ હતી.

વ્યૂહની બ્હાર થોડું રજપૂત સૈન્ય હતું. તેને યુદ્ધ કરવાનું સ્થાન અને સુયોગ મળતો નહોતો. ચંદ્રે તેની પાસે જઇ ઉત્તેજનાસૂચક

સ્વરે કહ્યું:—" યુદ્ધનું પરિણામ કેવું આવશે એ તમે જાણો છો કે ? "

કેટલાક ઘોડેસ્વારોએ કહ્યું:—" આપણો વિજય અવશ્ય થશે."

" ના ના–તમે ભૂલો છો. તમે ઉત્તર તરફ દૃષ્ટિ તો કરી જુઓ" ચંદ્રે સૂચના કરી.

" આ શું ? એ તરફથી આપણું સૈન્ય પાછળ હઠી જતું જોવામાં આવે છે. " ઘોડેસ્વારોએ ચિંતામગ્ન બની જઇને કહ્યું.

" સર્વત્ર એવુંજ છે; તમે લક્ષ્યપૂર્વક યુદ્ધક્ષેત્રનું દર્શન કરો. "

" હા—આપનું કહેવું યથાર્થ છે. હવે કોઇ ઉપાય ? "

" તમે સર્વ મ્હારી સાથે આવો. " ચંદ્રે આજ્ઞા કરી. તેની આજ્ઞા થતાંજ લગભગ સો ઘોડેસ્વાર રજપૂત સૈનિકો ચંદ્રની પાછળ પાછળ જવા લાગ્યા; સર્વના સ્મરણમાંજ હશે કે, જે ન્હાના પહાડની પાસે જાલિમસિંહ યુદ્ધ કરતો હતો એ પહાડની દક્ષિણ દિશા તરફ એક ન્હાનું જંગલ આવેલું હતું. એ જંગલમાં ફરી ચંદ્ર પોતાની સાથેના ઘોડેસ્વાર સૈનિકોસહ યવન સૈન્યની પાછળ જઈ પહોંચ્યો, તથા પ્રબળ વેગથી તેણે યવનો ઉપર આક્રમણ કર્યું. આગળથી રાણા જાલિમસિંહનું આક્રમણ ચાલુ હતું અને પાછળથી ચંદ્રનું આક્રમણ થયું; તેથી યવન સૈન્ય સાથે વિશેષ સમય સુધી ટક્કર ઝીલી શક્યું નહિ. ધીમે ધીમે યવન સૈનિકો પાછા હઠી પલાયન કરી જવા લાગ્યા.

રાણો જાલિમસિંહ પલાયન કરી જતા શત્રુઓની પાછળ દોડયો, એટલે બીજું કેટલુંક સૈન્ય લઇ ચંદ્ર જયન્તકુમારને સહાયતા કરવા ગયો. અત્યાર સુધી બીજા સૈન્યની સહાયતા મળેલી નહિ હોવાથી જયન્તકુમાર યુદ્ધ કરીને શ્રમિત થઇ ગયો હતો. એવામાં ચંદ્રે તેની પાસે જઈ શત્રુઓ ઉપર પાછળથી હુમલો કર્યો. ક્ષણ કાળને માટે યવન સૈન્ય સહજ દૂર ખસી ગયું; પરંતુ અલ્પ કાળ પછી તે પાછું પૂર્ણ વેગથી આગળ વધ્યું. આ સમયે આત્મરક્ષણની ચિંતા નહિ રાખતાં

ચંદ્ર શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. શત્રુઓના ઉપરા ઉપરી થતા આઘાતોથી તેના અંગ ઉપરનું કવચ છિન્નભિન્ન થઈ ગયું, તથા લોહીના પ્રવાહથી તેનું સર્વાંગ ભીંજાઇ ગયું. ધીમે ધીમે તેના હાથ પણ દુર્બળ બની જવા લાગ્યા. દૃષ્ટિશક્તિ ઓછી થતી ગઇ. મસ્તક ભ્રમિત થઈ ગયું. મહાન્ વીર બાળક ચંદ્ર આ સમયે અશ્વ ઉપરથી પૃથિવી ઉપર પડી ગયો.

—:o:—

## પ્રકરણ ૧૯ મું:—સમુદ્રના માર્ગે.

હવે આપણે રાજસ્થાનનો ત્યાગ કરી પુનઃ મક્કાધિપતિ ખલિફાની પાસે જઇએ. બીજે દિવસે ખલિફાને જ્યારે એમ માલૂમ પડયું કે, વીર લૂંટારો મુબારકખાન તેની કેદમાંથી પલાયન કરી ગયો છે ત્યારે તેના ક્રોધની સીમા રહી નહિ. તેણે મુબારકને કેદ પકડી લાવનારને ઘણું મ્હોટું ઈનામ આપવાનું જાહિર કર્યું; કિન્તુ મક્કાનો કોઈ પણ માણસ મુબારકને કેદ પકડવાનું સાહસ કરી શકે તેમ નહોતો. જ્યારથી મુબારક પલાયન કરી ગયો હતો ત્યારથી ખલિફાએ અજમેરરાજનન્દિની પ્રભાવતી અને વિમળાને પણ પોતાના અંતઃપુરના એક એકાન્ત સ્થળે લાવીને રાખી હતી; કે જેથી મુબારક તેમને કોઇ પણ રીતે પુનઃ મુક્ત કરી શકે નહિ. હવે આપણે મુબારક શું કરતો હતો તે તરફ લક્ષ્ય આપીએ.

પોતાના એકાન્ત વિશ્રામાલયમાં બેસીને મુબારક પિતાના મૃત્યુનું તથા પોતાના ઉપર ખલિફાએ ગુજારેલા વૈરનું પ્રતિદાન કેવી રીતે આપવું તેનો જ વિચાર કર્યા કરતો હતો. ઘણા વિચારોને અંતે તેણે પોતાના મન સાથે કાંઈ નિશ્ચય કર્યો.

તે દિવસે મધ્યરાત્રે મુબારક એક પહેરેગીરના જેવો વેષ ધારણ

કરી, પોતાના ત્રણચાર સાથીદારોને સાથે લઈ, પોતાના ગુપ્તનિવાસ સ્થાનમાંથી બ્હાર નીકળી રાજમહાલય તરફ જવા લાગ્યો. પોતાના નિવાસસ્થાનની આસપાસ તેણે પહેરાનો પૂરતો બંદોબસ્ત રાખેલો હોવાથી સમશેરજંગ પલાયન કરી શકે તેમ નહોતો.

થોડા સમયમાંજ મુબારક પોતાના સાથીદારોસહ રાજમહાલયની પાસે જઇ પહોંચ્યો. ત્યાર પછી તેણે પોતાના સાથીદારોને ઉદ્દેશીને કહ્યું:—"તમે આટલામાંજ છુપાઈ રહો. હું મ્હારું કાર્ય બજાવવા જઉં છું. હું જ્યારે તમને સંકેત કરું ત્યારે તમે મ્હને સહાયતા કરવા માટે આવી પહોંચજો; પરંતુ યાદ રાખજો કે, આજે આપણે ઘણીજ સાવધાનતા રાખવાની છે; નહિ તો જો આ કાવત્રું જાહિર થઈ જશે તો આપણો સર્વેનો જીવ પરલોકમાં પહોંચી જશે."

"આપ બેફિકર રહો." સાથીદારોમાંના એકે ઉત્તરમાં કહ્યું.

મધ્યરાત્રિ હોવાથી પૃથિવી ઉપર પુષ્કળ અંધકારનો વિસ્તાર થઇ રહેલો હોવાથી તદ્દન પાસે ઉભેલો માણસ ઓળખી શકવાનું કાર્ય પણ મુશ્કિલ હતું. આવા અંધકારમાં રાજમહાલયના પ્રવેશદ્વાર પાસે મુબારક જઈ પહોંચ્યો તો ત્યાં એક બળવાન્ ખોજો હાથમાં નગ્ન તલ્વાર લઇ પહેરો ભરતો તેની નજરે પડયો; કિન્તુ અંધકારની વિશેષતાને લીધે એ ખોજો મુબારકને જોઈ શક્યો નહોતો. એ ખોજાની પાસે જઇ પોતાના કંઠસ્વરને ફેરવી નાખીને મુબારકે નમ્રતાથી કહ્યું:—"દોસ્ત! આવી મધ્યરાત્રે પણ તમારે જાગતા રહીને રાજમહાલયને પહેરો ભરવો પડે છે; તેથી હું ઘણો દુઃખિત થઉં છું. હું પણ પહેલાં પહેરેગીરનું કાર્ય કરતો હતો તેથી તમારી નોકરીમાં કેટલું બધું દુઃખ તેમ જ જોખમ છે એ હું સારી રીતે જાણું છું."

મુબારકનાં આ વચનો સાંભળી એ ખોજો કાંઇક પ્રસન્ન થયો. તેણે કહ્યું:—"દોસ્ત! તમારું કહેવું તદ્દન વ્યાજબી છે. આવી

મધ્યરાત્રે બાયડી છોકરાંને એકલાં મૂકી નોકરી કરવી પડે છે તેથી મ્હને ઘણું દુઃખ ઉપજે છે; પરંતુ શું કરવું ? પેટને માટે દુઃખ વેઠ્યા સિવાય ઉપાયાંતર નથી.”

મુબારકઃ—સત્ય છે- પેટ જ માણસને વેઠ કરાવે છે. વારૂં, આજે કાંઈ લાલપાણીની લહજ્જત ઉડાવવી છે કે ? જો ઇચ્છા હોય તો આ ગુલામને ફરમાવો; મ્હારી પાસે શિરાઝની બૉટલ તૈયાર છે.

પહેરેગીરઃ—ભાઈ ! જો કે, સુરાપાન કરવાની મ્હને પ્રબળ ઇચ્છા થાય છે; પરંતુ નામવર ખલિફાએ હમણાં એવો હુકમ જાહિર કરેલો છે કે, કોઇ પણ પહેરેગીરે નોકરી ભરતી વખતે નીશો કરવો નહિ. જે કોઇ આ હુકમને અમાન્ય કરશે તેનો શિરચ્છેદ કરવામાં આવશે.

મુબારકઃ—નામવર ખલિફાએ આવો હુકમ કેમ કર્યો છે ?

પહેરેગીરઃ—ભાઇ ! વીર લૂંટારા મુબારકના ભયથી સમસ્ત મક્કા કંપી ઉઠ્યું છે. એ બહાદુર લૂંટારો ક્યારે શું કરશે તેનો કશો નિર્ણય નહિ હોવાથીજ બાદશાહે આવી આજ્ઞા કરેલી છે. વળી જે કોઇ મુબારકનું ચોક્કસ ઠેકાણું આપે, અને તેને કેદ પકડવાના કાર્યમાં સહાયતા કરે તેને દશ લાખ રૂપિયાનું ઈનામ આપવાનું નામવર ખલિફાએ જાહિરનામું કાઢ્યું છે.

મુબારકઃ—એ સઘળી વાતનું આપણે શું કામ છે ! હવે પ્રભાતકાળ થવાને વિશેષ સમય લાગે તેમ નથી; તેથી તમે જો હમણાં થોડું સુરાપાન કરશો તો મ્હારી ધારણા પ્રમાણે તમને કાંઈ અડચણ નડે તેમ નથી. પછી તો જેવી તમારી ઇચ્છા.

પહેરેગીરઃ—ઠીક લાવો ત્યારે, હું વિશેષ નહિ પીઉં.

તરત જ મુબારકે પોતાના ખિસ્સામાંથી એક બૉટલ બ્હાર કાઢી, તથા એ બૉટલ પહેરેગીરના હાથમાં આપીને તેણે કહ્યું:— “પ્રથમ તમારે જેટલો પીવો હોય તેટલો પીઓ; પછીથી હું પીશ.”

મુબારક આવી મધ્યરાત્રે શા હેતુથી રાજમહાલય પાસે આવ્યો છે એ પ્રશ્ન તેને પૂછવાનો પ્રથમ આ પહેરેગીરના અંતરમાં વિચાર ઉપજ્યો હતો; પરંતુ શિરાજીની વાત નીકળતાં તે તેમાં એટલો બધો તલ્લીન બની ગયો હતો કે, એ પ્રશ્ન પૂછવો તે ભૂલીજ ગયો; તેણે શિરાજીની બૅાટલ હાથમાં લઇ તેમાંનો એકચતુર્થાંશ પોતાના કંઠમાં રેડી દીધો. ત્યાર પછી બૅાટલ પુનઃ મુબારકના હાથમાં આપતાં તેણે કહ્યું:—"દોસ્ત! આવો ઉત્તમ અને સ્વાદિષ્ટ શિરાજી મ્હેં મ્હારી જીંદગીમાં કદાપિ પીધો નથી. મ્હને લાગે છે કે તમે કોઈ અમીર ઉમરાવની નોકરી કરતા હશો તેથીજ તમને આવો ઉત્તમ શિરાજી પીવાને મળતો હશે."

"હા, એમજ છે." મુબારકે ટૂંકમાંજ અસત્ય ઉત્તર આપ્યો.

થોડા સમયમાંજ સુરાપાનની ક્રિયાનો આરંભ થવા લાગ્યો. એ શિરાજીમાં મુબારકે બેશુદ્ધ બની જવાય એવું ઔષધ ભેળવેલું હોવાથી પહેરેગીર અલ્પકાળમાંજ બેશુદ્ધ બની પૃથિવી ઉપર ઢળી પડયો અને તેની બુદ્ધિ શુદ્ધિ સર્વાંશે અદ્રશ્ય થઈ ગઇ. મુબારકે વિના વિલંબે તેના મસ્તક ઉપરના શિરપેચને કાઢી તેને પોતાનાં વસ્ત્રો પહેરાવી દીધાં, અને એ પહેરેગીરના વસ્ત્રો તેણે પોતે પહેરી લીધાં. પછીથી એ પહેરેગીરને એક દોરડાથી મુસ્કેટાટ બાંધી, ત્યાંજ રહેવા દઇ તેણે રાજમહાલયમાં પ્રવેશ કર્યો, અને તે સત્વર જે સ્થળે પ્રભાવતી અને વિમળાને શહેનશાહ ખલિફાએ રાખ્યાં હતાં એ સ્થળે જઇ પહોંચ્યો, અને બન્ને ભગિનીઓને તેણે નિદ્રામાંથી જાગ્રત કરી. મુબારક નજરે પડતાંજ આ બન્ને બ્હેનોના આશ્ચર્યની સીમા રહી નહિ. પ્રભાવતીએ આશ્ચર્યસૂચક સ્વરે પૂછ્યું:—" મુબારકખાન! તમે અહિં ક્યાંથી?"

"આ પ્રશ્નનો ઉત્તર આપવાનો હમણાં મ્હને અવકાશ નથી. તમે સત્વર અહિંથી પલાયન કરી જઈ, રાજમહાલયની ઉત્તરે આવેલા

મયદાનમાં જઈને ઉભાં રહો. ત્યાં મ્હારા બહાદુર સાથીદારો ઉભેલા છે; તેઓમાંનો એક તમને મ્હારા નિવાસસ્થાનમાં લઇ જશે. તમે તમારા અંતરમાં સહજ પણ ભય રાખશો નહિ. રાજમહાલયના પ્રવેશદ્વારા ઉપર પહેરો ભરનાર પહેરેગીરને મ્હેં બેશુદ્ધ કરેલો હોવાથી રસ્તામાં તમને કોઇ અડચણ કરશે નહિ. ”

પ્રભાવતી અને વિમળા સમય નહિ ગૂમાવતાં ત્યાંથી મુબારકની સલાહ પ્રમાણે બ્હાર નીકળી પડી. ત્યાર પછી મુબારક જે શયનગૃહમાં શાહજાદી સૂઈ રહેતી હતી તે શયનગૃહમાં ગયો. આ સમયે શાહજાદી પણ ગાઢ નિદ્રામાં હતી. મુબારકે થોડા સમય સુધી તેના નાક પાસે એક ઔષધની શીશી ધરી રાખી તેને તદ્દન બેશુદ્ધ બનાવી દીધી. પછીથી તે શાહજાદીને પોતાના ખભા ઉપર નાખી રાજમહાલયમાંથી બ્હાર નીકળી પડયો, અને થોડે દૂર જઈ તેણે એકસંકેત ધ્વનિ કર્યો એટલે તેના સાથીદારો તેની પાસે આવી પહોંચ્યા. એ સાથીદારોમાંના એકને શાહજાદી સ્વાધીન કરી મુબારક પોતાના નિવાસસ્થાન તરફ જવા લાગ્યો. આ સમયે પ્રભાવતી અને વિમળા પણ તેની સાથે સાથે જતી હતી.

થોડા સમયમાંજ મુબારક સર્વની સાથે પોતાના નિવાસસ્થાને જઇ પહોંચ્યો. શાહજાદી જોબેદીને એક નિર્જન શયનગૃહમાં, એક પલંગમાં સૂવાડવામાં આવી. હજી સુધી તે બેશુદ્ધાવસ્થામાંજ હતી.

પ્રભાતકાળ થવાને હજી પણ થોડા સમયનો વિલંબ હતો. મુબારકે એક નોકરને સમુદ્રતટ ઉપર મોકલી કિનારે મુસાફરીને માટે એક વ્હાણ તૈયાર કરવાની આજ્ઞા કેટલાક નાવિકોને મોકલી, તથા તેણે તેમને પુષ્કળ દ્રવ્ય આપવાનું જણાવ્યું. નાવિકોએ જોતજોતાંમાં વ્હાણને મુસાફરી માટે તૈયાર કર્યું. ત્યાર પછી રાજકુમારી પ્રભાવતી અને વિમળાને પોતાના ત્રણચાર સાથીદારોસહ તેણે એ વ્હાણમાં બેસાડી

રાજસ્થાન તરફ રવાના કરી. વિદાય થતી વખતે બન્ને રાજકુમારીનાં નેત્રામાં અશ્રુજળ ભરાઇ આવ્યું. પ્રભાવતીએ મુબારકને ઉદ્દેશીને કહ્યુંઃ—"મુબારકખાન ! આપે અમારા ઉપર જે મહદુપકારો કર્યા છે તેનો બદલો ઈશ્વર આપને અવશ્ય આપશે. આપ સચ્ચરિત્રના સહાયક અને દુશ્ચરિત્રના કાળસ્વરૂપ છો. મંગળમય પરમાત્મા આપનું નિરંતર કલ્યાણ કરશે."

સમુદ્રનું જળ કિનારા સાથે અથડાઇ ગંભીર ગર્જના કરી પ્રબળ તરંગો ઉત્પન્ન કરતું હતું. શીતળ સમીર સ્વચ્છંદતાથી વિહરતો હતો. ઘણે દૂર સુધી દૃષ્ટિ કરતાં જાણે કે આસ્માની આકાશ અને આસ્માની સમુદ્રનું મિલન થઇ ગયું હોય એવોજ ભાસ થતો હતો. પૂર્વાકાશમાં ઉષાની જ્યોતિનો ધીમે ધીમે વિસ્તાર થતો હતો. પંખીઓનો મધુર તેમજ કર્ણપ્રિય કલરવ સાંભળવામાં આવતો હતો.

યથા સમયે નાવિકોએ વ્હાણનું લંગર ખેંચી લીધું. વાયુદેવતા અનુકૂળ હોવાથી વ્હાણ ત્વરિતગતિથી માર્ગ કાપવા લાગ્યું. પ્રભાવતી અને વિમળા પોતાની મુક્તિ થઈ એ માટે પરમાત્માનો પોતાના અંતરમાં ઉપકાર માનતી હતી, અને મુબારકના અદ્ભુત જીવનચરિત્રને ધન્યવાદ આપતી હતી. તેઓ બન્ને કિનારો દેખાતો દૂર થાય ત્યાં સુધી કિનારા ઉપર ઉભા રહેલા મુબારક તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી. જોતજોતાંમાં વ્હાણ ઘણે દૂર નીકળી ગયું, અને મક્કાનો કિનારો દેખાતો દૂર થયો.

———:*:———

## પ્રકરણ ૨૦ મું:—બંધુમિલન.

યુવરાજ વિજયસિંહ ભીષણ અરણ્યમાં પોતાના જીવનનું સંરક્ષણ કરવાના ઉદ્દેશથી ત્વરિતગતિથી માર્ગ કાપતો હતો. તે સ્વભાવતઃ

સાહસિક વીર હોવાથી આવા સંકટના સમયે પણ તેના અંતરમાં બિલ્કુલ ભય નહોતો. ઘણે દૂર જઇ તેણે થોડા સમયને માટે વિશ્રામ લીધો અને બીજે દિવસે સ્હવારે પાછો માર્ગ કાપતો કાપતો તે રાજગઢ નામના એક ન્હાના ગામમાં જઈ પહોંચ્યો. આ ગામમાં ઘણી ખરી વસતિ રજપૂતોનીજ હતી તેમજ આ ગામ રત્નગઢના તાબામાં હતું. ગામમાં જઇ એક પ્રતિષ્ઠિત રજપૂતને ત્યાં વિજયસિંહે મુકામ કર્યો. એ રજપૂતનું નામ પ્રતાપસિંહ હતું. તેની ઉમ્મર ચાળીસેક વર્ષની હતી. તેનો બાંધો મજબુત હતો. તેની મુખમુદ્રાનું દર્શન થતાંજ તેના વીરત્વનો ખ્યાલ ઉપજતો હતો. રાજકુમાર વિજયસિંહનો મૂલ્યવાન્ પહેરવેશ જોઇ પ્રતાપસિંહે વિચારી લીધું કે, એ કોઇ ઉચ્ચવંશીય રજપૂત રાજકુમાર હોવો જોઇએ.

જ્યારે તેઓ બન્ને જણા જમવા બેઠા ત્યારે પ્રતાપસિંહે વાત ઉપાડી:—" આપ ક્યાંના નિવાસી છો ? આપને હું કોઈ ભાગ્યશાળી રાજકુમાર સમજું છું. "

અલ્પકાળપર્યન્ત કાંઇ વિચાર કરી વિજયસિંહે કહ્યું:— " ભાઈ ! આપની માન્યતા જો કે સત્ય છે; પરંતુ હું જણાવવાને દિલગીર છું કે, હમણાં હું મ્હારો પરિચય આપને આપી શકીશ નહિ."

" આપ ક્યાં જવાનો વિચાર રાખો છો ? " પ્રતાપસિંહે પૂછ્યું

" મ્હારો વિચાર દૂર દેશમાં થોડા દિવસને માટે મુસાફરી કરવા જવાનો છે. " વિજયસિંહે ઉત્તર આપ્યો.

" આપના મુખમંડળ ઉપરથી આપ વીર પુરુષ હો એવો ભાસ થાય છે. હમણાં યવનોએ ફત્તેહગઢના રાજેંદ્ર સાથે યુદ્ધ કરવા માંડયું છે. આ સમાચાર મ્હને આજેજ મળ્યા છે; તેથી હું આજે સ્હાંજે ફત્તેહગઢ તરફ રવાના થનાર છું. રણઘેલા રજપૂતોએ માતૃભૂમિની સ્વાધીનતાને માટે પોતાનો પ્રાણ સુદ્ધાં અર્પણ કરવામાં પાછી પ્હાની

કરવી જોઇએ નહિં. વળી મ્હેં એમ સાંભળ્યું છે કે, આ યુદ્ધ પ્રસંગે ફત્તેહગઢાધિપતિ જાલિમસિંહે રત્નગઢના હાલના રાજકુમાર વિજયસિંહના કાકા ક્રૂરસિંહ પાસે સહાયતાની માગણી કરી હતી; પરંતુ ક્રૂરસિંહે જાલિમસિંહને સહાયતા કરવાની સાફ ના પાડી છે. ”

આ વચનો સાંભળી વિજયસિંહ મ્હોટી ચિંતામાં પડી ગયો. તેણે એમ વિચાર્યું હતું કે, અજમેરના યુદ્ધમાં યવન સૈન્યે રજપૂતોના પ્રબળ પરાક્રમનું દર્શન કરેલું હોવાથી તેઓ હવે રાજસ્થાનમાં આગળ નહિ વધતાં મક્કા પાછા ચાલ્યા જશે; પરંતુ પ્રતાપસિંહનાં વચનો સાંભળી તે મ્હોટી ચિંતામાં પડી ગયો. વળી કાકા ક્રૂરસિંહે પોતાની ગેરહાજરીમાં ફતેહગઢાધિપતિને યુદ્ધમાં સહાયતા કરવાની ના પાડેલી હોવાથી ક્રૂરસિંહ ઉપર પણ તેને ક્રોધ ઉપજ્યો; છતાં વખત વિચારી તેણે આત્મસંવરણ કરી લીધું. વિજયસિંહ એકનિષ્ઠ સ્વદેશભક્ત હતો એ હકીકત વાચકબંધુઓથી અવિદિત નથી. તેણે દેશના આવા દુર્દૈવ પ્રસંગે મક્કા તરફ પ્રિયાની શોધમાં જવાના વિચારને ફેરવી નાખી રણસંગ્રામમાં જવાનોજ નિશ્ચય કર્યો. પ્રતાપસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું:—“ પહેલાં જ્યારે અજમેર આગળ યવનો સાથે રજપૂતોનું યુદ્ધ થયું એ યુદ્ધમાં હું હાજર હતો. એ પ્રસંગે યવનોનો એટલો બધો સંહાર થયો હતો કે, તેઓ રાજસ્થાનમાં વિશેષ આગળ વધશે એમ હું ધારતો નહોતો; પરંતુ તમારાં વચનો ઉપરથી મ્હારી માન્યતા મ્હને ભૂલ ભરેલી માલૂમ પડી છે. હું પણ મુસાફરી કરવા જવાનો વિચાર મોકુફ રાખી તમારી સાથે યુદ્ધક્ષેત્રમાં આવીશ. આજે સ્હાંજેજ આપણે અહિંથી વિદાય થઇશું.”

“ આપ જેવા વીર યુવકના મુખમાંથી હું આવાજ શબ્દો સાંભળવાની આશા રાખતો હતો. ” પ્રતાપસિંહે પ્રસન્ન મુખે કહ્યું:— “ યુદ્ધ ક્યાં આગળ ચાલુ થયું છે ?”

"સિંહગઢ પાસે."

"ત્યારે ત્યાં સુધી જવા માટે આપણને બે ઘોડાની જરૂર પડશે. નિરુપાયે મ્હારે મ્હારા ઘોડાનો માર્ગમાંજ ત્યાગ કરવો પડયો છે."

"એ માટે આપ ચિંતા કરશો નહિ. મ્હારી પાસે બે બળવાન્ અને ચતુર ઘોડાઓ તૈયાર છે."

પછીથી ભોજન કરી લઈ, થોડો સમય વિશ્રામ લઈ સંધ્યાકાળે બન્ને જણા અશ્વ ઉપર સ્વાર થઇ વાયુવેગે સિંહગઢ તરફ વિદાય થયા. આજે આકાશ સ્વચ્છ હોવાથી વસુંધરા ઉપર જ્યોત્સ્નાના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો; તેથી માર્ગ કાપવામાં તેમને કોઇ પણ પ્રકારની અડચણ વેઠવી પડતી નહોતી.

* * * *

રણસંગ્રામમાં ચંદ્ર જ્યારે અશ્વપરથી પડી ગયો ત્યારે કોઇએ આવી તેને ઉંચકી લીધો, તથા એ માણસ શત્રુમિત્રને ભેદી અશ્વ દોડાવતો દોડાવતો વાયુવેગે ત્યાંથી પલાયન કરી ગયો. થોડા સમયમાંજ એ માણસ એક સરિતાતટ પાસે જઈ પહોંચ્યો. ત્યાં જઇ ચંદ્રને તેણે ઘોડાપરથી ઉતારી નીચે સૂવાડયો. તેના અંગ ઉપર એ માણસ શીતળ જળ છાંટવા લાગ્યો. ચંદ્રના શરીરપર થયેલા ઘણા આઘાતોમાંથી લોહી વહી જતું હોવાથી ચંદ્ર બેશુદ્ધ બની ગયો હતો.

રજપૂત સૈન્ય પરાજિત થઈને રણસંગ્રામમાંથી પાછું હઠતું હતું. વિજયી યવન સૈન્ય તેની પાછળ પાછળ આગળ વધતું હતું. આ સમયે મહારાણા જાલિમસિંહે પોતાના સૈન્યસહ એક મજબુત કિલ્લામાં આશ્રય લીધો. પુષ્પાવતીને પણ નિરુપાયે પિતાની સાથેજ એ પહાડી પ્રદેશમાં આવેલા કિલ્લામાં આશ્રય લેવો પડયો.

જે માણસ ચંદ્રને લઇ સરિતા તરફ પલાયન કરી ગયો હતો

તેણે પણ પલાયન કરી જતા સૈન્યમાં મળી જઇ ઉપરોક્ત કિલ્લામાં આશ્રય લીધો. કહેવાની જરૂર રહેતી નથી કે, ચંદ્રનો દેહ આ અપરિચિતની સંભાળમાં સુરક્ષિત હતો.

ચંદ્ર જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે જોયું કે, તે એક પત્થરની બનેલી ન્હાની ઓરડીમાં સામાન્ય શય્યા ઉપર સૂઇ રહ્યો હતો. એ ઓરડીમાં દીપક સળગી રહ્યો હતો. પૃથિવી સ્થિર અને નિસ્તબ્ધ હતી. કોઇ કોઈ સમયે માત્ર પહેરેગીરોના કંઠમાંથી નીકળતો ઉચ્ચસ્વર સાંભળવામાં આવતો હતો. ચંદ્ર પોતાના અંતરમાં એમ વિચાર્યા કરતો હતો કે, તે આ સ્થળે ક્યાંથી આવી ચઢયો ? તેને અહિં કોણ લઇ આવ્યું ? શત્રુઓ ક્યાં છે ? રાજનન્દિની પુષ્પાવતી ક્યાં છે ? ”

ચંદ્ર શય્યામાં ઉઠી બેઠો થઈ ગયો. તેણે જોયું કે, તેની શય્યા પાસેજ કોઈ બેસી રહ્યું છે. તેણે પૂછ્યું—“ તમે કોણ છો ?”

ચંદ્રે આશ્ચર્ય પામીને જોયું કે, એ માણસ રુદન કર્યા કરતો હતો. એ માણસના આપાદ મસ્તકનું લક્ષ્યપૂર્વક નિરીક્ષણ કરી ચંદ્રે ધીમે સ્વરે કહ્યું:—“ તમે જે હો તે મ્હારી પાસે આવો. તમે મ્હારા અંતરમાં નવી સ્મૃતિ જાગ્રત કરી છે. તમારી માફકજ એક માણસ મ્હારા ઉપર અપાર પ્રેમ રાખતું હતું. ”

“ એ માણસ કોણ હતું ? ”

“ આ શું ? તમે એ માણસના જેવોજ કંઠસ્વર ક્યાંથી મેળવ્યો ? શું તમેજ મ્હારા વડિલ બંધુ વિજયસિંહ છો ? ના ના— તેમનું તો મ્હારા નિષ્ઠુર પિતાએ માર્ગમાંજ ખૂન કરાવેલું હોવું જોઇએ. ”

“ ના ના—ચંદ્રસિંહ, હુંજ ત્હારો કમનસીબ બંધુ વિજયસિંહ છું. ઇશ્વરકૃપાથી મ્હારો જીવ બચ્યો છે. ”

ચંદ્રને અપાર હર્ષ થયો. તે આશ્ચર્યમુગ્ધ બની જઈ વિજયસિંહના તરફ જોઈ રહ્યો. વિજયસિંહે ચંદ્રસિંહને પોતાની છાતી સાથે ચાંપી ઘણા સમય સુધી શાન્ત રુદન કર્યું. રુદન કરતાં કરતાં વિજયસિંહે કહ્યું:—" ભાઇ ! ત્હારા અવર્ણનીય બંધુપ્રેમને આ જીવનમાં હું કદાપિ ભૂલી શકું તેમ નથી. હું મક્કા તરફ જતો હતો એવામાં યવનો સાથે પુનઃ રજપૂતોનું યુદ્ધ થાય છે એવા સમાચાર મ્હારા જાણવામાં આવ્યા; તેથીજ પ્રવાસમાં જવાનું મુલતવી રાખી યુદ્ધક્ષેત્રમાં ભાગ લેવા હું આવ્યો હતો; પરંતુ અફસોસની વાર્ત્તા એ હતી કે, જ્યારે હું આવી ચઢ્યો ત્યારે યુદ્ધનો રંગ બદલાઇ ગયો હતો. રજપૂત સૈન્યે નાસભાગ કરવા માંડી હતી અને યવનોએ તેમની પૂઠ પકડી હતી. આવા પ્રસંગે મ્હેં તને જમીનદોસ્ત થયેલો જોયો તેથીજ અન્ય કાર્ય તરફ લક્ષ્ય નહિ આપતાં એ સ્થળેથી તને ઉંચકી હું અત્રે લઈ આવ્યો. "

ચંદ્રની તબિયત અદ્યાપિ બરાબર સુધરી નહોતી; તેથી તે પુનઃ શય્યામાં સૂઇ ગયો, તથા તેણે પૂછ્યું:—" ભાઈ ! યુદ્ધમાં જીત્યું કોણ ? "

" યવન સૈન્ય. "

" યવન સૈન્ય જીતશે એમ મ્હેં પ્રથમથીજ ધાર્યું હતું. તેણે કૌશલથી જય મેળવ્યો છે. ફત્તેહગઢ બળ અને સાહસમાં શ્રેષ્ઠ છે તો પણ કૌશલના અભાવથીજ તેનો પરાજય થયો છે. મહારાણા જાલિમસિંહ ક્યાં છે ? તેમના જીવને કાંઈ નુકસાન તો નથી થયુ ને ? "

" તેમણે આ કિલ્લામાંજ આશ્રય લીધો છે. "

" અને રાજકુમારી ? "

" એ સંબંધી હું કાંઇ જાણતો નથી; છતાં એક યુવતી ત્હારી

તબિયતના સમાચાર જાણવાને માટે રાત્રે વારંવાર આવી હતી. હું ધારું છું કે એ દાસી હશે,"

ચંદ્રે ઘણા સમય સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યો. વિચારોનો અંત આવ્યા પછી તેણે કહ્યું:—"શત્રુઓ ક્યાં છે?"

"શત્રુઓએ આ કિલ્લાનેજ ઘેરો ઘાલ્યો છે."

"મહારાણા જાલિમસિંહે હવે શો નિશ્ચય કર્યો છે?"

"હજી સુધી તેમણે કશો નિર્ણય કર્યો હોય એમ મ્હને લાગતું નથી."

બરાબર આ સમયે જયન્તકુમાર ત્યાં આવી પહોંચ્યો. કુશળવર્ત્તમાન પૂછ્યા પછી તેણે કહ્યું:—"વીરશ્રેષ્ઠ રજપૂત! તમારી તબિયતના સમાચાર જાણવાને માટે મહારાણા જાલિમસિંહે મ્હને અહિં મોકલ્યો છે. જો તમને આરામ જણાતો હોય તો મહારાણા પાસે ચાલો—ત્યાં આવ્યા પછી મહારાણાશ્રી તમને જે કહેવું હશે તે કહેશે."

"મહારાણાના અનુગ્રહથી હું મ્હને પોતાને ઘણું સંમાન મળ્યું સમજું છું. આપને જવું હોય તો આપ બેલાશક જાઓ. થોડા સમમાંજ હું મહારાણાજી પાસે આવું છું." ચંદ્રે કહ્યું.

જયન્તકુમાર ચલ્યો ગયો એટલે ચંદ્રે વિજયસિંહને ઉદ્દેશીને કહ્યું:—"ભાઇ! અહિં સર્વ મ્હને ચંદ્રના નામથી પિછાને છે, માટે હમણાં તમે પણ મ્હને એજ નામથી બોલાવજો. હમણાં થોડા સમયને માટે આપણે બન્નેએ આપણો પરિચય કોઇને આપવાનો નથી."

"ઠીક જેવી ત્હારી ઇચ્છા." વિજયસિંહે સંમતિ દર્શાવી.

—••*••—

## પ્રકરણ ૨૧ મું—પ્રેમ પરિચય

ચંદ્ર સલાહભુવનમાં રાજા પાસે જઇ પહોંચ્યો. રાણા જાલિમસિંહે સર્વની હાજરીમાં ચંદ્રને ઘણું સંમાન આપી તેને પોતાની પાસે બેસાડયો, તથા કહ્યું:—"હું ત્હારું નામ જાણવાને ઇચ્છતો નથી તેમજ ત્હારો વંશ પરિચય જાણવાને પણ હું ઇચ્છતો નથી. જે નામથી તું ઓળખાય છે તેજ નામથી તને હમ્મેશાં ઓળખવામાં આવશે. રજપૂતશ્રેષ્ઠ બાળક! ત્હેં અપૂર્વ શૌર્યથી મ્હારા જીવનનું રક્ષણ કર્યું છે. તે ઉપરાંત મ્હારી પ્રાણાધિકા પુત્રીના જીવન અને ધર્મનું ત્હેં રક્ષણ કર્યું છે. રણસંગ્રામમાં ત્હેં જે વીરત્વ દર્શાવ્યું છે એવા વીરત્વનું ઉદાહરણ રાજસ્થાનના ઇતિહાસમાં વિરલ છે. એવું કૌશલ સાહસ મ્હેં પૂર્વે કદાપિ જોયું નથી." પછીથી એક ગાઢ નિશ્વાસ મૂકીને તેણે કહ્યું:—"એક વખત જાણે કે મ્હેં આવુંજ કૌશલ અને વીરત્વ અજમેરના યુદ્ધમાં જોયું હતું. એ વીરત્વનું દર્શન કરાવનાર અન્ય કોઇ નહિ; પરંતુ એક વીસ એકવીસ વર્ષનો રજપૂત યુવક હતો."

આ પ્રમાણે કહી મહારાણાએ જયન્તકુમાર તરફ જોઇને કહ્યું:—"જયન્તકુમાર! આ રજપૂત બાળકના શૌર્યના પુરષ્કાર તરીકે તેને શું આપવું જોઇએ?"

"મહારાજ! રાજ્યનું સર્વોત્તમ સંમાન, ઉત્તમ પદ આ બાળકને માટે અયોગ્ય નહિજ ગણાય. આ વીર બાળકેજ મ્હને યુદ્ધકૌશલ શિખવ્યું છે." જયન્તકુમારે પણ ચંદ્રની સત્ય પ્રશંસા કરી.

"જયન્ત! ત્હારું કહેવું યથાર્થ છે. હું આ વીર બાળકને પાંચસો ઘોડેસ્વારોનો સરદાર બનાવું છું." રાણા જાલિમસિંહે કહ્યું.

થોડા સમય સુધી શાન્તિ રહી. ત્યાર પછી પુનઃ મહારાણા જાલિમસિંહે જયન્તકુમારને ઉદ્દેશીને કહ્યું:—"જયન્તકુમાર! કોઇ

પણ પ્રયત્ને આપણે બે દિવસમાં અહિંથી મુક્ત થવું જોઇએ. શત્રુઓએ આ કિલ્લાને ઘેરો ઘાલ્યો છે. જો આપણે કિલ્લાની બ્હાર નીકળી સત્વર શત્રુઓનો સંહાર નહિ કરીએ તો તેઓ ફત્તેહગઢને સ્વાધીન કરી, ત્યાં લૂંટફાટ કરશે અને અંતે આપણી પ્રાણસ્વરૂપિણી જન્મભૂમિને ભસ્મીભૂત કરશે."

ત્યાર પછી મહારાણા અને બીજા બધા સરદારો કેવી રીતે શત્રુઓનો પરાજય કરવો તેનો વિચાર કરવા લાગ્યા. ચંદ્રે સર્વની સઘળી હકીકત સાંભળી; પરંતુ તે પોતે કાંઇ બોલ્યો નહિ. પછીથી તે સલાહભુવનમાંથી બ્હાર નીકળ્યો. કિલ્લાના શિખર ઉપર ચઢી તે શત્રુસૈન્યનું નિરીક્ષણ કરવા લાગ્યો. તેણે જોયું કે, આ કિલ્લો અરવલ્લી પર્વતના એક ન્હાના શૃંગ ઉપર આવેલો હતો. કિલ્લાની ત્રણ બાજુએ ઉંચી પર્વતમાળા આવેલી હતી, અને ચોથી બાજુએ સપાટ જમીન હતી. આ સપાટ જગ્યામાંજ શત્રુઓએ પડાવ નાખ્યો હતો. આ કિલ્લા પાસેથી ફત્તેહગઢ તરફ જતાં પર્વતમાર્ગ વટાવીનેજ જવું પડે તેમ હતું. ત્રણ બાજુએ ઓળંગી ન શકાય એવી ઉચ્ચ પર્વતમાળા આવેલી હતી. જે બાજુએથી ફત્તેહગઢ તરફ જવાનો રસ્તો હતો તેજ બાજુએ યવનસૈન્ય રસ્તો રોકીને પડતું હતું. અદ્યાપિ યવનસૈન્યની સંખ્યા લગભગ પાંચહજારની હતી. આ કિલ્લાને દુર્ભેદ્ય સમજી તેમણે કિલ્લા ઉપર આક્રમણ કર્યું નહોતું. તેમણે માત્ર રજપૂત સૈન્યનો માર્ગ રોકી રાખ્યો હતો.

એક વૃદ્ધ પહેરેગીરને ડાબી બાજુની પર્વતમાળા બતાવીને ચંદ્રે પૂછયું:—"આ પર્વતની વચ્ચે થઇને એકકે માર્ગ જાય છે કે ?"

પહેરેગીરે ઉત્તર આપ્યો:—" હા, જાય છે."

"કેવી રીતે જાણ્યું કે, એ તરફ રસ્તો જાય છે ?"

"બાલ્યાવસ્થામાં આ પહાડી પ્રદેશ મ્હારી ક્રીડાભૂમિ હતો.

હું જે માર્ગ હોવાનું આપને જણાવું છું એ માર્ગનું અસ્તિત્વ ઘણાં થોડાં માણસો જાણે છે. સેનાપતિનો દૂત અને બીજા એક બે જણ—"

"એ રસ્તો ક્યાં સુધી જાય છે."

"બીઆવરના યુદ્ધક્ષેત્ર સુધી."

"એ રસ્તે ઘોડેસ્વારો ચાલી શકે તેમ છે?"

"મહામુશિબતે ચાલી શકે તો ખરા."

"બીઆવર સુધી પહોંચતાં કેટલો સમય લાગે તેમ છે?"

"દોઢ પ્રહર."

"બીઆવર ક્ષેત્રથી સીધા રસ્તે ઘોડેસ્વાર થઇ અહિં સુધી આવતાં કેટલો સમય લાગે તેમ છે?"

"ત્રણ ચાર કલાક."

"તમે આ પર્વતમાર્ગે અંધકારમાં જઇ શકો તેમ છો?"

"હા, હું એક વખત નહિ; કિન્તુ અનેક વખત ગયો છું."

"ઘણું સારું. તમારું નામ શું છે?"

"ધર્મસિંહ."

ચંદ્ર દુર્ગના શિખર પરથી નીચે ઉતરી પડયો. પછીથી મહારાણા પાસે જઇને તેણે કહ્યું:—"મહારાજ! જો આપ અનુમતિ આપતા હો તો મ્હારા પાંચસો ઘોડેસ્વાર સૈનિકોના બળની આજે રાત્રેજ હું પરીક્ષા કરી જોઉં."

મહારાણાએ કહ્યું:—"માત્ર પાંચસો સૈનિકો સાથે કિલ્લાની મ્હાર જવું એ જાણી જોઇને ગંભીર ભૂલ કરવા જેવું છે. આ કાર્યમાં હું સંમતિ દર્શાવી શકતો નથી."

ચંદ્રે કહ્યું:—"થોડા સમય પૂર્વે આપેજ મ્હારા કૌશલની પ્રશંસા કરી હતી; તેથી આપ મ્હારી ઇચ્છામાં નારાજી નહિજ

દર્શાવે એવા દૃઢ વિશ્વાસથી આ વાર્તા મ્હેં આપને નિવેદન કરી છે. ”

મહારાણાએ કહ્યું:—“ વીર બાળક ! જો તું ત્હારા અંતરનો ઉદ્દેશ મ્હને સ્પષ્ટતાથી કહી સંભળાવે તો તે ઉપર હું પૂરતો વિચાર કરી તને યોગ્ય સલાહ આપું. ”

ચંદ્રે પોતાના ઉદ્દેશનું વર્ણન કર્યું. જયન્તકુમાર ત્યાં હાજર હતો. તેણે અત્યંત ઉત્સાહિત બની જઈ, આવેગવશ થઇ ચંદ્રનો હાથ પકડીને કહ્યું:—“ રજપૂત બાળક ! તમારા જેવો વિજ્ઞ અને ચતુર વીર રાજસ્થાનમાં બીજો ભાગ્યેજ હશે. તમે અમને જે માર્ગે લઈ જશો તે માર્ગે આવવાને અમે તૈયાર છીએ.

ચંદ્રે પ્રસન્ન મુખે કહ્યું:—“ જયન્તકુમાર ! મ્હેં તમારા સાહસ અને વીરત્વનું દર્શન કર્યું છે. તમને હું માર્ગ બતાવું એટલું સામર્થ્ય મ્હારામાં નથી. તમારા ઉપરજ આ ઉપાયના ફળાફળનો આધાર છે. તમે બે હજાર ઘોડેસ્વાર સૈનિકોસહ તૈયાર રહેજો. જ્યારે હું સ્હામે દેખાતા ઉચ્ચ વૃક્ષ ઉપર મશાલનો પ્રકાશ કરાવું ત્યારે તમે બિલ્કુલ અવાજ કર્યા સિવાય—ઘણીજ સાવધાનતાથી કિલ્લામાંથી બ્હાર નીકળી શત્રુઓ ઉપર હુમલો કરજો. ” અહિં બીજા મ્હારા એક વડિલબંધુ છે. તેઓ એક અદ્વિતીય વીર છે. તેઓ પણ તમારી સાથેજ રહેશે. થોડા સમય પછી હું તેમની સાથે તમારી મુલાકાત કરાવું છું. ”

આ સઘળી હકીકત સાંભળી અત્યંત પ્રસન્ન થઇને મહારાણાએ કહ્યું:—“ ચંદ્ર ! ત્હારી બુદ્ધિ અને કૌશલનું દર્શન થતાં તું બાળક હોય એમ માની શકાતું નથી. ત્હારી યુક્તિ હું ઘણી કલ્યાણકારિણી સમજું છું; પરંતુ તને માત્ર પાંચસો સૈનિકોસહ હું મોકલી શકું તેમ નથી. હું બીજા પાંચસો ઘોડેસ્વાર સૈનિકોને ત્હારી સાથે લઇ જવાની રજા આપું છું. યવનસૈન્યની સંખ્યા સમક્ષ આ સંખ્યા નજીવી

કિંવા સામાન્યજ છે; કિન્તુ શું કરવું ? બીજો કોઇ ઉપાય નથી."

ત્યાર પછી ચંદ્ર પોતાની ઓરડીમાં ગયો તો તેણે જોયું કે, આ સમયે વિજયસિંહ ત્યાં હાજર નહોતો. એકલી લીલા એ સ્થળે વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહી હતી. ચંદ્રને પોતાની પાસે આવેલો જોઇને તેણે પૂછ્યું:—" આ સુવર્ણમુદ્રિકા કોની છે તે જાણી શકો છો કે ? "

ચંદ્રે કહ્યું:—" આ સુવર્ણમુદ્રિકા એક દિવસે મ્હારી હતી. તમને ક્યાથી મળી છે ?"

" વાહરે ! તમે કાઢી લેશો કે શું ?"

" એક વખત આપી દીધેલી વસ્તુ પ્રામાણિક માણસ કદાપિ પાછી લેતો નથી. "

" ત્યારે તમે મ્હોટા દાનેશ્વરી જણાઓ છો; કેમકે આવી મુદ્રિકાનું દાન કોઈ સામાન્ય માણસ કરી શકે તેમ નથી. "

" એ મુદ્રિકા મ્હેં દાનમાં આપી નથી; પરંતુ વેચી દીધી છે. જે ભિક્ષુક છે તેનામાં દાન આપવાની શક્તિ ક્યાંથી હોઈ શકે ? "

" ના ના–તમે તદ્દન અસત્ય શબ્દો ઉચ્ચારો છો. તમે ભિક્ષુક નથી. તમારું નામ ખોટું છે તેમજ તમારો પરિચય પણ ખોટો છે. તમે મ્હારી સાથે ચાલો. "

" ક્યાં ? "

" ચાલો તો ખરા એટલે માલુમ પડશે. "

" પહેલાં કહો કે, તમે મ્હને ક્યાં લઇ જવાને ઇચ્છો છો ? "

" કિલ્લાના શિખર પાસે. "

" ત્યાં લઇ જવાનું કાંઈ પ્રયોજન ? "

" પરિચય આપવા. "

" મ્હને ક્ષમા આપો. "

" ત્યારે પરિચય પ્રાપ્ત કરવા ચાલો. "

ચંદ્ર ઉઠીને લીલાની પાછળ પાછળ જવા લાગ્યો. અંતે તેઓ બન્ને કિલ્લાના શિખર પાસે જઈ પહોંચ્યાં. ત્યાં જતાંજ ચંદ્રે જોયું કે, રાજનન્દિની પુષ્પાવતી પર્વતમાળા તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી હતી. પાછળથી લીલા બોલી ઉઠીઃ—" અરે રાજકુમારી ! "

પુષ્પાવતીએ પાછળ દૃષ્ટિ ફેરવી. તેણે પોતાની સ્હામેજ પોતાના મનમંદિરમાં બિરાજેલી મોહનમૂર્ત્તિ જોઇ, કે જેને જોઈ તે ગર્વ ભૂલી લજ્જા શિખી હતી—તેજનો ત્યાગ કરી રુદન કરતાં શિખી હતી. આ એજ મૂર્ત્તિ હતી ! આ મૂર્ત્તિનીજ તે કલ્પનાની સહાયતાથી કવચિત્ પર્વતની સાથે, કવચિત્ પંખીની સાથે તો કવચિત્ વહેતા જળપ્રવાહની સાથે તુલના કરતી હતી. આમ છતાં જે મુખ જોવાની આટલી બધી ઉત્કટ ઇચ્છા હતી—પ્રબળ વાસના હતી એ મુખ તરફ માત્ર એક વખત જોતાં નેત્રો નીચા નમી ગયાં. હજારો પુરુષોની હાજરીમાં જે બાળિકા લજ્જિત થઇ જતી નહોતી તેજ બાળિકા આજે એક બાળકને જોઈ અધોવદની થઈ ગઈ.

અને ચંદ્ર ? ચંદ્ર આ સુંદર કોમળાંગીના ગુલેગુલાબી મુખમંડળ તરફ મંત્રમુગ્ધ બનીને જોઈ રહ્યો. ત્રિદિવનું સઘળું સૌન્દર્ય જાણે કે, એ ચંદ્રવદનીના વદનમાંજ સમાઇ ગયેલું હતું. આટલું બધું માધુર્ય અને સૌંદર્ય તેણે પોતાના જીવનમાં જાણે કે કદાપિ જોયુંજ નહોતું. પશુ, પક્ષી કીટ, પતંગ, પહાડ, જંગલ, ગ્રહ, તારા વગેરેમાંથી કોઈનામાં પણ જાણે કે આટલું બધું સૌન્દર્ય નહોતું.

લજ્જા દૂર થઈ નહિ. બન્ને જણાં શરમાઇ જઈ નીચું જોઇ રહ્યાં. અલ્પકાળ પછી ઉભયે કંપી ઉઠીને જોયું કે, લીલા એ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઇ હતી. બન્ને જણાનું સર્વાંગ રોમાંચિત થયું.

કેમ પુષ્પા ! આટલી બધી શરમ શા માટે રાખે છે ? પુરુષ-

વેશમાં ઘોડે ચઢી યુદ્ધદર્શન કરવા જતાં તું સહજ પણ શરમાતી નહોતી, અને એકાંતમાં તું આ બાળકને જોઈ શરમથી સ્થિર, ધીર અને ગંભીર કેમ બની ગઇ છે ?!

---

## પ્રકરણ ૨૨ મું—રણઘેલા રજપૂતોનો વિજય.

હવે અમે વારંવાર યુદ્ધની હકીકત લખીને વાંચકબંધુઓને વિરક્ત કરીશું નહિ; તેથી યુદ્ધની હકીકત સંક્ષિપ્તમાંજ નિવેદન કરીએ છીએ.

સંધ્યાકાળ પછી જ્યારે વસુંધરા ઉપર ગાઢ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું ત્યારે ચંદ્ર એકહજાર ઘોડેસ્વાર સૈનિકો લઇને ડાબી બાજુએ આવેલા પર્વતો તરફ નીકળી પડયો. સર્વથી આગળ ધર્મસિંહ માર્ગ બતાવતો ચાલતો હતો. લગભગ દોઢ પ્રહરના સમયે તેઓ કોઈ પણ પ્રકારની અડચણ વેઠયા સિવાય બીઆવર સુધી જઇ પહોંચ્યા. ત્યાર પછી તેઓ સરળ માર્ગેથી શત્રુઓની પાછળ આવી પહોંચ્યા. આ સમયે ચંદ્રે પોતાના એકહજાર સૈનિકોના ત્રણ ભાગ કરી નાખ્યા. શત્રુઓની બન્ને બાજુએ બસો બસો સૈનિકો અને પાછળ છસો સૈનિકોને રાખી તેણે એક ઉચ્ચ વૃક્ષ ઉપર સંકેતસૂચક મશાલ સળગાવડાવી. ત્યાર પછી તે બન્ને બાજુના સૈન્યાધ્યક્ષોને યોગ્ય ઉપદેશ આપી, શત્રુઓની પાછળ ઉભેલા છસો સૈનિકોની આગળ તૈયાર થઇને ઉભો રહ્યો. શત્રુઓની છાવણીમાં નિસ્તબ્ધતા જોવામાં આવતી હતી. સઘળા યવન સૈનિકો નિદ્રાધીન થઇ ગયા હતા. માત્ર કિલ્લામાંથી બ્હાર નીકળવાના દરવાજા પાસે કેટલાક પહેરેગીરો જાગતા જોવામાં આવતા હતા.

એકાએક ભયંકર કોલાહલથી દિગ્મંડળ ગાજી ઉઠયું. ચાંદનીના ક્ષીણ પ્રકાશમાં ચંદ્રે જોયું કે, કિલ્લાની દિવાલ પાસે શત્રુઓની છાવ-

ણીમાં ગડબડાટ શરુ થયો હતો. ચંદ્ર સમજી ગયો કે, કિલ્લામાંના સૈન્યે યવનસૈન્ય ઉપર હુમલો કર્યો છે. આ સમયે યોગ્ય સુયોગ વિચારી ચંદ્ર પોતાની સત્તા નીચેના છસો સૈનિકોસહ વાયુવેગે શત્રુઓ ઉપર જઇ પડયો સ્હામે જયન્તકુમાર અને વિજયસિંહ હતા, ત્યારે પાછળ અને આસપાસ ચંદ્ર હતો. નિદ્રામાંથી ગભરાઇ જઇને જાગ્રત થયેલા યવનસૈન્યને યુદ્ધ કરવાનો સમય મળ્યો નહિ તેમજ પલાયન કરી જવાનો માર્ગ પણ મળ્યો નહિ. ઘોડાઓના ચરણો નીચે ચગદાઇને યવન સૈનિકો મરી જવા લાગ્યા. તેમનામાં વ્યવસ્થા નહોતી—તેઓ ભયભીત બની જઇ આર્ત્તનાદ કરતા હતા. અંતે જીવ બચાવવાના હેતુથી તેઓ નાશભાગ કરવા લાગ્યા. તેઓ જે તરફ જતા હતા તે તરફ રજપૂત સૈન્યને જોઇ વિશેષ ગભરાઇ જતા હતા. કોઈ પણ તરફથી પલાયન કરી જવાને તેઓ અસમર્થ હતા. બહાદુર રજપૂતો પ્રબળ પરાક્રમથી યવનોનો સંહાર કરવા લાગ્યા.

અંતે ચંદ્રે આ સંહાર બંધ કર્યો. શત્રુઓમાંના ઘણાખરા સદાને માટે આલોકનો ત્યાગ કરી પરલોક પહોંચી ગયા. યુદ્ધનો અંત આવ્યો અને સર્વત્ર શાન્તિની સ્થાપના થઇ. આ સમયે પ્રભાતકાળ થયો હતો. ઉષાના રંગબેરંગી પ્રકાશમાં ચંદ્રે જોયું કે, રણસંગ્રામમાં અસંખ્ય સૈનિકો જીવન ગૂમાવી ચિરશાન્તિમાં સૂતા હતા. જ્યાં દષ્ટિ ફેંકવામાં આવે ત્યાં કપાયલા સૈનિકો લોહીથી ભીંજાઇ ગયેલી સ્થિતિમાં જોવામાં આવતા હતા. યુદ્ધનું આનંદજનક પરિણામ જોઈ મહારાણો જાલિમસિંહ ઘણો વિસ્મિત બની ગયો. સામાન્ય સૈન્યથી વિજય મળેલો જોઇ તેણે કહ્યું:—" જયન્તકુમાર ! મ્હેં મ્હારા લાંબા જીવનમાં અનેક યુદ્ધ કર્યાં છે, તથા અનેક યુદ્ધ જોયાં છે; કિન્તુ આવું કૌશલ અને વીરત્વ મ્હેં જોયું નથી. યવનોના પંઝામાંથી મ્હારી મુક્તિ કરવાને આ બાળકવીરે જયલક્ષ્મીરૂપથી મ્હને આશ્રય આપ્યો છે. ચંદ્ર ક્યાં છે ?"

ચંદ્ર મહારાણા પાસે આવી પહોંચ્યો. જાલિમસિંહે કહ્યું:—" ચંદ્ર ! હું હવે તમને બાળક નહિ સમજતાં વીરશિરોમણિ સમજી માનપૂર્વકજ બોલાવીશ. આજથી હું તમને બેહજાર ઘોડેસ્વારોના સરદાર બનાવું છું. ભવિષ્યમાં યુદ્ધ સંબંધીનાં કાર્યો, તમારી, જયન્તકુમારની અને તમારા આ વીર વડિલબંધુની સલાહ અનુસારજ કરવામાં આવશે. "

આ સમયે વિજયસિંહે નમ્રતાથી કહ્યું:—" મહારાજ ! જણાવવાને દિલગીર છું કે, હમણાં હું મ્હારા કનિષ્ટ બંધુ ચંદ્ર સાથે રહી શકું તેમ નથી. ભવિષ્યમાં વળી જો એવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થશે તો હું આપની સેવા અવશ્ય સ્વીકારીશ. ફત્તેહગઢ જઇ પહોંચ્યા પછી મ્હારો દૂર દેશમાં મુસાફરી કરવા જવાનો વિચાર છે. "

" બહાદુર યુવક ! તમારા શૌર્ય વીર્યનું દર્શન કરી હું અપાર આનંદિત થયો છું. આપણી વીરજનની આવા વીર પુત્રોને જન્મ આપે છે એમ વિચારી હું ઘણો પ્રસન્ન થઉં છું. જો તમે મ્હારા રાજ્યમાં રહેવાની ઇચ્છા રાખતા હોત તો હું તમારા વીરત્વને ઉચિત થઇ પડે એવોજ અધિકાર તમને અર્પણ કરત. " મહારાણા જાલિમસિંહે કહ્યું.

" હું જાણું છું કે, આપની આ દીન સેવક ઉપર અપાર કૃપા છે. મ્હારી પ્રાર્થના માત્ર એટલીજ છે કે, મ્હારા આ કનિષ્ટ બંધુને આપ આપના પુત્ર સમાનજ સમજજો. એણે રણઘેલા રજપૂતોની કીર્ત્તિને ઉજ્વળ કરી છે. " વિજયસિંહે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

પછીથી જયન્તકુમારે આનંદાવેશથી ચંદ્રને સ્નેહાલિંગન કરીને કહ્યું:—" ચંદ્ર ! હું એમ ધારતો હતો કે, મ્હારા જેવો યોદ્ધો રાજસ્થાનમાં ભાગ્યેજ બીજો કોઇ હશે; કિન્તુ હવે હું સમજી શકયો છું કે તમારી શક્તિ આગળ મ્હારી શક્તિ સામાન્ય છે. "

પછીથી સર્વ કિલ્લામાં જઈ આનંદોત્સવ કરવા લાગ્યા. સર્વના મુખમાંથી ચંદ્રનાંજ યશોગાન ગવાતાં હતાં. ચંદ્રને મેળવી સર્વના અંતરમાં જાણે કે સ્વાભિમાન ઉપજ્યું હતું. જેમણે ચંદ્રને જોયો નહોતો તેઓ તેને જોવા માટે દોડાદોડી કરી રહ્યા હતા; આમ છતાં ચંદ્રનું મુખમંડળ તદ્દન ગંભીર અને ગર્વશૂન્ય જોવામાં આવતું હતું. આવી રીતે ચંદ્રના અસામાન્ય યુદ્ધકૌશલથી રજપૂતો વિજયી થયા અને યવન સૈનિકોમાંના ઘણાખરા રણસંગ્રામમાં માર્યા ગયા તથા સેનાધિપતિ મહમ્મદ યુદ્ધભૂમિમાંથી પલાયન કરી ગયો.

—:+:—

## પ્રકરણ ૨૩ મું:—પુષ્પમાળા.

ફત્તેહગઢ નગરના તોરણદ્વારને વિવિધ પુષ્પપત્રપતાકાથી સુશોભિત કરેલું જોવામાં આવતું હતું. ચિરશત્રુ યવનોનો પરાજય કરી ચંદ્ર આજે રાજધાનીમાં પદાર્પણ કરતો હતો. આનંદ તથા ઉત્સાહથી અધીર બની જઇને આબાલવૃદ્ધ ચંદ્રનું દર્શન કરવા માટે રાજમાર્ગ ઉપર જતાં જોવામાં આવતાં હતાં. જે રસ્તેથી ચંદ્ર રાજમહાલય તરફ જવાનો હતો એ રસ્તો વિવિધ પુષ્પપત્રથી સુસજ્જિત થઈ રત્નાલંકારભૂષિતા સૌંદર્યમયી યુવતીના જેવો દેખાતો હતો. અનેક સ્થળેથી ચંદ્રના તથા તેના ચતુર અશ્વના અંગ ઉપર પુષ્પમાળાઓની વૃષ્ટિ થતી હતી.

વિસ્તિર્ણ રાજમાર્ગ ઉપર મનુષ્યોની એટલી બધી ગિર્દી થઈ હતી કે, ચંદ્રના અશ્વને મૃદુગતિથી અગ્રેસર થવું પડતું હતું. તેની જમણી બાજુએ જયન્તકુમાર ઘોડેસ્વાર થઇ હસતો હસતો આગળ વધતો હતો. ડાબી બાજુએ બહાદુર વિજયસિંહ ચાલતો હતો.

એવામાં રસ્તાની બાજુએ આવેલા એક ન્હાના મકાનની બારી

ઉઘડી અને એ બારીમાંથી એક સુંદરીએ એક મનોહર પુષ્પમાળા ચંદ્રના ગળામાં ફેંકી. ચંદ્રે એ બારી તરફ જોયું. તેણે જોયું કે તેના હૃદયની અધીશ્વરી અપ્સરાતુલ્ય રૂપવતી રાજનન્દિની એ બારી પાસેથી ખસી જતી હતી. ચંદ્રે એ પુષ્પમાળાને પોતાના કંઠમાં પહેરી, તથા મનમાં ને મનમાં તેણે કહ્યું:—" આ સમયે મ્હેં મ્હારા ગુણ કરતાં, તથા મ્હારી યોગ્યતા કરતાં પણ વિશેષ પુરષ્કાર મેળવ્યો છે. મહારાણા જાલિમસિંહ હવે બીજી કોઇ રીતે મ્હને વિશેષ પુરષ્કૃત કરી શકે તેમ નથી. "

કહેવાની જરૂર રહેતી નથી કે, આ સમયે રાજનન્દિનીને ચંદ્ર સિવાય બીજા કોઈએ જોઈ નહોતી.

ચંદ્ર રાજમહાલય પાસે જઈ પહોંચ્યો એટલે રાજમંત્રી અને સેનાપતિ તેને સંમાન આપવા માટે રાજમહાલયના દ્વાર આગળ ઉભા રહ્યા હતા. ચંદ્રના વદનમંડળનું દર્શન કરી રાજમંત્રી સ્તંભિત બની ગયો; કાંઇ સમજી નહિ શકાયાથી તેણે પૂછ્યું:—" યવનવિજયી વીર ક્યાં છે ? "

વૃદ્ધ સેનાપતિએ ચંદ્રને દેખાડ્યો. ચંદ્રે મંત્રીવરની વ્યાકુળતા સમજી જઇને હસતાં હસતાં કહ્યું:—" મંત્રી મહાશય ! આપને રુબરુમાં જણાવ્યું હતું તે પ્રમાણે પુનઃ હું આપની પાસે આવ્યો છું. પહેલાં જ્યારે આપની સાથે મ્હારી મુલાકાત થઈ ત્યારે મ્હારી ઉત્તેજનાને આધીન થઈ મ્હેં આપને કેટલાંક નહિ કહેવા જેવાં વચનો કહ્યાં હતાં. આ બાળકના અપરાધની આપ ઉદારતાથી ક્ષમા આપજો."

આ સમયે જયન્તકુમારથી બે વાક્ય બોલ્યા સિવાય રહી શકાયું નહિ. તેણે કહ્યું:—" મંત્રીવર ! જેનામાં પ્રતિભા હોય છે તે ઉમ્મરની રાહ જોતું નથી. જેનામાં પ્રતિભા નથી હોતી તે ઉમ્મરલાયક હોય છે તો પણ તેનામાં સામર્થ્ય હોતું નથી. હું ધારું છું, હવે આપ

આપનો ભ્રમ સમજી શક્યા હશો. ”

મંત્રી તદ્દન શરમાઇ જઇ નીચું જોઇ ઉભો રહ્યો. ચંદ્ર જ્યારે મહારાણા પાસે રાજસભામાં જઇ પહોંચ્યો ત્યારે રાજાએ તેને આલિંગન કરીને કહ્યું:—“ ચંદ્ર ! તમારા વીરત્વ અને કૌશલથી સમસ્ત રજપૂતાના આશ્ચર્યચકિત બની ગયું છે. તમારી યોગ્ય પ્રસંસા કરવા જેવા શબ્દો સુદ્ધાં મ્હને જડતા નથી. તમે તમારી ઈચ્છા હોય તે ઇનામ મ્હારી પાસે માગો—મ્હારી શક્તિ બ્હારની તમારી માગણી નહિ હોય તો હું અવશ્ય તે પૂર્ણ કરીશ. ”

ચંદ્રે કહ્યું:—“ મહારાજ ! મ્હેં જે કર્યું છે તે ઇનામ લેવાના લોભથી કર્યું નથી. યવનો જેવી રીતે આપના શત્રુ છે તેવીજ રીતે મ્હારા પણ શત્રુ છે. મ્હારી જન્મભુમિ પ્રત્યેનું કર્ત્તવ્યજ મ્હેં બજાવ્યું છે. હું ઇનામ મેળવવાની આશા રાખતો નથી. નિષ્કામ ભાવથી કર્ત્તવ્ય બજાવવું એજ હું મ્હારો પરમ ધર્મ સમજું છું. ”

“ તમે મ્હારા પ્રાણનું, પ્રતિષ્ઠાનું અને રાજ્યનું રક્ષણ કર્યું છે તેથી જીવનપર્યંત હું તમારા ઉપકારના ઋણમાંથી મુક્ત થઇ શકું તેમ નથી. જો તમે તમારી ઈચ્છાનુસાર ઇનામ નહિ માગો તો મ્હારા આત્માને શાન્તિ કિંવા તૃપ્તિ થશે નહિ. ” જાલિમસિંહે કૃતજ્ઞતાનું સૂચન કર્યું.

“ જ્યારે આપ મ્હને ઈનામ આપવાનીજ અભિલાષા રાખો છો ત્યારે હું બીજા કોઈ પ્રસંગે ઈનામની માગણી કરીશ. ” અલ્પકાળપર્યંત વિચાર કરીને ચંદ્રે કહ્યું.

“ ઘણી સારી વાત. તમે જે ઇનામ માગો તે આપવા હું કબૂલ થઉં છું. હમણાં હું તમને મ્હારા ફત્તેહગઢના કિલ્લેદારનો અધિકાર અર્પણ કરું છું. ”

“ હું જાણું છું કે, મહારાજની મ્હારા ઉપર અપાર કૃપા છે. ”

બીજી થોડી આજુબાજુની વાતચિત થયા પછી મહારાણાએ એવો આદેશ કર્યો કે, ચંદ્રનું નામ સમસ્ત રજપૂતાનામાં ચિરસ્મરણીય કરવાના અભિપ્રાયથી આવતી વસંતપંચમીના શુભ દિવસે દ્વંદ્વયુદ્ધ અને લક્ષ્યભેદ શક્તિની પરીક્ષા થશે, તથા આ વીરોત્સવામાં હાજરી આપવાને માટે સમસ્ત રજપૂતાનાના રાજાઓને તથા યોદ્ધાઓને નિમંત્રણ કરવામાં આવશે. સુજ્ઞ વિવેચકોદ્વારા જે શ્રેષ્ઠ વીર તરીકે જાહિર થશે તે જે કાંઈ ઈનામ માગશે તે ઇનામ તેને આપવામાં આવશે. ”

મહારાણા જાલિમસિંહ પાસેથી વિદાય લઈ ચંદ્ર અને જયન્તકુમાર રાજમહાલયમાંથી ગુપ્ત રીતે બ્હાર નીકળી પડયા અને પગે ચાલતા રાજમાર્ગ ઉપર જવા લાગ્યા. સેનાપતિનો મહાલય નગરની પશ્ચિમે એક નિર્જન મયદાનમાં આવેલો હતો. ત્યાં બન્ને જણા જઈ પહોંચ્યા એટલે જયન્તકુમારે કહ્યું:—“ ચંદ્ર ! ભાઇ ! આજે હું તમને એક નવી વસ્તુ બતાવીશ. એવી વસ્તુ તમે પૂર્વે કદાપિ જોઇ છે કે નહિ એ તમારે મ્હને જણાવવું પડશે. ”

“ એવી તે શી વસ્તુ છે ? ” ચંદ્રે ઉત્સુકક્તાથી પૂછયું.

“ તમેજ કહોને કે એ શી વસ્તુ હોવી જોઇએ ? ” જયન્તકુમારે પ્રતિપ્રશ્ન કર્યો.

“ છબી છે ? વૃક્ષ છે ? પુષ્પ છે કે તલ્વાર છે ? ”

“ ના ના—એમાંનું કાંઇ નથી. ”

“ હું મ્હારી હાર કબૂલ કરું છું—હવે એ વસ્તુ મ્હને બતાવો જોઇએ ? ”

આ સમયે જયન્તે હસતાં હસતાં ‘ તારા—તારા ’ કહીને બૂમ પાડી. વિના વિલંબે એક દશ વર્ષની બાળિકા ત્યાં આવી પહોંચી. ચંદ્રને જોઇ સહજ કુંઠિત થઈ તે જયન્તકુમાર પાસે ઉભી રહી. સો-

લાગ જાણે કે અનુરાગ પાસે ઉભો રહ્યો. જયન્તે સહજ હસીને કહ્યું:- "આ માણુસ કોણુ છે તે તું જાણે છે કે, તારા? આ ત્હારા બીજા એક ભાઈ છે. યુદ્ધભૂમિમાંથી હું તેમને અત્રે શોધી લાવ્યો છું."

તારા સહજ આગળ આવી ચંદ્ર તરફ જોઇ રહી. પછીથી ધીમે સ્વરે તેણે પૂછ્યું—"તમે મ્હારા ભાઇ થશો કે?"

"જો તું મ્હારી પાસે આવે તો હું ત્હારો ભાઈ થઇ શકું."

બાળિકા ચંદ્રની વિશેષ પાસે ગઈ; પરંતુ તેની છેક પાસે તો ન જ ગઈ.

ચંદ્રે કહ્યું:—"હુ ત્હારો ભાઇ થઇશ નહિ; હું જેનો ભાઈ થઉં તેણે મ્હારી પાસે આવવું જોઈએ-મ્હને પ્રેમથી જમાડવો જોઇએ-હું બોલાવું ત્યારે તરત જ મ્હારી પાસે આવવું જોઇએ."

"તમે મ્હને કયાં બોલાવી હતી?"

"તારા! બ્હેન! મ્હારી પાસે આવ." ચંદ્રે પ્રેમપૂર્વક કહ્યું.

આ સમયે તારા ચંદ્રની છેક પાસે ગઈ, તથા ચંદ્રની કમર ઉપર લટકતી તલ્વારને મ્યાનમાંથી બ્હાર કાઢીને તેણે કહ્યું:—"તમારી પાસે પણ માણુસોને મારી નાખવાનું હથિયાર છે કે? પિતાજી માણુસોને મારી નાખે છે, ભાઇ માણુસોને મારી નાખે છે, અને તમે પણ માણુસોને મારી નાખો છો કે?"

"તારા! માણુસોને મારી નાખવામાં શો દોષ છે?" ચંદ્રે પૂછ્યું.

"આ સૃષ્ટિમાં મનુષ્ય સુંદર હોય છે. તમે વાઘ મારો, સિંહ મારો, સાપ મારો તેમાં બિલ્કુલ દોષ નથી; પરંતુ મનુષ્યોને મારવા જોઈએ નહિ."

"તારા! મનુષ્ય સુંદર છે એવું તને કોણે કહ્યું?"

"કેમ, હું સુંદર છું-પિતાજી સુંદર છે-ભાઇ સુંદર છે. આ-

પણ બધાં મનુષ્યો છીએ તેથીજ આપણે સુંદર છીએ. જેઓ સુંદર છે તેમને શા માટે મારવાં જોઇએ ?"

"ત્યારે જેઓ સુંદર ન હોય તેમને મારવાં, કેમ ?"

"માણસો સુંદર ન હોય એમ બની શકે જ નહિ."

આ સમયે જયન્તકુમારે કહ્યું:–"તારા ! તું ત્હારા આ નૂતન બંધુને ઓળખે છે કે તેઓ કોણ છે ? જેમની વાર્તા હમણાં તું સર્વના મુખે સાંભળે છે તે જ યવનવિજયી મહાવીર ચંદ્ર આ છે."

"તદ્દન ખોટી વાત." તારાએ મસ્તક હલાવીને કહ્યું.

"મ્હારા આ નવા ભાઈ તો ઘણા સુંદર દેખાય છે, અને યવન-વિજયી ચંદ્ર તો ઘણા નિષ્ઠુર હોવા જોઇએ—અરે, સાક્ષાત રાક્ષસ જ હોવા જોઇએ."

"તું ચંદ્રને રાક્ષસ કેમ કહે છે ?"

"તેમણે હજારો મનુષ્યોને મારી નાખ્યાં છે."

આ યુક્તિ આગળ બન્ને જણા પરાજિત થયા. પછીથી ચંદ્રનો હાથ પકડીને તારા તેને પોતાની માતા પાસે લઈ ગઇ. બાળિકાએ પોતાની સઘળી રમતગમતની વસ્તુઓ ચંદ્રને બતાવી. તેને પુષ્પ, પંખી, રમકડાં દેખાડવા ઉપરાંત પોતાનું આયનાના જેવું સ્વચ્છ હૃદય સુદ્ધાં દેખાડયું. ચંદ્ર મુગ્ધ બની જઇને બ્હાર નીકળ્યો.

જ્યારે જયન્તકુમાર પાસે ચંદ્રે વિદાય માગી ત્યારે બાળિકાએ કહ્યું:—"તમે મ્હારા ભાઇ નથી."

"તારા ! તું આમ કેમ કહે છે ?" ચંદ્રે પૂછ્યું.

"જે મ્હારા ભાઈ થાય તેમણે મ્હારી પાસે જ રહેવું જોઇએ—મ્હારી સાથે રમવું જોઇએ."

"ઠીક છે—હું વચ્ચે વચ્ચે અત્રે આવી ત્હારી સાથે રમત કરીશ, પછી કાંઇ ?" ચંદ્રે હસીને કહ્યું.

"તમારાં માતાપિતા, ભાઈ બ્હેન કોઈ છે કે?" તારાએ પૂછ્યું.

"તારા! બ્હેન! મ્હારે કોઇ સગું વ્હાલું નથી. હું ઘણો દુઃખી છું."

"જે દુઃખી હોય છે તેને હું વિશેષ ચ્હાઉં છું. આજથી જ તમે મ્હારા ભાઇ થયા છો. જો તમે કદાચ ચંદ્ર હશો તો પણ તમે મ્હારા ભાઇ જ છો."

તારાએ ચંદ્રનો હાથ પકડયો. તેણે કહ્યું:—"આ બ્હેનનો ત્યાગ કરી તમે કોની પાસે ચાલ્યા જાઓ છો? તમારૂં કોઇ સગું વ્હાલું છે કે, ભાઈ?"

ચંદ્ર વિસ્મિત બની જઇને ઉભો થયો. જયન્તકુમાર સ્મિતહાસ્ય કરતાં કરતાં ચંદ્રના વદનમંડળ તરફ જોઈ રહ્યો.

આ સમયે સેનાપતિ મહાશયે આવી સર્વ વૃત્તાંત જાણી, વિવાદને મટાડી દીધો. જયન્તકુમારના પિતા કમલસિંહે કહ્યું:—"ચંદ્ર! તમારા જેવો પુત્ર, ભ્રાતા અને અતિથી મળવો એ ઘણા સૌભાગ્યનો વિષય છે. જો તમે મ્હારે ત્યાં જ મ્હારા સંતાનની માફક રહેશો તો હું અતિ પ્રસન્ન થઈશ. જે કોઇ અલ્પકાળના માટે તમારા સહવાસમાં આવે છે તે પણ તમારા તરફ આકર્ષાય છે."

અંતે સેનાપતિના આલયમાં જ ચંદ્રનું રહેવાનું નક્કી થયું. બીજે દિવસે રામચંદ્રને ત્યાંથી પોતાનો સઘળો સરસામાન લઇ આવી સેનાપતિને ત્યાં રહેવા માટે ચંદ્ર કબૂલ થયો.

યુદ્ધ પૂર્ણ થઈ ગયેલું હોવાથી તેમ જ યવનોનો સંહાર થઇ ગયેલો હોવાથી રાજકુમાર વિજયસિંહ ચંદ્ર પાસેથી રજા લઇ મક્કા તરફ જવા નીકળી પડયો.



## પ્રકરણ ૨૪ મું:—જયદેવીની પૂજા.

બીજા દિવસે મહારાણો જાલિમસિંહ ઘણા જ સમારોહથી જય-દેવીના મંદિર તરફ પૂજા કરવાને જતો હતો. સઘળા રાજ્યાધિકારીઓ પણ તેની સાથે મંદિર તરફ જતા હતા. ચંદ્ર અને જયન્તકુમાર, પુષ્પા, ઉષા અને લીલા રાજા અને રાણી સર્વે મંદિર તરફ પૂજા કરવાની અભિલાષાથી ભક્તિપૂર્ણ હૃદયે પગે ચાલતાં જતાં હતાં.

દેશના નિયમાનુસાર રાજા અને રાણીએ પૂજા કરવા માટે સ-ર્વથી પ્રથમ મંદિરમાં પ્રવેશ કર્યો. ચંદ્ર બ્હાર દ્વાર પાસે ઉભો રહ્યો. જયન્તકુમાર પુષ્પાની સાથે થોડો સમય ગુપ્ત વાતચિત કરવાનો સુ-યોગ શોધવાની ઈચ્છાથી આમતેમ ફરવા લાગ્યો. જયન્તકુમારને જો કે સુયોગ મળ્યો ખરો; કિન્તુ પુષ્પાવતીની સાથે તે બરાબર વાતચિત કરી શકયો નહિ. તેણે કહ્યું:—"રાજનન્દિનિ! ઘણા દિવસ પછી પુનઃ આ મંદિરમાં જ તમારું દેવદુર્લભ દર્શન થયું છે. હવે યુદ્ધનો અંત આવ્યો છે. મ્હારા કાર્યનું—વીરત્વનું તમે યુદ્ધક્ષેત્રમાં જ હાજર રહીને દર્શન કર્યું છે."

"જયન્તકુમાર! જે હકીકત તમને કહેવાની મ્હારી ઇચ્છા નથી એ હકીકત કહેવડાવવાનો પ્રયત્ન તમે કેમ કરો છો? એ સઘળી હકીકત હવે મ્હારા સમક્ષ કાઢશો જ નહિ." રાજકુમારીએ ગંભી-રતાથી કહ્યું.

"ત્યારે આ જગતમાં હું શી આશાથી જીવતો રહું?" જયન્ત-કુમારે નિરાશાની વેદનાથી વ્યથિત થતાં કહ્યું.

"તમે સાહસિક યોદ્ધા છો. ઇતિહાસમાં અક્ષય કીર્ત્તિ મેળવી તમે યશસ્વી થાઓ. તમારા જેવા દેશભક્ત પુરુષે મોહના બંધનમાં બંધાઈ સાહસ અને શૌર્યનો ત્યાગ કરવો જોઇએ નહિ." રાજકુમારીએ સેનાપતિ પુત્રની નિરાશા દૂર કરવાનો પ્રયત્ન કર્યો.

" રાજનન્દિનિ ! તમે જ મ્હારૂં સાહસ અને સુયશ છો. જો તમે મ્હને ઉત્સાહ આપશો તો આવતી વસંતપંચમીના દિવસે હું મ્હારા વીરત્વ અને બળની પરીક્ષા આપીશ. જો એ દિવસે દયાળુ દીનાનાથના અનુગ્રહથી હું સફળમનોરથ થઇશ તો રાણાજી પાસે હું ઇનામમાં તમારી જ યાચના કરીશ, અને મ્હારી અભિલાષા સફળ કરીશ. એમ થશે તો તમે મ્હારાં થશો ને, રાજકુમારી ? " ભાવિ આશાની દોરીપર લટકતા મોહાંધ જયન્તકુમારે કહ્યું.

" એમ બનવું સર્વથા અસંભવ છે. " પ્ર[illegible]ાથી કહ્યું.

" શું અસંભવ છે ?" ચિંતાતુર બની જ[illegible]મારે પૂછ્યું.

" તમારા આ પ્રશ્નનો ઉત્તર હું અન્ય કોઇ સમયે આપીશ. "

આમ કહીને પુષ્પાવતી ત્યાંથી અન્ય સ્થળે ચાલી ગઇ, જન્યત-કુમાર ચિંતાક્ષુબ્ધ હૃદયે નગરમાં પાછો ફર્યો.

માતૃમૂર્ત્તિના કંઠમાં અને ચરણોમાં પુષ્પવૃષ્ટિ કરીને રાજા તથા રાણીએ પૂજા સંપૂર્ણ કરી. એક પછી એક સર્વે પૂજા પૂર્ણ કરીને ગૃહ.તરફ પાછાં ફર્યાં; કિન્તુ હજી સુધી રાજકુમારી પુષ્પાવતીએ પૂજા કરી નહોતી. પાસે થઇને વહી જતી, કલકલ નિનાદ કરતી પરમપવિત્ર સરિતાના તટપર બેસી લીલા અને ઉષા માટીનાં મંદિર બનાવતી હતી અને ભાંગતી હતી, તથા પુષ્પાવતી મંદિર પાસે જ આવેલા પુષ્પોદ્યાનમાં ફરીને પુષ્પો એકત્ર કરતી હતી. આવા સમયે મંદિરનું દ્વાર ઉઘડયાનો અવાજ થયો. પુષ્પાવતી વિસ્મિત બની જઇ મંદિરની સોપાનશ્રેણી પાસે જઇને ઉભી રહી. તેણે જોયું કે, વીરશ્રેષ્ઠ બાળક ચંદ્ર પૂજાનું આયોજન કરી માતૃમૂર્ત્તિના ચરણો સમીપ બેઠો. દ્વાર પાસે ઉભી રહી પુષ્પાવતી ચંદ્રના પૂજાકાર્યનું દર્શન કરવા લાગી.

ગુલાબ, ચંપો, મોગરો, કમળ આદિ અનેકવિધ સુંદર પુષ્પોથી માતૃમૂર્ત્તિના ચરણો ઢંકાઇ ગયા. ચંદ્ર માતૃધ્યાન ધરવામાં નિમગ્ન બની

જઈ ભક્તિપૂર્ણ હૃદયે, અને ઉચ્ચ કંઠે કહેવા લાગ્યો,—

**हेतुः समस्तजगतां त्रिगुणापि दोषै-**
**र्नज्ञायसे हरिहरादिभिरप्यपारा ।**
**सर्वाश्रयाखिलमिदं जगदंशभूत-**
**मव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥ "**

પુષ્પાવતી મંત્રમુગ્ધ બની જઇ એ અપૂર્વ અને આકર્ષક કંઠનું વિશ્વસંગીત મંદિરમાં [illegible] લાગી. એ સ્થાનેથી ચાલ્યા જવા માટે તેના ચરણો [illegible].

ગીત સમાપ્ત થયું એટલે ચંદ્રે માતૃમૂર્ત્તિના ચરણોમાં પ્રણામ કરીને કહ્યું:—" માતાજી ! હૃદયબળ ગૂમાવી હું પાછો એ બળ મેળવવા માટે તમારી પાસે આવ્યો છું. માતાજી ! હું અનાથ ભિક્ષુક છું—દાસત્વ મ્હારી જીવિકા છે. હે મા ! આ દરિદ્રની દૃષ્ટિ સમક્ષ અમૂલ્ય રત્નરાશી ધરીને શા માટે પ્રલોભન દર્શાવો છો ? આ અજ્ઞાત કુલશીલવાળો એક ભિક્ષુક એ અતુલ સૌન્દર્યશાલિની રાજનન્દિની પુષ્પાવતીને પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા રાખે તો એ મહત્વાકાંક્ષા વામન થઈને ચંદ્ર હસ્તગત કરવાની મહત્વાકાંક્ષા જેવી જ લેખાય. જ્યારે વસ્તુસ્થિતિ આવી જ છે ત્યારે પછી હે મા ! તમે આ દીન દાસના દુર્બળ હૃદયને ઉત્તેજિત બનાવી દઈ દુરાશાના માર્ગે કેમ અગ્રેસર કરો છો ? મા, જે દુષ્પ્રાપ્ય છે તેના અનુસરણમાં હું કર્ત્તવ્ય ભૂલી ગયો છું—ધર્મનો મ્હેં ત્યાગ કર્યો છે—તમારું સ્મરણ કરવું સુદ્ધાં વિસ્મૃત થયું છે. પુષ્પાવતીની પ્રતિમાએ મ્હને પાગલ—ઉન્મત્ત કિંવા અસ્થિર બનાવી દીધો છે. માજી ! આ પ્રેમનો પ્રચંડ અગ્નિ શાન્ત કરી નાખો. આ ગુપ્તપ્રણયની વાર્ત્તાનો પ્રચાર થતાં પહેલાં તમે મ્હારી સ્મૃતિ અને જ્ઞાનને નિવૃત્ત કરી નાખો. "

સહજ સ્થિર થઇને ચંદ્ર પુનઃ કહેવા લાગ્યોઃ—" હું પરિચય આપ્યા સિવાય એ પ્રેમપ્રતિમાને પ્રાપ્ત કરી શકીશ નહિ—તેમ જ હું મ્હારો પરિચય પણ કોઇને આપી શકીશ નહિ. વળી જો હું કોઇથી પણ પરિચિત થઇ જઇશ તો પછી આ સ્થળે રહીશ નહિ. જો પિતા પોતાની ક્રૂરતાનો પરિત્યાગ કરી જગત્માં એક ધાર્મિક પિતાના પુત્ર તરીકે મ્હને પરિચિત કરશે તો જ હું બીજાથી પરિચિત થઇશ; નહિ તો આવી સ્થિતિમાં જ હું મ્હારું સમસ્ત જીવન વ્યતીત કરીશ. પિતાજીના સ્વભાવમાં કદાપિ પરિવર્ત્તન—"

ચંદ્રે અંતિમ વાક્ય સંપૂર્ણ ઉચ્ચાર્યું નહિ. માતાના ચરણોમાં ઢળી પડી તેણે ઘણા સમય સુધી રુદન કર્યું—રુદનથી હૃદયભાર કાંઇક અંશે ઓછો થયો એટલે ચક્ષુઓમાં અવશિષ્ટ રહેલું અશ્રુજળ સ્વચ્છ કરતો કરતો તે બ્હાર નીકળ્યો—બ્હાર નીકળતાં દેવીમંદિરની સોપાનશ્રેણી ઉપર તે એ દેવીસ્વરૂપિણી—હૃદયમંદિરમાં બિરાજી રહેલી પ્રેમપ્રતિમાનું એકાએક દર્શન કરી શક્યો. જે પ્રતિમાને ભૂલી જવા માટે તે આટલો બધો પ્રયત્ન કરતો હતો—આટલી બધી સાધના કરતો હતો એ જ મૂર્ત્તિ તેના સ્હામે ઉભી રહી હતી.

બન્ને જણાં એક બીજાંની સ્હામે ઉભાં રહ્યાં હતાં; કિન્તુ બન્નેએ મૌન ધારણ કર્યું હતું. પરસ્પર પરસ્પરને જોવાને ઘણાં વ્યાકુળ હતાં. ઉભય ઉભયની સાથે વાતચિત કરવાની પ્રબળ ઉત્સુકતા ધરાવતાં હતાં; કિન્તુ પ્રત્યક્ષ મુલાકાત થતાં જાણે કે ઉભયનો કંઠ રુંધાઈ ગયો—ઉભયની દૃષ્ટિ નતમુખી થઇ રહી. ચંદ્રે કહ્યું:—" રાજનન્દિનિ! હું માતૃમૂર્ત્તિ પાસે મ્હારી અંતરની ઉત્તેજનાથી જે બોલ્યો છું તે વચનો તમે સાંભળ્યાં છે કે ?"

પુષ્પાવતી પોતાના અંતરમાં એમ વિચારતી હતી કે, " ચંદ્ર! દેવ! તમે મ્હને ચ્હાઓ છો એ વાર્ત્તા મ્હેં આજે જ સાંભળી છે.

આજે હું તમારા વિશાળ હૃદયનો પરિચય પામી શકો છું–હવે તમારો વિશેષ પરિચય પામવાની મ્હારી અભિલાષા નથી. ”

ક્ષણુ કાળ પછી ચંદ્રે પૂછ્યું:—“ રાજનન્દિનિ ! હજી સુધી તમે અત્રે કેમ રોકાઇ રહ્યાં છો ? ”

પુષ્પાવતીએ કશો ઉત્તર નહિ આપતાં ચંદ્રને પોતાની પાસેનાં પુષ્પો બતાવી દીધાં. ચંદ્ર સમજી શકયો કે, હજી સુધી રાજકુમારીએ પૂજા કરી નહોતી. ક્ષણુકાળ માટે પુનઃ ઉભય નિસ્તબ્ધ રહ્યાં. થોડા સમય પછી પુષ્પાવતીએ શરમથી સંકોચાતાં પ્રશ્ન કર્યો:—“ આપ રુદન કરતા હતા કે શું ? ”

ચંદ્રે આ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં કહ્યું:—“ તમારાં નેત્રો પણુ ભીંજાયલાં તેમ જ લાલચોળ જોવામાં આવે છે. તમે પણ રુદન કરતાં હતાં કે શું ? ”

પુષ્પાવતીએ લજ્જાથી મસ્તક નીચું નમાવીને કહ્યું:—“ ના–રુદન કરતી નહોતી–આંખમાં પથરી પડી હતી તેથી જ આપને એમ લાગે છે. ”

પુષ્પાવતીએ આ અસત્ય ઉત્તર આપ્યો. વાસ્તવિક રીતે તે રુદન જ કરતી હતી.

ચંદ્રે કહ્યું:—“ હું તો રુદન જ કરતો હતો. ” આ સત્ય તેમ જ સરળ ઉત્તરે પુષ્પાવતીના હૃદયને સ્પર્શ કર્યો. ચંદ્રે કહ્યું:—“ રાજનન્દિનિ ! ”

કાંઈ બોલવાને બદલે પુષ્પાવતીએ પોતાની આકર્ષણીય દૃષ્ટિ ચંદ્રની દૃષ્ટિ ઉપર સ્થાપિત કરી. ચંદ્ર હવે કાંઇ બોલ્યો નહિ. પુષ્પાવતીનાં નયનયુગલ જોઇ તે સમસ્ત જગત્ અને સ્વજીવનને પણુ ભૂલી ગયો. આત્મભાન ભૂલી તે એ વિશ્વમોહિનીના અતુલનીય વદનમંડળનું એકાગ્રતાથી દર્શન કરવા લાગ્યો.

આ સમયે ઉષા અને લીલા, પુષ્પાવતી પાસે આવી પહોંચી. લીલાએ એક પુષ્પહાર પુષ્પાવતીના હાથમાં આપતાં કહ્યું:-" બ્હેન ! આ પુષ્પહાર ચંદ્રના કંઠમાં પહેરાવી દ્યો. " પુષ્પાવતીના હાથ સ્થિર થઈ ગયા. તે ચંદ્રના કંઠમાં પુષ્પમાળા પહેરાવી શકી નહિ. ચંદ્ર ત્યાંથી ચાલ્યો ગયો.

આ વખતે પુષ્પાવતી પૃથિવી ઉપર બેસી જઈ બાષ્પરુદ્ધ કંઠે કહેવા લાગી:—" લીલા ! લીલા ! હું મિથ્યાવાદિની છું. મ્હેં તેમના પ્રશ્નનો અસત્ય ઉત્તર આપ્યો છે. હું એવા દેવપુરુષને યોગ્ય નથી જ. તેઓ સાક્ષાત સત્યના જ અવતાર છે. સત્ય બોલવાનું આજે તેમણે મ્હને શિક્ષણ આપ્યું છે. આ પાપિષ્ઠાના હસ્તનો જે પુષ્પમાળને અપવિત્ર સ્પર્શ થયેલો છે એ પુષ્પમાળા તેઓ ધારણ કરશે નહિ. હે માતાજી! મ્હને તેમની ચરણસેવિકાયોગ્ય બનાવો—આ કિંકરી ઉપર આટલી કૃપા કરો. "



## પ્રકરણ ૨૫ મું:—વફાદારીનું ઇનામ.

ફત્તેહગઢના યુદ્ધમાં પોતાના સૈન્યને પરાજિત બની ગયેલું જોઇ યવનસેનાધિપતિ મહમ્મદખાન નિરાશ બની ગયો. પોતે જો હવે રાજસ્થાનમાં પોતાના સામાન્ય સૈન્યસહ રહેશે તો પોતાના ઉપર રજપૂતો તૂટી પડયા સિવાય રહેશે નહિ એવો તેના અંતરમાં ક્ષણે ક્ષણે ભય ઉપજતો હતો. જો ખલિફા તરફથી એક બે દિવસમાં જ વિશેષ સૈન્યની સહાયતા આવી પહોંચે તો પુનઃ રજપૂતો વિરુદ્ધ યુદ્ધ કરી રાજસ્થાનને સ્વાધીન કરી, ખલિફાની કૃપા પ્રાપ્ત કરવાની તેની મહત્વાકાંક્ષા હતી; તેથી તે ઘણી જ આતુરતાથી મદદની રાહ જોતો હતો.

મહમ્મદખાને પોતાના અવશિષ્ટ રહેલા સૈનિકોસહ એક એકાન્ત

અને પહાડી પ્રદેશમાં આવેલા સ્થળે છાવણી નાખી હતી, તથા પોતાના કેટલાક ગુપ્તદૂતોને તેણે ચોતરફ ફરતા રાખ્યા હતા કે જેથી એ સ્થળે હરેક પ્રકારની માહિતી મળી શકે.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો. પ્રકૃતિએ શાન્ત સ્વરૂપ ધારણ કર્યું હતું. મહમ્મદખાન પોતાના તંબૂમાં એક વિરામાસન ઉપર પડયો હતો. તે યવન હોવા છતાં એકપત્નીવ્રત પાળતો હતો એ પાઠકબંધુઓ જાણે છે; આમ છતાં તેને સંગીતનો ઘણો શૉખ હતો. અત્યારે પણ બેચેન જીવને શાન્ત તેમ જ આનંદિત કરવાના ઉદ્દેશથી તેએક નર્તકી પાસે સંગીત ગવડાવતો હતો.

નર્તકીની ઉમ્મર લગભગ પંદર સોળ વર્ષની હતી. દેખાવમાં તે બિહસ્તની હુરી તથા સ્વર્ગની અપસરાના સૌન્દર્યને પણ તેજોહીના બનાવી દે એવી હતી. તેના હાવભાવ અત્યાકર્ષક હતા. નૃત્ય સાથે તે સંગીત ગાતી હતી.

"બુતાને માહવશ ઉજડી હુઈ મન્જિલમેં રહતે હયઁ;
જિસે બરબાદ કરતે હયઁ ઉસીકે દિલમેં રહતે હયઁ.
મહબ્બતમેં મજા હય છેડકા લેકિન મજેકી હો;
હજારો લુત્ફ હરયક શિકવયે બાતિલમેં રહેતે હયઁ.
બુતોંકો મેહરમે ઇસરાર કયું તૂને કિયા યારબા;
કે યે કાફિર હરયક ખિલવતસરાયે દિલમે રહતે હયઁ.
હમે દુસ્વાર જીના હય, તુમ્હારી ઇસ જુદાઇમેં;
બડી મુશ્કિલમેં રખતે હો, બડી મુશ્કિલસે રહતે હયઁ.
કોઇ નામો નિશાં પૂછે, તો અય કાસિદ બતા દેના;
તખ઼લ્લુસ દાગ઼ હય વો આશકોંકે દિલમે રહતે હયઁ."

"વાહ વાહ, તમે આ ગઝલ એટલા બધા હાવભાવ અને સુરાવટ સાથે ગાઈ છે કે મ્હારાથી એની પૂરી તારીફ કરી શકાતી

નથી. " મહમ્મદખાને નર્તકીની પ્રશંસા કરી.

" જનાબ ! આ લૌંડીપર આપની અપાર મેહરબાની છે. " નર્તકીએ નમ્રતાથી કહ્યું.

આવી રીતે મહમ્મદખાનના તંબૂમાં સંગીતવિનોદ ચાલી રહ્યો હતો એવામાં એક નોકરે આવી કુરનીસ બજાવી નમ્રસ્વરે કહ્યુ:—" જનાબ ! મક્કાથી બહાદુરજંગ કેટલાક સૈન્યસહ અત્રે આવેલા છે. બહાદુરજંગ હમણાં આપની સાથે મુલાકાત કરવાને ઇચ્છે છે. "

" જા તેમને માનપૂર્વક અહીં લઈ આવ. " મહમ્મદખાને ઉત્તરમાં કહ્યું.

બહાદુરજંગનો હોદ્દો મહમ્મદખાનથી ઉતરતો હતો; તેથી જ મહમ્મદખાન પોતાના તંબૂમાં બેસી રહ્યો; છતાં બહાદુરજંગ પોતાનાથી અંતરમાં કપટ રાખે છે એ પ્રકાર તેને માહિત હતો. મહમ્મદખાન જાણતો હતો કે, બહાદુરજંગથી પોતાની ઉન્નતિ થયેલી જોઇ શકાતી નથી. છતાં તે પોતે કદાપિ તેનાથી વિરુદ્ધ વર્તન ચલાવતો નહિ.

થોડા સમયમાં જ બહાદુરજંગ તંબૂમાં આવી અભિમાનસૂચક મુખમુદ્રાથી એક આસન ઉપર બેઠો. તેણે મહમ્મદખાનને સલામ સુદ્ધાં કરી નહિ. આ પ્રકારથી મહમ્મદખાન વિસ્મિત બની ગયો; પરંતુ અલ્પકાળમાં જ તેણે પોતાના અંતરના ભાવને છુપાવી દીધો. અંતે મૌનનો ભંગ કરી બહાદુરજંગે કહ્યું:—" સેનાધિપતિ સાહેબ ! હમણાં ને હમણાં આપને કેટલાક સૈનિકોસહ મક્કા તરફ વિદાય થવાનું છે; તથા આપનું જોખમભરેલું સ્થાન આ સેવકને સ્વીકારવાનું છે. "

આ વચનો સાંભળી મહમ્મદખાન ઘણા જ આશ્ચર્યમાં પડી ગયો. તેણે પૂછ્યું:—" કેમ, ત્યાં કાંઇ નવાજુની થઇ છે કે શું ?"

" હા, આપ આ પત્ર વાંચી જુઓ. શહેનશાહ ખલિફાના હાથનો લખેલો આ પત્ર છે. એ વાંચી આપ સઘળી હકીકતથી વાકિ-

ફગાર થઈ શકશો." બહાદુરજંગે ઉત્તર આપ્યો.

પત્રને પોતાના હાથમાં લઈ ભયભીત, વિસ્મિત અને આશ્ચર્ય-ચકિત બની જઈ મહમ્મદખાન એ પત્ર વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કેઃ—

"કાફર મહમ્મદખાન,

ત્હારા હાથે જે ગુન્હો થયો છે તેથી ત્હારો જીવ લેવાનો મ્હારો દૃઢ નિશ્ચય સાક્ષાત ખુદા પણ ફેરવી શકે તેમ નથી. આજ સુધી હું તને રાજ્યનિષ્ઠ, વફાદાર અને નિમકહલાલ નોકર સમજતો હતો; પરંતુ હવે મ્હને મ્હારો ભ્રમ સર્વાંશે સમજાયો છે. મ્હારા પ્રેમની પ્રતિમા અજમેર રાજનન્દિનીના શિયળવ્રતનો બળાત્કારથી ભંગ કરી તેની સાથે રતીક્રીડા કરી ત્હેં મ્હારા ક્રોધાગ્નિને પ્રબળતાથી સળગાવ્યો છે. હું ત્હારો માલિક છું. માલિકની વસ્તુને અપવિત્ર કરવાનું ત્હારા જેવા એક નિમકહરામ ગુલામે જે સાહસ કર્યું છે તેના બદલામાં ત્હારે ત્હારો જીવ ગુમાવવો પડશે. જો ત્હારા હાથે આવું અધમ કૃત્ય ન થયું હોત તો હું ત્હારા કાર્યનો તને કેવો ઉત્તમ બદલો આપત એ માત્ર મ્હારો અંતરાત્મા જ જાણે છે; પરંતુ હવે ત્હારું ભાગ્ય બદલાઇ ગયું છે—ત્હારા નસીબમાં મૃત્યુનું અપાર દુઃખ ભોગવવાનું નિર્માણ થઈ ગયું છે. આ પત્ર મળતાંની સાથે જ ત્હારે મ્હારા વિશ્વાસુ સૈનિકોની સંભાળમાં એકદમ આ તરફ આવવાનું છે. તું ત્હારો સઘળો કાર્યભાર બહાદુરજંગને સ્વાધીન કરી મ્હારા વિશ્વાસુ સૈનિકોસહ અત્રે આવજે એટલે ત્હારા અપરાધની તને યોગ્ય સજા થશે.

લી. મક્કાધિપતિ ખલિફા."

આ ભયંકર પત્ર વાંચી મહમ્મદખાન અપાર વિસ્મયમાં પડી ગયો. વાસ્તવિક રીતે તે નિર્દોષ હતો તેણે કંપિત કંઠે બહાદુરજંગને

ઉદ્દેશીને કહ્યું:—“ બહાદુરજંગ ! શહેનશાહ ખલિફા મ્હને નિર્દોષને શા માટે આવો ભયંકર ગુન્હેગાર સમજે છે એ હું સમજી શકતો નથી. મ્હને લાગે છે કે હું કોઇની પ્રપંચજાળમાં ફસાઇ પડી ખલિફાના ક્રોધને પાત્ર થયો છું. આજ સુધી મ્હેં એકપત્નીવ્રત પાળ્યું છે. મ્હારા સમસ્ત જીવનમાં મ્હેં અન્ય સ્ત્રી કિંવા પરસ્ત્રી સાથે સંભોગ કર્યો નથી. ”

“ મહમ્મદખાન ! તમારાં વચનો કદાચ સત્ય હશે; પરંતુ હાલ તરત તો શહેનશાહની આજ્ઞાને માન્ય કર્યા સિવાય તમારો છુટકો નથી. જો તમે નિર્દોષ હો તો એ વાત તમે શહેનશાહ સમક્ષ સાબિત કરજો; જેથી તમારાપર જુલ્મ ગુજરતો અટકશે; છતાં મ્હેં એમ સાંભળ્યું છે કે, અજમેરરાજનન્દિની વિમળાએ પોતે જ તમારા આ ભયંકર અપરાધની વાર્ત્તા શહેનશાહ ખલિફાને નિવેદન કરી છે. એ બાળિકાની વાર્ત્તાને અસત્ય ઠરાવવાનો તમારી પાસે એકકે પૂરાવો છે કે ? ” બહાદુરજંગે કહ્યું.

“ શું એ બાળિકાએ આવી વાર્ત્તા ખલિફાને કહી છે ? જો એમ જ હોય તો તેણે મ્હને ફસાવવાના—સંકટમાં સપડાવવાના ઉદ્દેશથી જ આવા અસત્યનો આશ્રય સ્વીકાર્યો છે એમ હું ચોક્કસ માની શકું છું. વળી આવી વાર્ત્તાને અસત્ય ઠરાવવા મ્હારી પાસે ક્યાંથી પૂરાવો હોઈ શકે ? ” આશ્ચર્ય પામીને મહમ્મદખાને નિરાશા દર્શાવી.

“ ત્યારે તો તમે ગુન્હેગાર જ ઠરશો એ નિઃસંદેહ છે. ” બહાદુરજંગે ગંભીરતાથી કહ્યું.

“ હું નહોતો ધારતો કે, મ્હારી આટલા દીર્ઘકાળની એકનિષ્ઠ સેવાનો મ્હને આવો વિચિત્ર બદલો મળશે. હશે, અંતે સત્યનો સહાયક ખુદા છે. હું મ્હારું સઘળું કાર્ય તમને સ્વાધીન કરી ખલિફાની આજ્ઞાનુસાર મક્કા જઇશ. મ્હારી સાથે ક્યા સૈનિકો આવનાર છે ? ”

મહમ્મદખાને ઇશ્વર ઉપર આસ્થા રાખીને કહ્યું.

"એનો બંદોબસ્ત મ્હેં કરી રાખેલો છે. અને જે વ્હાણમાં અમે અત્રે આવ્યા છીએ એ વ્હાણુ સમુદ્રકિનારે રોકી રાખેલું છે. તમારે એ વ્હાણમાં બેસીને જ મક્કા જવાનું છે. સમુદ્ર કિનારા સૂધી તમે ઘોડેસ્વાર થઇને જઈ શકશો." બહાદુરજંગે ખુલાસો કર્યો.

"વારુ. શહેનશાહની આજ્ઞાનુસાર વર્તવાને હું તૈયાર છું." મલિન મુખે મહમ્મદખાને કહ્યું.

## પ્રકરણ ૨૬ મું:—સમુદ્રમાં સંયોગ.

પ્રભાવતી અને વિમળા ચાર દિવસથી સમુદ્રમાં મુસાફરી કરતાં હતાં. આ ચાર દિવસ સૂધી વાયુ અનુકૂળ હોવાથી સમુદ્ર પણ અનુકૂળ હતો; તેથી તેઓ પોતાની ધારણા કરતાં વિશેષ માગ કાપી શક્યાં હતાં.

ચોતરફ માત્ર સમુદ્રનું જળ જોવામાં આવતું હતું. જાણે કે વિશ્વમાં સર્વત્ર જળરાશીનો જ વિસ્તાર થઈ રહ્યો હોય એવો ભાસ થતો હતો. આસમાની આકાશ અને આસમાની સમુદ્રજળનું મિલન થઇ ગયું હોય એવોજ દેખાવ જે દિશા તરફ દૃષ્ટિ ફેંકવામાં આવે તે તરફ જોવામાં આવતો હતો. સમુદ્રમાં ક્ષણે ક્ષણે પ્રચંડ મોજાં ઉપસ્થિત થતાં હતાં અને પાછાં ક્ષણુ માત્રમાં વિલીન થઇ જતાં હતાં. આવા ભયંકર સમુદ્રમાં એક વ્હાણુમાં મુસાફરી કરવાનું કાર્ય ઘણું જોખમ ભરેલું ગણાતું હતું. જે સમયની આ નવલકથા લખાય છે એ સમયે વર્તમાનકાળની માફક સ્ટીમરો કિંવા આગબોટો ચાલૂ થઇ નહોતી. એ સમયે સર્વ વ્હાણુમાં બેસીને જ જળપ્રવાસ કરતાં હતાં, અને એવા પ્રવાસ વખતે જો દુર્ભાગ્યે સમુદ્ર તોફાની સ્વરૂપ

ધારણ કરતો તો જીવ બચાવવાનું કાર્ય પણ મુશ્કિલ થઈ પડતું હતું.

પ્રભાવતી અને વિમળાને તેમના સદ્‌ભાગ્યે અદ્યાપિ કોઇ પણ પ્રકારની અડચણ વેઠવી પડી નહોતી. નાવિકો પણ એ બન્ને રાજનન્દિનીઓની સેવા કરવામાં કમીના રાખતા નહિ. તેમના અંતરમાં એવો દૃઢ વિશ્વાસ હતો કે, આ બન્ને બાળિકાઓ રાજકન્યાઓ જ હોવી જોઈએ, અને જો તેઓ તેમને બન્નેને ઇચ્છિત સ્થળે પહોંચાડશે તો પોતાને યોગ્ય ઇનામ પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ.

ચાર દિવસ તો નિર્વિઘ્ને પસાર થઇ ગયા. પાંચમા દિવસનો મધ્યાન્હકાળ થયો. સર્વેએ ઇચ્છાનુસાર ભોજન કરી લીધું. ત્યાર પછી આકાશમાં એકાએક વાદળાંઓ એકત્ર થઇ જવા લાગ્યાં. સૂર્યભગવાન્ એ વાદળાંઓમાં છુપાઇ ગયા. ધીમે ધીમે આકાશ મંડળમાં એટલાં બધાં વાદળાં એકત્ર થઈ ગયાં કે, મધ્યાન્હકાળ હોવા છતાં જાણે કે સંધ્યાકાળ હોય એવો જ ભાસ થવા લાગ્યો. વાયુ સ્વેચ્છાથી ફુંકાવા લાગ્યો. સાગરતરંગો વિશેષ ઉંચા ઉછળવા લાગ્યા. વ્હાણ એ જળતરંગો સાથે હાલવા ડોલવા લાગ્યું. નાવિકો, પ્રભાવતી, વિમળા વગેરેના અંતરમાં ઘણો ભય ઉપજ્યો. બન્ને બ્હેનો પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કરવા લાગી.

જેમ જેમ સમય વિશેષ વ્યતીત થવા લાગ્યો તેમ તેમ વાયુનું જોર વૃદ્ધિંગત થવા લાગ્યું. સમુદ્રનાં ઉંચા ઉછળતાં મોજાંનું કેટલુંક જળ વ્હાણમાં આવવા લાગ્યું. તે સાથે વૃષ્ટિ પણ થવા લાગી. આસમાની સમુદ્રજળ અંધકારની પ્રબળતાના લીધે કૃષ્ણરંગનું દેખાવા લાગ્યું.

પ્રભાવતી અને વિમળા સાથે જે નાવિકો હતા તેઓ મુસલ્માન હતા; છતાં તેમનાં અંતર નિષ્ઠુર નહોતાં. એ નાવિકોના સરદારનું નામ મહબ્બતખાન હતું. તેણે પ્રભાવતી અને વિમળા પાસે જઇને કહ્યું:—" બ્હેનો, આજનો દિવસ ભયંકર જણાય છે. જો આવું

તોફાન ચાલૂ રહેશે તો આપણું સંરક્ષણ ભાગ્યે જ થઈ શકશે. ખુદા સિવાય આપણું રક્ષણ કોઇ પણ કરી શકશે નહિ."

પ્રભાવતી કાંઈ બોલી નહિ. વિમળાએ કહ્યું:—"ભાઇ! જે પ્રકાર ઇશ્વરાધીન છે તેના માટે ચિંતા કરવાથી શું ફળ છે? ઇશ્વરની ઇચ્છાનુસાર થશે."

મહબ્બતખાન ત્યાંથી ચાલ્યો જઈ પોતાના કાર્યમાં ગુંથાયો. તોફાન તો ક્રમે ક્રમે વધવા જ લાગ્યું. મુશળધાર વૃષ્ટિથી વ્હાણમાં પુષ્કળ જળ ભરાઈ જવા લાગ્યું. મધ્યરાત્રિના જેવા ગંભીર અંધકારનો સર્વત્ર વિસ્તાર થઈ રહ્યો. આ સમયનો ભયંકર દેખાવ પાષાણ હૃદયના મનુષ્યને પણ કંપાવી મૂકે એવો હૃદયભેદક હતો. નાવિકો વ્હાણમાંનું પાણી ઉલેચી નાખવાનો ઘણો શ્રમ કરતા હતા; કિન્તુ વૃષ્ટિનું વિશેષ પ્રાબલ્ય હોવાથી તેમનો શ્રમ સફળ થતો નહોતો.

સમુદ્રનાં મોજાં પર્વત જેટલાં ઉંચા ઉછળી પાછાં નમી જતાં હતાં; તે સાથે વ્હાણ પણ ક્ષણે ક્ષણે ઉંચુ નીચું થતું હતું. વ્હાણમાં જેમ જેમ વિશેષ વખત વીતવા લાગ્યો. તેમ તેમ વિશેષ જળ ભરાવા લાગ્યું. અને હવે જોતજોતાંમાં વ્હાણ જળમગ્ન થઈ જશે એવો સર્વના અંતરમાં ભય ઉપજ્યો. અંતે વાયુનો એક સપાટો એવો આવ્યો કે તે સાથે જ વ્હાણ ઉંધું થઇ ગયું. આ ભયંકર પ્રકાર ક્ષણ માત્રમાં બની ગયો.

પ્રભાવતી અને વિમળાને તરતાં આવડતું હતું; પરંતુ તરીને તેઓ આખા સમુદ્રની પાર જઇ શકે એ સર્વથા અસંભવ હતું. વ્હાણ જ્યારે ઉંધું થઈ ગયું ત્યારે પ્રભાવતી અને વિમળાએ એક લાકડું પકડી રાખ્યું હતું. એ લાકડું તેમણે છોડી દીધું નહોતું. તે બન્ને બ્હેનો એ લાકડાને પકડી રાખી અગાધ સમુદ્રજળના તરંગો સાથે તણાતી હતી.

આવી સ્થિતિમાં પણ લગભગ અડધો કલાક વીતિ ગયો એટલે વૃષ્ટિ બંધ થઇ. ધીમે ધીમે વાયુ નરમ થવા લાગ્યો. આકાશમાંથી વાદળાંઓ પણ એકેએકે અદ્રસ્ય થવા લાગ્યાં. સમુદ્રે શાન્ત સ્વરૂપ ધારણ કર્યું. પ્રભાવતી અને વિમળા રક્ષણકર્ત્તા શ્રી પરમાત્માનું સ્મરણ કરતાં તરતાં હતાં. આજે તેમને એમ જ લાગતું હતું કે, આ મર્યાદાશૂન્ય સમુદ્રજળમાં તેમની જીવનલીલા પૂર્ણ થશે. આવી સ્થિતિમાં કોઇના તરફથી સહાયતા મળવી સર્વથા અસંભવ હતી.

+ + + +

લગભગ ત્રણ ચાર કલાક પછી એટલે કે સંધ્યાકાળના અરસામાં પ્રભાવતી અને વિમળાએ એક વ્હાણને પોતાના તરફ આવતું જોયું. આથી બન્ને બ્હેનોનો આત્મા આનંદિત થયો. તેમના અંતરમાં આશા ઉત્પન્ન થઇ. વ્હાણ ત્વરિતગતિથી માર્ગ કાપતું તેમના તરફ આવતું હતું. વ્હાણ જ્યારે છેક પાસે આવી પહોંચ્યું ત્યારે પ્રભાવતીએ ઉચ્ચ સ્વરે 'રક્ષણ કરો–રક્ષણ કરો' એવો અવાજ કર્યો. આ અવાજ સાંભળવામાં આવતાં અતિ આશ્ચર્ય પામીને વ્હાણના નાવિકોએ વ્હાણની ગતિને ધીમી પાડી.

પાઠકબંધુઓ ! આ વ્હાણમાં બેસીને જ બહાદુર વિજયસિંહ પોતાની પ્રેમપ્રતિમા વિમળાની શોધમાં મક્કા તરફ જતો હતો; કિન્તુ દૈવયોગે માર્ગમાં જ પ્રણયીયુગ્મનું ભયંકર સંકટના સમયે મિલન થઈ ગયું. વિજયસિંહે વ્હાણમાંથી સમુદ્રજળ તરફ દૃષ્ટિ કરી તો તે બે બાળિકાઓને પ્રબળ જળતરંગો સાથે તણાતી જોઇ શકયો જોતાંની સાથે જ તે તેમને ઓળખી ગયો; એક ક્ષણનો પણ સમય વ્યર્થ નહિ ગૂમાવતાં તે એક બે નાવિકો સાથે સમુદ્રમાં કૂદી પડયો, અને પ્રભાવતી તથા વિમળાને વ્હાણ ઉપર લઇ આવ્યો.

બન્ને બ્હેનોને એક શય્યા બિછાવી તેમાં સૂવાડવામાં આવી.

વિમળા અને પ્રભાવતી આવા ભરદરિયામાં વિજયસિંહની મુલાકાત થયેલી જોઈ અપાર આશ્ચર્યમાં નિમગ્ન થઈ ગઇ હતી. વિમળાના આનંદની તો સીમા જ રહી નહોતી. તે પોતાનું સઘળું કષ્ટ વિજયસિંહનું દર્શન થતાં જ ભૂલી ગઇ. અંતે વિજયસિંહના પૂછવાથી પ્રભાવતી અને વિમળાએ પોતાના ઉપર ગુજરેલા જુલ્મની સવિસ્તર હકીકત કહી સંભળાવી. એ સઘળી હકીકત સાંભળી વિજયસિંહના શોકની સીમા રહી નહિ; પરંતુ અંતે આ મિલનથી તેને આનંદ થયો. તેણે વ્હાણને રાજસ્થાન તરફ પાછું લઈ જવાની નાવિકોને આજ્ઞા કરી.

## પ્રકરણ ૨૭ મું:—પ્રમદા અને ચંદ્ર.

પ્રમદા આગળ પાછળનો તેમ જ પોતાની પરિસ્થિતિનો વિચાર કર્યા સિવાય ચ્હાવા લાગી હતી. હવે તેના મનમાં સુખ નહોતું. હવે તે જ્યાં ફાવે ત્યાં ફર્યા કરતી નહિ—કલહ કરતી નહિ. ગૃહમાં એકલી બેસી રહીને તે આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. પૂર્વેનું તેનું હાસ્ય, આનંદવિનોદ, નેત્રકટાક્ષ આદિ અદ્રશ્ય થઈ ગયું હતું. પ્રમદા હવે ચંદ્રને ચ્હાતી હતી.

પોતે વિધવા છે એ વાર્ત્તા પ્રમદા ભૂલી ગઈ હતી. પોતે સ્વરૂપવતી યુવતી છે એ વાર્ત્તાનું પણ તેને સ્મરણ નહોતું. તે માત્ર એટલું જ જાણતી હતી કે, એના અંતરમાં ચંદ્રના માટે અનુરાગ ઉત્પન્ન થયો છે.

આજે મધ્યાન્હકાળથી પ્રમદા ઘણી ચંચળ બની ગઈ હતી. ક્વચિત્ તે ઘરની બ્હાર આડોશ પાડોશમાં જતી તો ક્વચિત્ ઘેર પાછી આવતી હતી. તે જાણે કે કોઈની શોધ કર્યા કરતી હતી; પરંતુ જેની શોધ કરતી હતી તેનું દર્શન નહિ થવાથી નિરાશ હૃદયે વારં-

વાર ઘેર પાછી આવતી હતી. અંતે આશાશૂન્ય બની જઈ એક ગાઢ નિશ્વાસ મૂકીને તેણે કહ્યું:—"આજે પણ તેઓ આવ્યા નહિ." આમ કહી જે સ્થાને ચંદ્ર સૂઇ રહેતો હતો એ સ્થાને જઇને તે સૂઇ રહી. સૂઇ રહીને તે પાછી વિવિધ વિચારો કરવા લાગી. કવચિત્ તે એમ વિચારતી હતી કે, "આ સમયે તેઓ ઘણા દિવસથી આવ્યા નથી. વચ્ચે વચ્ચે તેઓ પિતાજીને મળવા આવતા હતા તેથી હું પણ તેમનું દર્શન કરી શકતી હતી. હવે તેઓ મ્હને તદ્દન ભૂલી ગયા છે કે શું ?"

પ્રમદાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. પુનઃ તેણે વિચાર્યું:—"હવે તેઓ અહીં રહેતા નથી. અહીં રહે પણ શા માટે ? હવે તેઓ કીલ્લેદાર છે અને હું કોણ છું ! હું તો એક તુચ્છ સ્ત્રી છું. તેઓ હવે ઉચ્ચપદપર બિરાજ્યા છે અને હું તો અવનત અવસ્થામાં જ રહેલી છું. તેઓ ચંદ્ર છે હું કૂપ છું—તેઓ સુખ છે હું દુઃખ છું—તેઓ પુષ્પ છે હું કંટક છું !"

થોડા સમય પછી પ્રમદાએ પુનઃ વિચાર્યું:—"પહેલાં હું એમ નહોતી ધારતી કે મ્હારા અંતરનો પ્રેમ આટલો બધો પ્રબળ થઈ જશે. તેમના અત્રેથી ચાલ્યા ગયા પછી મ્હારો પ્રેમ જાણે છે કે ઉછળી જાય છે. પ્રેમની પીડાથી હું જાણે કે ઉન્માદિની બની ગઇ છું. શું હું એમના પ્રેમને પ્રાપ્ત કરી શકીશ ?"

પ્રમદા બારી પાસે જઈને ઉભી રહી. આકાશ, પંખી, વૃક્ષ, મનુષ્યાદિ સર્વ દેખાતું હતું; છતાં પ્રમદા જાણે કે અંધ હતી. તે વિચારતી હતી કે, "જો હું તેમને નહિ મેળવી શકું તો તેઓ જેને ચ્હાય છે તેનું જીવન હું મ્હારા જીવનની માફક મરુભૂમિના જેવું બનાવી દઇશ. એ રાજકુમારી છે તેની મ્હને ચિંતા નથી—હું તેના જીવનને દુઃખમય બનાવી દઇશ. મ્હારી માફક તેને પણ પ્રેમની ચિં-

તામાં બળી મરવું પડશે. ”

સ્વગત આમ બોલીને પ્રમદા ઘરમાંથી બ્હાર નીકળી. વળી પાછી કાંઇ વિચાર કરીને તે ઉભી રહી. અસ્પષ્ટ ભાષામાં મૃદુ કંઠે તેણે કહ્યું:—“ તેઓ રાજનન્દિનીને ચ્હાય છે અને રાજનન્દિની તેમને ચ્હાય છે. રાજનન્દિની પુષ્પાવતીની સુવર્ણમુદ્રિકા મ્હેં પહેલાં તેમના હાથપર જોઇ હતી. પહેલાં એ મુદ્રિકા ઘણી વખત મ્હેં ચંદ્રના હાથપર જોઈ હતી. હમણાં પુષ્પાવતીના હાથ ઉપર એ મુદ્રિકા છે કે કેમ તેની આજે હું તપાસ કરીશ. એ રાજકન્યા છે તો પણ તે મ્હારા પ્રેમમાર્ગમાં મ્હારી દુશ્મન થઇ સુખનો ઉપભોગ ભોગવી શકનાર નથી. જ્યારે હું તેને દુઃખના સમુદ્રમાં ડૂબાવી દઉં ત્યારે જ મ્હારું નામ પ્રમદા. આ શું ? બ્હાર કોણ બોલે છે ? આ તો એમનો જ કંઠસ્વર હોય એમ લાગે છે !”

પ્રમદા બ્હાર દોડી ગઇ. મુખ્ય ઓરડાની એક ન્હાની બારી અંદર આવેલી હતી. પ્રમદા એ બારીને સહજ ઉઘાડી જોવા લાગી. તેણે જોયું કે, જેના તે વિચારો કરતી હતી—જેને તે શોધતી હતી તે જ રમણીય મૂર્ત્તિ તેની સ્હામે ઉભી રહી હતી. એકાગ્રદૃષ્ટિથી પ્રમદા એ મુખનું દર્શન કરવા લાગી. અતૃપ્ત ઇચ્છા અને અતૃપ્ત આકાંક્ષા સળગતા અગ્નિની માફક વિશેષ પ્રબળતાથી સળગી ઉઠી. પ્રવૃત્તિના તરંગોને અટકાવી નહિ શકાયાથી પ્રમદા એ પ્રવાહના જોરમાં તણાવા લાગી.

હવે ચંદ્ર પ્રમદાની પરિસ્થિતિથી જાણીતો હતો કે કેમ એ માટે સંદેહ હતો. તે રામચંદ્રને ચ્હાતો હોવાથી કોઈ કોઈ સમયે તેને મળવાને આવતો હતો. તે જ્યારે નિરાધાર સ્થિતિમાં પહેલ વહેલો ફત્તેહગઢમાં આવ્યો ત્યારે રામચંદ્રે જ તેને આશ્રય આપ્યો હતો. રામચંદ્ર મધુર વચનોથી ચંદ્રના દગ્ધ અંતરને સુશીતળ કરતો હતો.

પોતાના જીવનમાં ચંદ્ર આ ઉપકાર કદાપિ ભૂલી જાય તેમ નહોતો; આથી અવકાશ મળતાં જ ચંદ્ર રામચંદ્ર પાસે આવતો તથા તેને થોડું ઘણું દ્રવ્ય પણ આપતો.

આ સમયે પ્રમદાએ ચંદ્રના હાથ તરફ જોયું તો તેના હાથપર રાજનન્દિની પુષ્પાવતીની સુવર્ણમુદ્રિકા હતી. આવો દેખાવ જોવામાં આવતાં પ્રમદાનું સર્વાંગ રોમાંચિત થયું. તેનું મસ્તક ભ્રમિત થઇ ગયું. વિના વિલંબે તે રાજમહાલય તરફ ચાલી ગઇ.

## પ્રકરણ ૨૮ મું:—પ્રમદાનું સંગીત.

સંધ્યાકાળનો સમય હતો ભગવાન્ સૂર્યનારાયણ અદ્યાપિ પશ્ચિમાકાશમાં ડૂબી ગયા નહોતા. તેઓ પુષ્પાવતીના મનોહર મુખ તરફ જોઇ રહ્યા હતા. જાણે કે પશ્ચિમાકાશમાં ડૂબી જવાથી એ મનોહર મુખ જોઇ શકાશે નહિ એમ તેમને લાગતું હતું.

ઉદ્યાનમાં એક આરસ પત્થરના આસનપર બેસીને પુષ્પાવતી પુષ્પમાળા ગુંથતી હતી. તેની પાસે ઉષા ને લીલા પુષ્પો આપતી બેઠી હતી. હવે રાજકુમારી પ્રથમની માફક પુષ્પોને છિન્ન વિચ્છિન્ન નહિ કરી નાખતાં સુંદર પુષ્પમાળા તૈયાર કરતી હતી.

ઉદ્યાનના મધ્યભાગમાં એક હૉજ હતો. હૉજમાં પુષ્કળ જળ જોવામાં આવતું હતું.

માળા ગુંથાઇ રહ્યા પછી લીલાએ કહ્યું.—"બ્હેન! ક્યા ભાગ્યશાળી કંઠમાં આ માળા પહેરાવશો ?"

"તું ક્યાં નથી જાણતી કે પૂછે છે?" પુષ્પાવતીએ કહ્યું.

"પરંતુ પિતાજીની વાત યાદ છે કે?" લીલાએ સૂચન કર્યું.

આ વાક્યનો કશો ઉત્તર નહિ આપતાં પુષ્પાવતી આકાશ

તરફ જોઇ રહી.

લીલાવતીએ કહ્યું:—"જેમનું નામ સુદ્ધાં કોઇ જાણતું નથી તેમની સાથે ફત્તેહગઢ રાજનન્દિનીનો કદાપિ વિવાહ થઇ શકે તેમ નથી."

"લીલા! તું ભૂલે છે. પિતાજીનો એમના ઉપર અપાર પ્રેમ છે. વળી યુદ્ધભૂમિમાં તેમણે જે રણકૌશલ પ્રદર્શિત કર્યું છે તે ઉપરથી જ તેઓ કોઇ રાજવંશમાં જ જન્મ પામેલા હોવા જોઈએ એવી કલ્પના સહેલાઇથી કરી શકાય છે." રાજકુમારીએ કહ્યું.

"તમારું કહેવું સત્ય છે; પરંતુ કલ્પના જ્યાં સૂધી સત્ય ન ઠરે ત્યાં સૂધી તમારી મહત્વાકાંક્ષા ફળિભૂત થવી સર્વથા અસંભવ છે. પિતાજી તેમને ચ્હાય છે એ ખરું છે. તેઓ તેમના ગુણ જોઇ તેમને સેનાપતિ અગર મંત્રી બનાવે એ પણ સંભવિત છે; કિન્તુ રૂપ અને ગુણથી ભૂલી તેઓ કુળ વેચી શકાશે નહિ."

પુષ્પાવતી સમજી ગઇ કે લીલાનાં વચનો યથાર્થ છે: પરંતુ સમજવાથી શું? તેના હૃદયપર જાણે કે પહાડ તૂટી પડ્યો. તે નીચું જોઇ નિરુત્તર રહી.

ઉષા અને લીલા જાણતી હતી કે પુષ્પાવતી ચંદ્રને મેળવી શકે તેમ નથી. તેથી જો કોઈ પણ ઉપાયથી પુષ્પાવતીના હૃદયસિંહાસન-પર બિરાજેલી ચંદ્રની ઉજ્વળ દેવોપમમૂર્તિ ખસેડી શકાય તો જ રાજકુમારી અને રાજવંશનું મંગળ હતું; નહિ તો પ્રબળ પ્રવૃત્તિની તાડનાથી પુષ્પાવતી કયાં ખેંચાઇ જશે એ કોણ કહી શકે તેમ હતું?

પુષ્પાવતી ચિંતામગ્ન મુખે આસનપરથી ઉઠી ઉદ્યાનમાં ફરતાં ફરતાં વિચારવા લાગી:—"તેમણે પરિચય નહિ આપવાની પ્રતિજ્ઞા કરી છે. વળી પરિચય નહિ આપે તો તેમની સાથે પિતાજી મ્હારો વિવાહ કરશે નહિ જ. ત્યારે શું મ્હારા અંતરની આશા અને ઇચ્છા નિરાશાના સ્વરૂપમાં બદલાઇ જશે. મ્હારે જીવનપર્યંત પ્રેમની પ્રચંડ

ચિતામાં બળી રહેવું પડશે? હે પ્રભુ! તમે મ્હને રાજકન્યા શા માટે બનાવી?"

અસ્થિર ચિત્તે પુષ્પાવતી ઉદ્યાનમાં ફરવા લાગી. ક્વચિત્ તેના અંતરમાં એવી આશા ઉપજવા લાગી કે, "તેઓ ગુપ્તવેશમાં કોઇ રાજકુમાર જ હોવા જોઇએ. દ્રવ્યાભાવથી મુદ્રિકા આપી તેમણે એક પ્રકારની છળના જ કરી છે." પુનઃ તેણે વિચાર્યું:—"વળી જો તેઓ રાજપુત્ર હોય તો પણ તેમના પરિચયનું પ્રયોજન છે. હું કેવી રીતે જાણી શકું કે તેઓ કોણ છે?" કોણ મ્હને તેમનો પરિચય આપશે?

આ સમયે દૂરથી આવતા સંગીતધ્વનિએ તેના કર્ણમાં પ્રવેશ કર્યો. કોણ ગાય છે તે પુષ્પાવતી સાંભળવા લાગી:—

વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ!
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

પુષ્પાવતી જ્યાં ઉભી હતી ત્યાં જ ઉભી રહી. જે વ્યક્તિ સંગીત ગાતી હતી તે પુનઃ ગાવા લાગી.

રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વ્હાલાને વધાવું હુંય તેમ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

આ સમયે ગીતધ્વનિનું અનુસરણ કરીને પુષ્પાવતી પાછી ફરી. તેણે જોયું કે ઉષા અને લીલા પાસે બેસીને પ્રમદા આ સંગીત ગાતી હતી. રાજકુમારીને જોઇ પ્રમદાએ તેને પ્રણામ કર્યા. પ્રમદા ક્વચિત્ ક્વચિત્ રાજકુમારી પાસે આવતી હતી. રાજકુમારી પાસેથી કેટલીક વખત તેને વસ્ત્ર દ્રવ્યાદિ પણ મળતું હતું. અશક્ત સૈનિકની વિધવા કન્યા તરીકે રાજકુમારી તેના ઉપર દયાભાવ પણ રાખતી હતી.

રાજકુમારીને જોઇ પ્રમદાએ ગાન બંધ કર્યું. પુંષ્પાવતીએ કહ્યું:–
"ચૂપ કેમ થઇ ગઇ? ગાન પૂરું ગાને. ?"

પુનઃ પ્રમદા ગાવી લાગી:—

મંદિરે વગાડો સ્નેહઘંટડી રે લોલ,
ઘંટડીની તાને રાખું ધ્યાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.
ચાલો પૂજીએ પ્રેમદેવને રે લોલ,
એક બની ગાશું ઉરગાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.
આંસુ ઉભરાય મ્હારે અંતરે રે લોલ,
વ્હાલા વિના તે ઝીલે કોણ જો?
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.
કુસુમ કળી વેરાય ઉરની રે લોલ,–
વ્હાલા વિના રે ખીલવે કોણ જો?
વ્હાલા! પધારો મ્હારે મંદિર રે લોલ.
મંદિરે ચઢાવો અમરફૂલડાં રે લોલ,
ઉરમાં ભરીશ હું સુવાસ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.
આવો, ભૂલીને જગવાતડી રે લોલ;
હસિયે તે સ્નેહતણું હાસ જો!
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

—ખબરદાર.

સંગીત સમાપ્ત થયું. લીલાએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:—
"પ્રમદા! તું વિધવા છે; છતાં તને વળી આવી પ્રેમની અને વ્હાલાની લગની ક્યાંથી લાગી?"

આ વિનોદાત્મક પ્રશ્નનો કશો ઉત્તર લીલાએ આપ્યો નહિ. રાજકુમારીએ જોયું કે, પ્રમદાનાં નેત્રો સ્થિર, નાસિકા સ્ફીત અને ભ્રુકુટી કુંચિત થયેલી હતી. રાજકુમારીએ પૂછ્યું:—" પ્રમદા ! આ ગરબી તું ક્યાંથી શિખી ? "

" સ્વપ્નમાં મ્હને કોઈએ આ ગરબી શિખવાડી દીધી છે !" ઉત્તરમાં પ્રમદાએ ગંભીરતાથી કહ્યું.

" ત્હેં ક્યાં સ્વપ્ન જોયું હતું ? " પુષ્પાવતીએ પૂછ્યું.

" સેનાપતિના મકાનમાં. "

" તું ત્યાં જાય છે ? "

" હા, કોઈ કોઇ વખતે જઉં છું. "

" ત્હેં ત્યાં શું જોયું હતું ? "

" નજરે કાંઈ જોયું નથી. સ્વપ્નમાં જે કાંઈ જોયું છે—"

વચ્ચે જ પુષ્પાવતીએ ક્રોધસૂચક સ્વરે કહ્યું:—" સાચું કહે, નહિ તો હું અત્રે જ તને જીવતી ડાટી દઈશ. "

" રાજકુમારી, તમે તમારી ઇચ્છા થાય તેમ કરવા સમર્થ છો. હું જે કહું છું તે સત્ય જ કહું છું. સેનાપતિના મકાનના વાયુમાં એવો ગુણ છે કે જો તમે ત્યાં જઇને થોડો સમય ઉભાં રહેશો તો તમે પણ મ્હારા જેવું ગાન શિખી આવશો. " પ્રમદાએ કહ્યું.

" અહીંથી ચાલી જા. હવે તું કદાપિ મ્હારી પાસે આવીશ નહિ. " રોષાવેશમાં જ પુષ્પાવતીએ આજ્ઞાસૂચક સ્વરે કહ્યું.

પ્રમદાનું કાર્ય પૂર્ણ થયું હતું. ત્વરિતગતિથી તે ત્યાંથી ચાલી ગઇ.

——:+:——

## પ્રકરણ ૨૯ મું—ગુલજારની વિદાય.

વીર લૂંટારા મુબારકખાને શાહજાદી જોબેદીને પુનઃ પોતાને ત્યાં કેદ કરી રાખી હતી એ પ્રકાર વાચકબંધુઓથી અવિદિત નથી. આ પ્રકાર યથા સમયે શહેનશાહ ખલિફાના જાણવામાં પણ આવ્યો હતો; કિન્તુ અફસોસની વાર્ત્તા એ હતી કે, તેઓ ઘણી મહેનત કર્યા છતાં મુબારકખાનના ગુપ્ત નિવાસસ્થાનનો પત્તો મેળવી શકતા નહોતા.

મધ્યાન્હકાળનો સમય હોવા છતાં મુબારકનું નિવાસસ્થાન જમીનના અંદરના ભાગમાં આવેલું હોવાથી ત્યાં વિશેષ પ્રકાશ જોવામાં આવતો નહિ. શાહજાદી જોબેદીને મુબારકે એક એકાન્ત ઓરડામાં કેદ કરી રાખેલી હોવા છતાં તે તેને બીજી કોઇ રીતે દુઃખી કરતો નહિ. જોબેદી પોતાના દુર્ભાગ્યની ફિક્ર કરતી એ એકાન્ત ઓરડામાં એક આસનપર બેઠી હતી. ગુલજારને જોબેદી સાથે વાતચિત કરવાની મુબારકે પરવાનગી આપી હતી. જોબેદી પોતાના ઓરડામાં બેઠી બેઠી વિચારવા લાગીઃ—“ મુબારકે મ્હને દુઃખ દેવામાં બાકી રાખી નથી; માટે હવે હું પણ તેના સુખસ્વપ્નમાં પ્રચંડ દુઃખાગ્નિ સળગાવીને જ તેનાં કાર્યોનો બદલો લઇશ. આટલા દિવસ સુધી અત્રે રહીને હું એટલું તો ચોક્કસ સમજી શકી છું કે, મુબારક પોતાના ખરા જીગરથી ગુલજારને ચ્હાય છે; માટે ગુલજારદ્વારા જ હું મ્હારો હેતુ સિદ્ધ કરીશ. આ જોબેદીથી હજી મુબારક અજ્ઞાત હોય એમ જ હું ધારું છું. એક પ્રબળા જગતમાં કેવાં કેવાં કાર્યો કરી શકે છે તેનો હું તેને સંપૂર્ણ અનુભવ કરાવીશ. ”

જોબેદી પોતાના અંતર સાથે આવા વિચારો કરતી હતી એવામાં ગુલજાર તેનો ખોરાક લઇને આવી પહોંચી. તેણે જોબેદી

પાસે ખાદ્યપાત્ર મૂકીને પૂછ્યું:—"શાહજાદીસાહબા, તમે શાની ફિક્ર કરો છો ?"

"બ્હેન ! મ્હને તમારા કમનસીબ કિસ્મતની જ ફિક્ર થયા કરે છે. અફસોસની વાર્તા એ છે કે આ જગત્‌માં સત્ય પ્રેમ ભાગ્યે જ જોવામાં આવે છે." જોબેદીએ પોતાના પ્રપંચનો પ્રારંભ કર્યો,

"મ્હારા કિસ્મતને તમે કમનસીબ કેમ સમજો છો ? વીર મુબારકખાનની મેહરબાનીથી હું અહીં સર્વ પ્રકારે સુખી છું. તેઓ પોતાના જાન કરતાં પણ મ્હને વિશેષ ચ્હાય છે. હું પાણી માગું છું તો તેઓ દૂધ હાજર કરે છે." ગુલજારે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું.

"બ્હેન, તમે ભૂલો છો. પુરુષોના અંતઃકરણને ઓળખવાનું કાર્ય ઘણું મુશ્કિલ છે. પુરુષોમાં એકનિષ્ઠ અનુરાગ ક્વચિત્ જ જોવામાં આવે છે. તેઓ રૂપના જ પૂજારી હોય છે. સુંદરતા જ તેમના અંતરનું આકર્ષણ છે. ભોગી ભ્રમર વિવિધ પુષ્પોની સુગંધ હરી લઇ જેવી રીતે સ્વેચ્છાથી વિહાર કરે છે તેવું જ વર્ત્તન પુરુષોનું હોય છે." શાહજાદી જોબેદીએ કહ્યું.

"ના ના—સઘળા પુરુષો કાંઇ સમાન હોતા નથી. શાહજાદી-સાહબા ! તમે કહ્યાં એ વચનો સાથે મ્હારા કિસ્મતનો શો સંબંધ છે ? તમારાં આ વચનોનું તારતમ્ય હું સમજી શકતી નથી. પુરુષોની પ્રકૃતિ ગમે તેવી હોય તેની સાથે મ્હારા જેવી કુમારિકાને કાંઇ સંબંધ નથી." ગુલજારે સત્ય હકીકત જાણવાના ઉદ્દેશથી કહ્યું.

"હજી સૂધી તમારું લગ્ન કિંવા શાદી થઈ નથી તેથી જ તમારું ભાવિ જીવન દુઃખમય ન બની જાય એવા હેતુથી જ હું તમને આમ કહું છું. આટલા દિવસ હું અત્રે રહીને એમ સમજી શકી છું કે, મુબારકની ઇચ્છા તમારી સાથે શાદી કરવાની હોવી જોઇએ. એ સિવાય

તમને તે કદાપિ આટલી બધી સ્વતંત્રતા આપે એ સંભવિત નથી.” જોબેદીએ મૂળ વાત કાઢી.

“ધારો કે મુબારક મ્હને ચ્હાતા હશે તેથી શું થઇ ગયું ? તેઓ કાંઈ બળાત્કારે મ્હારી સાથે શાદી કરી શકે તેમ નથી. વળી મુબારકનો પ્રેમ આંતરિક નહિ કિન્તુ કૃત્રિમ છે એમ તમે શા ઉપરથી કહી શકો છો ?” ગુલજારે પૂછ્યું.

“ગુલજારબીબી, જે મુબારક તમને જાનોજીગરથી ચ્હાય છે—જે મુબારક તમે પાણી માગો છો ને દૂધ હાજર કરે છે તે જ મુબારક મ્હારા સૌન્દર્યથી આકર્ષાયો છે. મ્હારી સાથે સંભોગ કરવાની તેની મહત્વકાંક્ષા છે. શું આ વાર્ત્તા તમે સત્ય નથી માની શકતાં ? પોતાની મહત્વાકાંક્ષા ફળિભૂત કરવાને જ તેણે મ્હને પુનઃ કેદ કરી રાખી છે.” જોબેદીએ કહ્યું.

“શાહજાદીસાહબા, તમારાં વચનો ઉપર હું વિશ્વાસ મૂકી શકતી નથી. લોકો મુબારકને નીચ સ્વભાવના ધારે છે; પરંતુ મ્હને તો એથી ઉલટો જ અનુભવ થયો છે. મુબારકખાન એક લૂંટારા હોવા છતાં તેઓ ઉદાર, પરોપકારી અને દયાળુ પુરુષ છે; છતાં એટલું તો ખરું છે કે, શત્રુની પાયમાલી અને ખાના ખરાબી કરવામાં તેઓ કદાપિ પાછી પ્હાની કરતા નથી. તમારા પિતા—મક્કાધિપતિ ખલિફા તેમના કટ્ટા દુશ્મન હોવાથી જ તેમણે પુનઃ તમને કેદ કરી રાખ્યાં છે.” ગુલજારે કહ્યું.

“ના ના—તમે મ્હારાં વચનો ઉપર વિશ્વાસ મૂકતાં નથી; પરંતુ તમને ખાત્રી કરી આપવા માટે મ્હારી પાસે સબળ પ્રમાણ છે. મ્હારા પિતાની સાથે મુબારકખાનની દુશ્મનાવટ છે એ વાર્ત્તા હું કબૂલ કરું છું; પરંતુ માત્ર એ કારણને લીધે જ તેમણે મ્હને અત્રે કેદ કરી રાખી નથી. મ્હારી સાથે રંગવિલાસ ભોગવવાની

મહત્વાકાંક્ષાથી જ તેમણે મ્હને કેદ કરી રાખી છે. આ સંબંધી તેમણે મ્હને પહેલાં જે એક પ્રેમપત્ર લખ્યો હતો તે મ્હારી પાસે જ છે. તમારા સંશયને દૂર કરવાના ઉદ્દેશથી હું એ પ્રેમપત્ર તમને બતાવું છું."

આમ કહીને જોએદીએ એક લાલરંગનો પત્ર બ્હાર કાઢી ગુલજારના હાથમાં આપ્યો. આ પત્રની હકીકત પહેલા ભાગમાં આપેલી હોવાથી આ સ્થળે તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી.

ગુલજાર ઉત્સુકતાથી એ પત્ર વાંચવા લાગી. પત્ર વાંચતાં વાંચતાં તેના વદનમંડળનો ભાવ બદલાઈ ગયો. મુબારકના પ્રેમ માટે તેના અંતરમાં પ્રબળ આશંકા ઉપજી. પત્ર વાંચી રહ્યા પછી તેણે જોએદીને પૂછ્યું:—"શાહજાદીસાહબા, તમે આજે મ્હારો ભ્રમ દૂર કર્યો છે. મુબારકખાનને હું આવા ચરિત્રભ્રષ્ટ સમજતી નહોતી; તેમના ચરિત્ર માટે આજ સુધી મ્હને માન હતું." ગુલજારનાં આ વચનોમાં ઘણી જ કરુણા સમાયલી હતી.

જોએદી અલ્પકાળમાં જ સમજી ગઈ કે, ગુલજાર મુબારકખાનને ચ્હાતી જ હોવી જોઇએ; નહિ તો મુબારકના દુશ્ચરિત્રની હકીકત સાંભળી તે શા માટે દુઃખી થાય ?

વાતચિત કરતાં કરતાં જોએદીએ પોતાના ખાણાને ઇન્સાફ આપી દીધો. પછી ગુલજાર ત્યાંથી મુબારકના એકાન્ત બેઠકખાના તરફ ચાલી ગઈ. આ સમયે મુબારક એકાગ્રચિત્તે એક પત્ર લખતો બેઠો હતો. ગુલજારને પોતાની પાસે આવેલી જોઇને તેણે એ પત્રને ત્યાં જ છુપાવી દીધો. ગુલજારનું આરક્તિમ મુખમંડળ જોઈ મુબારક આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયો. તેણે પૂછ્યું:—"ગુલજાર ! આજે ક્રોધાવેશમાં કેમ જણાય છે ?"

"હવે તમારે મ્હને એક પણ પ્રશ્ન પૂછવાની જરૂર નથી.

તમારા ચરિત્રની સઘળી હકીકત મ્હારા જાણવામાં આવી ગઈ છે. જેને હું અમૃત સમજતી હતી તેમાં જ મ્હેં હળાહળનું દર્શન કર્યું છે." ગુલજારે કિંચિત્ રોષસૂચક સ્વરે કહ્યું.

" જાનોજીગર, હું સત્ય જ કહું છું કે, ત્હારા અંતરમાં ભ્રમ ઉપજ્યો છે. બદમાશ સમશેરજંગે જ તને કોઈ ખોટી વાર્ત્તા સમજાવેલી હોવી જોઇએ. "

" હા હા—આખું જગત્ ખોટું અને તમે એકલા જ સાચા ! હવે મ્હારા પ્રત્યે કૃપા કરીને કૃત્રિમ પ્રેમ પ્રદર્શિત ન કરશો તમારા પ્રેમનો મ્હને પૂર્ણ પરિચય થઇ ગયો છે. વળી હું તમને એટલું પણ કહી રાખું છું કે, મ્હારો પ્રેમ પ્રાપ્ત કરવાની આશાને હવે તમે ત-મારા અંતરમાંથી દૂર કરજો. નિષ્ઠુર પુરુષો પ્રેમને પિછાની શકે તેમ નથી જ. ભોગી ભ્રમરોનો વિશ્વાસ રાખનારની જગત્માં મૂર્ખ ત-રીકે જ ગણના થાય છે. " ગુલજારે ઉત્તેજિત સ્થિતિમાં કહ્યું.

" ગુલજાર, જો તું મ્હારા પ્રેમને કૃત્રિમ સમજતી હોય તો આ હૃદય ચીરી જો, એમાં ત્હારી જ પ્રેમપ્રતિમા સ્થાપિત થયેલી છે. તું આ મુબારકની શાન્તિ, આરામ અને સુખ છે. " મુબારકે ગુલજારનો ભ્રમ દૂર કરવાના ઉદ્દેશથી કહ્યું.

" હજી પણ શા માટે મ્હને છેતરો છો ? તમારા જેવા એક દુશ્ચરિત્ર લૂંટારાની બીબી બનવાની મ્હારી ઇચ્છા નથી. આજ સુધી તમે કૃપાભાવે મ્હને આશ્રય આપ્યો છે એ માટે હું તમારો ઉપકાર માનું છું; પરંતુ હવે હું તમારા આશ્રયમાં રહેવાને ઇચ્છતી નથી. કૃપા કરી તમે મ્હને મ્હારી ઇચ્છામાં આવે ત્યાં જવાની ને રજા આપો." વિરક્તિસૂચક સ્વરે ગુલજારે કહ્યું.

" ગુલજાર—ગુલજાર, અંતે શું તું મ્હને દુઃખી કરવાને ઇચ્છે છે ? તું જાણે છે કે, આ મુબારકથી કોઇપણ વસ્તુ અસાધ્ય નથી;

પરંતુ તું મ્હારી પ્રેમપ્રતિમા છે—ત્હારા ઉપર હું બળાત્કાર કરી શકું તેમ નથી. જ્યારે તું મ્હારી પાસે રહેવાને નારાજ હોય તો તું ત્હારી ઇચ્છા હોય ત્યાં બેલાજક જા. મ્હારો ત્હારા પ્રત્યે કેવો પ્રેમ છે એ એક માત્ર ખુદા જ જાણે છે; છતાં જ્યારે તું મ્હારા આશ્રયનો ત્યાગ કરીને ચાલી જાય છે ત્યારે ત્હારે એક પ્રતિજ્ઞા કરવી પડશે." મુબારકે દીનતાથી કહ્યું.

"શી પ્રતિજ્ઞા ?" ગુલજારે ઉત્સુકતાથી પૂછ્યું.

"એ જ કે ત્હારે મ્હારા આ ગુપ્ત નિવાસસ્થાનનો પત્તો કોઇને પણ આપવો નહિ. ત્હારા જીવનનિર્વાહને માટે ત્હારે જેટલું દ્રવ્ય જોઇતું હોય તેટલું આપવાને હું તૈયાર છું."

"મ્હારે હવે તમારું દ્રવ્ય જોઇતું નથી. ખુદાની આ દુનિયામાં કોઇ ક્ષુધાની વ્યથા અનુભવતું નથી. હું તમારો પત્તો કોઇને આપીશ નહિ. તમારું અનિષ્ટ કરવાની મ્હારી ઇચ્છા નથી." આવો ઉત્તર આપી મુબારકની વિદાય લઇ ગુલજાર તેના આશ્રયનો ત્યાગ કરી ચાલી ગઇ. આ સમયે મુબારકનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું હતું. તે પોતાના બેઠકખાનામાં બેઠો બેઠો એક ગજલ ગાવા લાગ્યો.

લગાડી પ્રેમની લગની, પ્રિયા શું દૂર થાયે છે ?
હૃદય સાથે હૃદય જોડી, પ્રિયા શું દૂર થાયે છે ?
કરીને યાદ હે પ્રમદા, દિવસ ને રાત હું રોતો;
નથી કંઇ ચેન દુનિયામાં, હૃદય બળી ખાક થાયે છે.
રસિકા ને નવેલી તું, હૃદયનો હાર મ્હારો છે;
પ્રિયા દિલજાન ઓ વ્હાલી, મુબારક પ્રાણ ત્હારો છે.
બનાવ્યો ઇશ્કનો બંદો, બીજો સૂઝે નહિ ધંધો;
છતી આંખે થયો અંધો, અજબ વ્યવહાર ત્હારો છે.
સૂતાં કે બેસતાં ઉઠતાં, સુરત ત્હારી ન ભૂલાતી;

સ્મરણમાં સ્નેહમૂર્ત્તિનો, અમારો તો ઈજારો છે.
થયા પ્રેમી થયા દિલબર, અમે આશક બન્યા ત્હારા;
અજબ છે ડંખ પ્રીતિના, પ્રીતિનો માર્ગ ન્યારો છે.
ફરું મદમસ્ત થઇને હું, કરું પોકાર આલમમાં;
ડૂબું છું હાય દરિયામાં, કહોને ક્યાં કિનારો છે ?
જીગરને રોજ મળવા દે, સુરત દીદાર જોવા દે;
હૃદયનું દુઃખ ધોવા દે, ચકોરી ચંદ્ર ત્હારો છે.
ભૂલાશે ના કદાપિ એ, પ્રીતિને વ્હાલની વાતો;
રડીને કાઢવી રાતો, હવે આ દર્દી ત્હારો છે.

આવી રીતે શોકસંગીત ગાતો ગાતો સજળ નયને મુબારક પોતાના બેઠકખાનામાં જ બેસી રહ્યો.

## પ્રકરણ ૩૦ મું.—પ્રેમોન્માદિની.

વસન્તપંચમીના વીરોત્સવમાં ચંદ્ર જ વીરશ્રેષ્ઠ નિવડયો હતો, તેથી તેને સર્વત્ર ઘણું સંમાન મળતું હતું. દિવસે દિવસે તેની કીર્ત્તિનો સર્વત્ર વિસ્તાર થતો હતો.

જ્યારે પ્રમદા સંગીત ગાઇને ઉદ્યાનમાંથી રાજનન્દિની પુષ્પાવતી પાસેથી ચાલી ગઇ ત્યારે સંધ્યાકાળ થયો હતો; છતાં અદ્યાપિ વસુંધરા ઉપર સંપૂર્ણ અંધકારનો વિસ્તાર થયો નહોતો. લીલા પ્રમદાનું ગાન સાંભળી સંતુષ્ટ થઇ હતી. લીલા સમજી ગઈ હતી કે જે ઇંધનને તે એકત્ર કરતી હતી તેમાં પ્રમદાએ અગ્નિ સળગાવી દીધો હતો. એ અગ્નિમાં ફુંક મારવાના ઉદ્દેશથી લીલાએ કહ્યું:—“ ઉષા, એ છોકરીની સ્પર્ધા તો જો ! રાજકુમારી પાસે આવીને તે આવું સ્નેહસંગીત શા માટે ગાઈ ગઇ હશે ? આપણે પણ કેટલીક વાત

રાજનન્દિનીથી છુપાવી રાખતાં નથી ?"

પુષ્પાવતી પાસે જ ઉભી રહી હતી. લીલાનું આ વાક્ય તેના સાંભળવામાં આવ્યું. આ વાક્ય પુષ્પાવતીને સંભળાવવાના હેતુથી જ લીલા બોલી હતી; કિન્તુ આ સામાન્ય વાક્યથી પુષ્પાવતીના હૃદયમાં ગંભીર પરિવર્ત્તન થશે એમ લીલા જાણતી નહોતી. પુષ્પાવતીએ ક્રોધવશ થઇને લીલાને પૂછ્યું:—" લીલા, ત્હેં મ્હારાથી શી વાત છુપાવી છે ? "

રાજનન્દિનીનો મુખભાવ જોઇને લીલા ભયભીત બની ગઈ. તેણે રાજનન્દિનીના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. પુષ્પાવતીએ ઉષા પાસે જઇને ક્રોધકર્કશ સ્વરે કહ્યું:—" ઉષા ! મ્હારા પ્રશ્નનો ઉત્તર ત્હારે આપવો છે કે નહિ ? "

ઉષાએ પણ ભયભીત બની જઈ ઘણા જ નમ્ર સ્વરે કહ્યું:— " બ્હેન ! અમે ખરું ખોટું જાણતાં નથી. માત્ર અમે તો કેટલીક વાત સાંભળી છે. "

પુષ્પાવતીએ પૂછ્યું:—" શું સાંભળ્યું છે તે કહે જોઇએ ? "

ઉત્તર આપવાને બદલે ઉષા રુદન કરવા લાગી. પુષ્પાવતી રોષમાં ને રોષમાં જ ઉદ્યાનમાં ફરવા લાગી. લીલા પોતાના મનમાં એમ વિચારતી હતી કે, " મ્હેં ઘણું ખોટું કાર્ય કર્યું છે; પરંતુ હવે કરવું શું ? રાજકુમારીએ પણ ક્યાં સારું કાર્ય કર્યું છે ? જેને કોઇ જાણતું નથી—ઓળખતું નથી—તેને છુપી રીતે ચ્હાવું એ શું રાજકુમારીને માટે યોગ્ય છે કે ? વળી જે દુષ્પ્રાપ્ય છે તેને પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા રાજકુમારી શા માટે રાખે છે ? "

આ સમયે પુષ્પાવતીએ લીલાને બોલાવી. લીલા પાસે ગઇ એટલે પુષ્પાવતીએ તેને કહ્યું:—" ઘોડા તૈયાર કરવાનો હુકમ કરી દે. હું ફરવા જવાની છું—ત્હારે પણ મ્હારી સાથે આવવાનું છે. "

ચાંદની રાત્રે રાજકુમારી ઘોડેસ્વાર થઇ નગરમાં ફરતી હતી. તે પોતાનાં માતા પિતાની લાડકવાયી પુત્રી હોવાથી તેને તેની ઇચ્છા વિરુદ્ધ કોઈ કાંઇ કહેતું નહિ. આમ હોવાથી પુષ્પાવતી સ્વાધીન સ્વભાવની થઇ ગઇ હતી.

લીલાએ નમ્ર સ્વરે કહ્યું:—" અંધકારમયી રાત્રે ફરવા જવું એ જોખમ ભરેલું નથી કે ? "

રાજકુમારીએ વિશેષ રોષે ભરાઇને કહ્યું:—" હું ત્હારો અભિપ્રાય પૂછતી નથી. "

લીલાએ આ વાત એક વખત મહારાણીને જણાવવાનો વિચાર કર્યો; પરંતુ વળી પાછી રાજનન્દિની એથી વિશેષ રોષે ભરાશે એમ વિચારી તેણે એમ કરવું વ્યાજબી ધાર્યું નહિ. લીલા સત્વર ત્યાંથી અશ્વશાળા તરફ ચાલી ગઈ.

આજે કૃષ્ણાચતુર્દશી હતી. વસુંધરા ઉપર ગાઢ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું હતું. પ્રકૃતિ સ્તબ્ધ અને સ્થિર હતી. ઉદ્યાનમાં એક પણ દીપક નહોતો. ચોતરફ અંધકાર જોવામાં આવતો હતો. પુષ્પ, વૃક્ષ, મનુષ્ય વગેરેમાંનું કાંઇ પણ જોઇ શકાતું નહોતું. આવા ગાઢ અંધકારમાં પુષ્પાવતી બગીચામાં ફર્યા કરતી હતી. વૃક્ષોનાં પાંદડાંઓ, પશુ પક્ષીઓ સર્વ ઠંડીથી કંપતાં હતાં; કિન્તુ પુષ્પાવતીને બિલકુલ ઠંડી લાગતી નહોતી. તેના હૃદયમાં તો પ્રચંડ અગ્નિ સળગી રહ્યો હતો.

લીલા અશ્વ લઇ આવી એટલે પુષ્પાવતીએ અશ્વારુઢા થઇ અશ્વને દોડાવ્યો. અંધકારનો ભેદ કરી અશ્વ પૂર્ણ વેગથી આગળ વધવા લાગ્યો. લીલા પણ પાછળ પાછળ જવા લાગી. અલ્પકાળમાં જ ઉદ્યાનમાંથી બ્હાર નીકળી તેઓ પ્રકાશિત રાજમાર્ગ ઉપર જઇ પહોંચ્યાં.

અમે જણાવી ગયા છીએ કે, નગરની ઉત્તર તરફ રાજમહાલય

આવેલો હતો. પાંસેના રાજમાર્ગ ઉપર સંધ્યાકાળ પછી લોકોનો વિ-શેષ અવર જવર જોવામાં આવતો નહિ. વચ્ચે વચ્ચે એક બે પહેરે-ગીરો અગર તો બે ચાર પથિકો જતા આવતા જોવામાં આવતા હતા. એટલામાં કોઈની દુકાન કે મકાન નહોતું. વિસ્તિર્ણ રાજમાર્ગ દીપ-માળાઓથી સુશોભિત દેખાતો હતો. ત્યાં જતાં જ રાજકુમારી એક અડચણમાં પડી.

અડચણકર્ત્તા જયન્તકુમાર હતો. તેણે રાજમહાલયમાંથી બ્હાર નીકળતાં જ રાજમાર્ગ ઉપર બે રમણીઓને ઘોડેસ્વાર થઈ રાજમહાલય તરફ જતી જોઇ. અશ્વ સમીપ આવતાં જ જયન્તકુમાર રાજકુમારીને ઓળખી શકયો. તથા માર્ગ રોકીને ઉચ્ચસ્વરે તેણે કહ્યું:—" રાજ-નન્દિનિ ! મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપજો. મ્હારે મ્હારું કર્ત્તવ્ય વિચારીને જ તમારો માર્ગ રોકવો પડયો છે ! "

પુષ્પાવતીએ અશ્વને ઉભો રાખી ઉત્તેજિત સ્વરે પૂછ્યું:—" તમારું કર્ત્તવ્ય શું છે ? "

આ સ્વર સાંભળી જયન્તકુમાર ચમકી ઉઠયો. તે સમજી ગયો કે, માર્ગ રોકવાથી પુષ્પાવતી ક્રોધે ભરાઇ છે. નમ્રતાથી જયન્તકુ-મારે ઉત્તર આપ્યો:—" રાત્રિના સમયે રાજમાર્ગ ઉપર ત્વરિતગતિથી અશ્વ દોડાવતાં સંકટમાં ફસાઈ પડવાની સંભાવના છે. "

રાજનન્દિનીએ ઉત્તર આપ્યો:—" જેઓ નામર્દ છે, અશ્વને સંયમમાં રાખવાને અસમર્થ છે તેઓ જ અશ્વને ત્વરિતગતિથી ચ-લાવતાં સંકટની આશંકા રાખે છે. "

જયન્તકુમારનું મુખમંડળ લાલચોળ બની ગયું. સહજ ધ્રૂજતા સ્વરે તેણે કહ્યું:—" જેઓ આત્મસંયમમાં અસમર્થ હોય છે તેઓ પણ અશ્વને સંયમમાં રાખવામાં અસમર્થ નિવડે છે. "

આ સમયે સળગતા અગ્નિમાં વાયુનો સંયોગ ગયો. ક્રોધથી

રુંધાઇ ગયેલા કંઠે પુષ્પાવતીએ ઉત્તર આપ્યો:—"સંયમધર્મના તમે જ સુયોગ્ય શિક્ષાદાતા છો. યવનો સાથેના યુદ્ધમાં શત્રુઓની સ્હામે તલ્વારને મ્યાનમાં જ રહેવા દઈ તમે સંયમવ્રતનું સંપૂર્ણ દર્શન કરાવ્યું છે !"

આ વ્યંગ તિરસ્કાર જયન્તકુમાર સહન કરી શક્યો નહિ. તે માર્ગ છોડી દૂર ખસી જઇને ઉભો રહ્યો. પુષ્પાવતીએ પોતાના અશ્વને અગ્રેસર કર્યો; કિન્તુ ક્ષણુ માત્રમાં પુનઃ જયન્તકુમારની પાસે આવીને પુષ્પાવતી એકાગ્રદૃષ્ટિથી તેના વદનમંડળ તરફ જોઈ રહી. થોડા સમય પછી પુષ્પાવતીએ કહ્યું:—"જયન્તકુમાર ! ભાઈ! મ્હને મ્હારાં વચનોની ક્ષમા આપો. તમારા અંતરને દુઃખી કરતાં મ્હારૂં અંતર પણુ દુઃખી થાય છે."

જયન્તકુમારનું વીર હૃદય કંપી ઉઠયું. તેનો કંઠ રુંધાઇ ગયો. તે એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારી શક્યો:નહિ. તે પુષ્પાવતીની અપ્સરાતુલ્ય મૂર્ત્તિ તરફ સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યો. રાજમાર્ગ ઉપરના સઘળા દીપકો પણુ જાણે કે ધૂજતા ધ્રૂજતા પુષ્પાવતીના વદનમંડળ તરફ જોઇ રહ્યા. એ અસંખ્ય દીપકોના પ્રકાશને મ્લાન કરી નાખી, એ અંધકારમયી રાત્રિને જયોતિર્મયી બનાવી દઇ, જયારે પુષ્પાવતી રાજરાજેશ્વરીની માફક જયન્તકુમારની સ્હામે ઉભી રહી ત્યારે જયન્તકુમારે વિચાર્યું:—"આવું સૌન્દર્ય સમસ્ત જગત્‌માં કોઇ પણુ સ્થળે મ્હેં જોયું નથી. જો કોઈ પણુ સ્થળે દેવલોક હોય તો ત્યાંની સૌન્દર્યસમષ્ટિ આટલી બધી સુંદર હશે કે કેમ એ હું કહી શકતો કિંવા વિચારી શકતો નથી. શું આ પ્રચંડ અગ્નિમાં હું બળીને ખાકસાર નહિ થઇ શકું ? હું આ રૂપસમુદ્રમાં ડૂબીને મરી શકીશ નહિ ? સંસાર અને પૃથિવીનો વિનાશ થઇ જાઓ. ધર્મ અને સ્વર્ગ ભસ્મીભૂત થઇ જાઓ, માન તેમ જ ગૌરવ રસાતળમાં પહોંચી જાઓ; હું તો આ અનલ-

રાશી હૃદયમાં ધારણ કરી રાખી જીવનપર્યંત રૂપની ઉપાસના કરીશ."

કાંઈ ઉત્તર નહિ મળ્યાથી પુષ્પાવતીએ પુનઃ કહ્યું:—" જયન્તકુમાર ! મ્હને ભગિની સમજીને તમે મ્હારા અપરાધની ક્ષમા આપો. અદ્યાપિ હું રસનાને સંયમમાં રાખતાં શિખી નથી. સર્વ સમયે હું મ્હારા અંતરની વાર્ત્તા બરાબર જણાવી શકતી નથી. જે બોલવાની મ્હારી ઇચ્છા હોતી નથી તે મ્હારાથી બોલાઇ જવાય છે. તમે મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપશો કે ?"

જયન્તકુમારે કહ્યું:—" રાજકુમારિ ! તમારી નમ્રતાનું દર્શન થતાં હૃદય ફાટી જાય છે; કિન્તુ તમારી નમ્રતા પણ કેવી સુંદર છે ! પુનઃ એક વખત સ્નેહસૂચક સ્વરે મ્હને ભાઇ કહીને બોલાવો અને ક્ષમાયાચના કરો. એક વખત મ્હને મ્હારા અપ્રાપ્ય રાજ્યના સ્વપ્નનું દર્શન કરાવો."

પુષ્પાવતીએ કહ્યું:—" હજી પણ તમે એ સઘળી હકીકત ભૂલી શક્યા નથી ? હું તમારી કોણ છું કે હજી પણ મ્હારા ઉપર આટલો બધો પ્રેમ રાખો છો ?"

જયન્તકુમારે ગર્જના કરીને કહ્યું:—" રાજનન્દિનિ ! તમે મ્હારાં કોણ છો એ હજી સૂધી પણ તમે જાણતાં નથી કે શું ? તમે મ્હારી સાધના, સ્વર્ગ તેમ જ ઈશ્વર છો. હું તમને ભૂલી જઉં ? ના ના—કાળાંતરે પણ હું તમને ભૂલી શકીશ નહિ. તમારા વિચારોથી હું વિશ્વસંસારને ભૂલી ગયો છું. સુખ, ઇચ્છા, ભોગ, આશા આદિનો મ્હેં ત્યાગ કર્યો છે. હૃદયના એકાન્ત સિંહાસન ઉપર તમારી દેવીમૂર્ત્તિની સ્થાપના કરીને હું કોઇ પણ જાણે નહિ તેવી રીતે રાત્રિ દિવસ તમારી ઉપાસના કર્યાં કરું છું. હું મરી જઈશ તો પણ મ્હારી એ ઉપાસનાનું કાર્ય અટકશે નહિ. દેહાન્ત પછી મ્હારા અસ્થિ પંજરનાં ખાકસાર થઇ ગયેલાં ચિહ્નો ધૂળ જેવાં બની જઇ

જ્યારે તમને ઘેરી રાખશો ત્યારે તમે જોઇ શકશો કે, એ ધૂળનું પ્રત્યેક રજકણ તમારી ઉપાસના કર્યા કરે છે !"

જયન્તકુમારથી વિશેષ બોલી શકાયું નહિ—તેનો કંઠ રુંધાઇ જવા લાગ્યો. રાજકુમારી પણ કાંઈ બોલી નહિ. ક્ષણકાળને માટે બન્ને જણાં શાન્ત રહ્યાં. લીલા થોડે દૂર ઉભી રહી આ સઘળો પ્રકાર જોઈ રહી હતી; કિન્તુ તે કશી વાતચિત સાંભળી શક્તી નહોતી; છતાં બન્ને જણાંના હાવભાવ જોઈ, તે બન્ને જણાંની વાતચિતનો પોતાના અંતરમાં ખ્યાલ કરી શક્તી હતી.

અંતરના આવેગનું થોડા ઘણા અંશે દમન કરીને જયન્તકુમારે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"એક વાત અન્ય સમયે કહેવાને તમે કબૂલ થયેલાં છો, એ વાત હમણાં કહેશો કે ?"

પુષ્પાવતીએ પૂછ્યું:—"શી વાત ?"

જયન્તકુમારે કહ્યું:—"તે દિવસે જયદેવીના મંદિરમાં મ્હને થોડી આશા આપ્યા પછી મ્હને 'અસંભવ' કહીને તમે નિરાશ કર્યો હતો એ વાર્તા તમારા સ્મરણમાં નથી કે, રાજકુમારિ ?"

પુષ્પાવતી:—હમણાં એ વાર્ત્તા મ્હારા સ્મરણમાં આવી છે; કિન્તુ મ્હેં કદાપિ તમને બિલ્કુલ આશા આપી નથી. વળી એવી આશા આપી શકાય તેમ પણ નથી.

"કેમ આપી શકાય તેમ નથી તેનું કારણ જ હું પૂછું છું." જયન્તકુમારે કહ્યું.

"તમે શા માટે એ વાર્ત્તા જાણવાની ઇચ્છા રાખો છો ? એથી તમારો અંતરાત્મા દુઃખી થશે. તમે કદાપિ તમારા અંતરમા મ્હારો વિચાર સુદ્ધાં કરશો નહિ. મ્હને પરસ્ત્રી સમજી મ્હારા તરફ તમે ભગિનીભાવ સિવાય બીજા ભાવથી જોશો નહિ."

જયન્તકુમારે વિસ્મિત બની જઇને પૂછ્યું:—"તમે પરસ્ત્રી છો ?"

પુષ્પાવતીએ ઉત્તર આપ્યો:—"હા, ધર્મતઃ હું પરસ્ત્રી જ છું."

રાત્રિના સમયે એકાન્ત–નિર્જન માર્ગ ઉપર વાઘની ભયંકર ગર્જના સાંભળવામાં આવતાં નિરાશ્રય પથિકના મનમાં જેવા ભયનો સંચાર થાય તેવા જ ભયનો સંચાર રાજકુમારીનો ઉત્તર સાંભળી જયન્તકુમારનાં મનમાં થયો. તેનું હૃદય સ્તબ્ધ બની ગયું. તે આકાશ તરફ જોઇ રહ્યો. પુષ્પાવતી પોતાના ભાગ્ય કરતાં પણ કઠિન હૃદયની હોય એવો તેને ભાસ થયો. તેનો પ્રાણ કંપી ઉઠયો. ભયથી તેણે પોતાનાં બન્ને નેત્રો મીંચી દીધાં.

પુષ્પાવતીએ કોમળકંઠે કહ્યું:—"જયન્તકુમાર !"

આ કોમળ સંબોધનથી જયન્તકુમારનાં ચેતનાશૂન્ય–દૃષ્ટિશૂન્ય નેત્રોમાં પુનઃ પ્રાણ આવ્યો. તેના વ્યથિત હૃદયની જડતા દૂર થઇ ગઇ.

જયન્તકુમારના મનને પ્રફુલ્લિત કરવાના અભિપ્રાયથી રાજનન્દિનીએ બીજી કેટલીક વાતચિત કર્યા પછી તારાનો પ્રસંગ ઉપસ્થિત કર્યો.. જયન્તનાં નેત્રોમાં સહજ ઉત્સાહ અને સજીવતા વિકસિત થયાં. પુષ્પાવતીએ કહ્યું:—"તારા જાણે કે સ્વર્ગની છબી છે. એવી સરળપ્રાણા બાળિકા મ્હેં બીજી એક પણ જોઇ નથી; પરંતુ તમે હજી સૂધી તેનો વિવાહ કેમ નથી કરતા ?"

જયન્તકુમાર:—તેના વિવાહની વ્યવસ્થા મ્હેં ચોક્કસ કરી હતી; કિન્તુ વિવાહ થયો નહિ.

પુષ્પાવતી:—કેમ ન થયો ?

જયન્તકુમાર:—એ સંબંધમાં પિતાશ્રી નારાજ હતા.

પુષ્પાવતી:—નારાજીનું કાંઇ કારણ ?

જયન્તકુમાર:—પાત્રનું નામ અને વંશ આદિ સર્વ અજ્ઞાત હતું. કુળનો પરિચય પ્રાપ્ત કર્યા સિવાય પિતાની વિવાહ કરવાની ઇચ્છા નથી.

સંધળી હકીકત પુષ્પાવતી સ્પષ્ટતાથી સમજી શકી; છતાં રુદ્ધ-શ્વાસે તેણે પૂછ્યું:—" પાત્ર કોણ હતું ?"

જયન્તે ઉત્તર આપ્યો:—" સમસ્ત રાજસ્થાનમાં પોતાના વીરત્વ-થી કીર્ત્તિશાળી થયેલા ચંદ્રસિંહ."

આ સમયે વિદ્યુદ્વેગથી પુષ્પાવતીએ ફરી જઇને પોતાનો અશ્વ દોડાવ્યો. લીલા પણ તેની પાછળ પાછળ જવા લાગી. થોડા સમયમાં જ બન્ને જણીઓ નગરની પશ્ચિમે જઈ પહોંચી. ત્યાં જ ફત્તેહગઢના સેનાપતિનો વિશાળ મહેલ આવેલો હતો. ભીષણ અંધકારમાં એ મહેલ ઘણો વિકટ જોવામાં આવતો હતો. આસપાસમાં બીજું કોઇ રહેતું નહિ. મહેલની કેટલીક બારીઓ બંધ હતી. કેટલીક બારીઓમાંથી નીકળતો ઉજ્વળ પ્રકાશ, આકાશને તેજસ્વી બનાવી શૂન્યમાં મળી જતો હતો. જાણે કે કોઇ વિપુલકાયા કૃષ્ણવર્ણા અભિસારિકા રમણી જ ત્યાં ઉભી રહી હોય એવો ભાસ થતો હતો. તેના અંગ ઉપર કોઈ કોઈ સ્થળે જાણે કે મણિમુક્તાનું દર્શન થતું હતું.

રાજકુમારીએ મહેલની પાસે જઇ, અશ્વને ઉભો રાખી મૃદુ કંઠે કહ્યું:—" લીલા ! "

લીલા પાસે ગઈ. પુષ્પાવતીએ કહ્યું:–" મ્હને શા માટે અહીં લઇ આવી ? "

" લીલા પોતાના મનમાં ને મનમાં હસી. રાજકુમારી જ લી-લાને આ માર્ગે લઈ આવી હતી; કિન્તુ આ વિષયમાં પુષ્પાવતીનો બિલ્કુલ અપરાધ નહોતો. આ સ્થળે આવવાના ઉદ્દેશથી જ કાંઇ તેણે ગૃહત્યાગ કર્યો નહોતો. મન અત્યંત ચંચળ થઇ ગયાથી ઘોડેસ્વાર થઇ ફરવાની આકાંક્ષાથી તે ઉદ્યાનમાંથી બ્હાર નીકળી પડી હતી. પછીથી અસ્થિર બની જઇ પોતાની અજાણતાં જ—અમે જાણતા નથી કે કયી આકર્ષણ શક્તિના પ્રભાવથી—તે આવી ઠંડીથી ધ્રૂજતી

અંધકારમયી રાત્રે એકલી સેનાપતિના મહેલ પાસે જ આવી ચઢી ! વિસ્મત દૃષ્ટિથી ચોતરફ જોઈને મૃદુસ્વરે તેણે પૂછ્યું:—" લીલા ! તું શા માટે મ્હને અહીં લઇ આવી ? "

લીલા સઘળી હકીકત સમજી ગઈ. અંધકારમાં મ્હોં છુપાવી તેણે મૃદુ હાસ્ય કર્યું. પછીથી તેણે કહ્યું:—" હા હા–અંધકારમાં માર્ગ ભૂલી આપણે અહીં આવી ચઢયાં છીએ. જયદેવીના મંદિર તરફ જવાને બદલે આપણે સેનાપતિ મહાશયના મહેલ પાસે આવી ચઢયાં છીએ, હવે કોઇ ઉપાય ? "

બરાબર આ સમયે તારાનો કંઠધ્વનિ સંભળાયો. પુષ્પાવતી ચમકી ઉઠી. લીલા તેનો હાથ પકડી તેને એક બારી પાસે લઇ ગઇ. પ્રાણ વગરની યંત્રથી ચાલતી પૂતળીની માફક પુષ્પાવતી લીલા સાથે ચાલવા લાગી. બારી પાસે જઈને રાજનન્દિની બે વ્યક્તિઓનો કંઠ-સ્વર સાંભળી શકી. પછીથી તે એ કંઠમાંથી ઉચ્ચારાતી ભાષા સમજી શકી. ભાષા સમજવામાં આવતાં ભાષાનો મર્મ સુદ્ધાં સમજવામાં આવ્યો. એ બારી પાસે કોઇ એક વ્યક્તિને તેણે એવું કહેતાં સાંભળી કે, " ત્યારે જગદંબાની કૃપાથી જો અપાર સુખ મ્હારા ભાગ્યમાં નિર્માણ થયું હશે તો પણ હું ત્હારો ત્યાગ કરી જઇશ નહિ, તારા !"

વિશેષ કાંઇ પુષ્પાવતીએ સાંભળ્યું નહિ. આ વાક્ય સાંભળ-વામાં આવતાં તેનું સર્વાંગ કંપી ઉઠયું. લીલા તેના અશ્વની લગામ પકડી ધીમે ધીમે તેને ત્યાંથી લઈ જવા લાગી. અલ્પકાળમાં જ તેઓ નગરમાં જઇ પહોંચી. ત્યાંથી લીલા પુષ્પાવતીને માર્ગ દર્શાવતી જયદેવીના મંદિર તરફ લઈ જવા લાગી. નગરથી મંદિર કાંઈ વિશેષ દૂર નહોતું. બન્ને જણીઓ સત્વર ત્યાં જઈ પહોંચી. મંદિરમાં તે-જસ્વી દીપક સળગી રહ્યો હતો. રાજકુમારીને જોતાં જ પહેરેગીરે માર્ગ મુક્ત કર્યો. પૂજારી બ્રાહ્મણ દેવીગૃહ પાસેથી ખસી ગયો. પુષ્પા-

વતી માતૃમૂર્ત્તિના ચરણો પાસે બેસી માતાજીના મુખ તરફ એકાગ્ર-દૃષ્ટિથી જોઈ રહી. આ સમયે પુષ્પાવતીનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહી જતી હતી.

અલ્પકાળ પછી એકાએક ઉચ્ચ સ્વરે વ્યાકુળતાથી પુષ્પાવતી બોલી ઉઠી:—" લીલા, લીલા ! ઘણી મ્હોટી ભૂલ થઈ છે. "

દ્વારની પાછળ ઉભી રહી લીલા પણ રુદન કરતી હતી, તથા પોતાના મનને પણ સમજાવતી હતી. તે સ્વગત એમ વિચાર્યા કરતી હતી કે:—" આટલું બધું બનશે એમ કોણ જાણતું હતું ? મ્હેં જે કાંઇ કર્યું છે તે માત્ર રાજકુમારીના કલ્યાણની કામનાથી જ કર્યું છે. હવે જો ચંદ્રની પ્રાપ્તિ નહિ થતાં પ્રણયનિરાશાથી તેમનો પ્રાણ જશે તો ઉભય બાજુએથી સંકટ આવી પડશે. જે પ્રકાર બને છે તે સારો બનતો નથી. મ્હારે સઘળી હકીકત રાણીમાને નિવેદન કરવી જોઇએ; પરંતુ પ્રથમ રાજનન્દિનીના અંતરમાંથી હું ચંદ્રની મૂર્ત્તિ અદ્રશ્ય કરવાનો પ્રયત્ન કરીશ—અને તેમ નહિ બને તો પછી જેમ ઠીક લાગશે તેમ કરીશ. "

રાજનન્દિનીનો ઉચ્ચસ્વર સાંભળવામાં આવતાં જ લીલાનો વિચારપ્રવાહ બંધ પડી ગયો. ચમકી ઉઠીને તેણે પૂછ્યું:—" શી ભૂલ થઇ છે, કુમારીજી ? "

વ્યાકુળતાથી પુષ્પાવતીએ કહ્યું:—" એ સ્વર તેમનો હોવો જોઇએ નહિ. તેમનો કંઠસ્વર એવો કર્કશ હોવો સર્વથા અસંભવ છે. કોઇએ પ્રેમથી તારાને એવું વાક્ય કહ્યું હશે કે જે વાક્ય સાંભળી આપણે ભ્રમમાં પડયાં છીએ. ચાલ, હું તને હમણાં જ ભૂલ દેખાડીશ."

પુષ્પાવતી ક્યાંથી ક્યાં આવી હતી તેનું પણ તેને ભાન નહોતું. ઉન્મત્ત તેમ જ અસ્થિર ચિત્તે તે મંદિરમાંથી બ્હાર નીકળી પડી.

અશ્વ ઉપર સ્વાર થતાં થતાં પુષ્પાવતી જમીન ઉપર પડી ગઈ.

તેના મસ્તકને થોડી ઘણી ઇજા પણ થઇ; કિન્તુ આ સમયે તેનામાં અનુભવશક્તિ નહોતી. પુનઃ તેણે ઘોડા ઉપર સ્વાર થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એવામાં એટલામાંથી જ એક ઘુવડ વિકૃતસ્વરે બોલી ઉઠયું.

લીલાએ પુષ્પાવતીનો હાથ પકડીને કહ્યું:—"બ્હેન! હવે ઘેર ચાલો."

પુષ્પાવતીએ ઉત્તેજનાસૂચક સ્વરે જ કહ્યું:—"ના ના તું મ્હારી સાથે ચાલ—હું તને ભૂલ બતાવું."

પુષ્પાવતીના બન્ને હાથ લીલાએ પકડી રાખ્યા. તેણે કહ્યું:—"રાજકુમારી—"

પુષ્પાવતી નિદ્રામાંથી જાગ્રત થઇ હોય એવી રીતે ચમકી ઉઠી. આત્મસંયમ કરીને તેણે પૂછ્યું:—"કેમ શું છે?"

લીલા:—આવી રીતે ઉન્માદિની કેમ બની જાઓ છો?

પુષ્પાવતી:—ત્હેં જ મ્હને ઉન્માદિની બનાવી દીધી છે.

લીલા:—કેમ, મ્હેં શું કર્યું છે?

પુષ્પાવતી:—ત્હેં મ્હારા અંતરમાં નિરાશાનો પ્રચંડ અગ્નિ સળગાવ્યો છે.

લીલા:—મ્હેં સળગાવ્યો છે કે પ્રમદાએ?

પુષ્પાવતી:—ના ના—એ અબોધ બાળિકા મ્હારા અંતરમાં નિરાશાનો અગ્નિ સળગાવી શકે તેમ નથી.

લીલા:—ત્યારે મ્હેં શું કર્યું છે!

પુષ્પાવતી:—ત્હેં શું કર્યું છે? ત્હેં મ્હને એમ કહ્યું છે કે. જે મ્હારા જીવનનો આધાર છે—જે મ્હારા ઉપાસ્ય દેવતા છે તેમને હું મેળવી શકું તેમ નથી.

લીલા:—શા માટે મેળવી શકો તેમ નથી?

પુષ્પાવતીઃ—પાછી તું જ મ્હને આવો પ્રશ્ન પૂછે છે કે ? માતા પિતાની સંમતિ સિવાય હું તેમને મેળવી શકીશ કે ?

લીલાઃ—ઠીક ત્યારે તમે પ્રમદાના ઉપર ક્રોધે કેમ ભરાઓ છો ?

પુષ્પાવતીઃ—તે ખદ્યોત્ થઇને ચંદ્રપ્રકાશને ક્ષીણ કરવાનો વ્યર્થ પ્રયત્ન શા માટે કરે છે ? મ્હારા હૃદયમાં જે નહોતું તેને અંકુરિત કરવાનો પ્રયાસ તે શા માટે કરે છે ?”

લીલાઃ—એ વળી શું ?

પુષ્પાવતીઃ—હિંસા.

અંધકારમાં મુખ છુપાવી લીલાએ મૃદુહાસ્ય કર્યું. પછીથી તેણે કહ્યું—“ત્યારે તમારા અંતરમાં તેણે જ નિરાશાનો અગ્નિ સળગાવ્યો છો એમ તમે કહો છો ?”

પુષ્પાવતીઃ—જો તમે ફુંકો મારી ન હોત તો એ અગ્નિ સળગી શકે તેમ નહોતો.

પછી થોડો વખત શાન્ત રહીને પુષ્પાવતીએ કહ્યું—“ લીલા ! અદ્યાપિ મ્હેં મ્હારી બુદ્ધિશુદ્ધિ ગૂમાવી નથી. હું સઘળું સમજું છું. તમારું ષડયંત્ર કાંઇ મ્હારાથી અજ્ઞાત નથી.”

લીલાઃ—ષડયંત્ર ?

પુષ્પાવતીઃ—હા, ષડયંત્ર. પ્રમદાના ગાનથી તથા ત્હારા તેમ જ ઉષાના વ્યવહારથી તમારો ઉદ્દેશ શો છે એ હું સારી રીતે સમજી શકી છું.

લીલાઃ—“ જ્યારે સમજી શક્યાં છો ત્યારે પછી હિંસાથી ઉન્માદિની કેમ બની ગયાં છો ?

પુષ્પાવતીઃ—મ્હારી માફક ત્હેં કોઇના ઉપર કદાપિ પ્રેમ નહિ કર્યો હોય ! જો કર્યો હોત તો તું સમજી શકત કે, હિંસા સામાન્ય કારણથી ઇચ્છા વિરુદ્ધ અંકુરિત થાય છે. પ્રયત્નથી હિંસાગ્નિ હોલવાતો

નથી—યુક્તિ પ્રયુક્તિથી શાન્ત થતો નથી.

લીલાઃ—વારૂં, અઇ જે કાંઇ કહ્યું છે તે બધું ખોટું ધારો; પરંતુ થોડા સમય ઉપર તમે જાતે જે સાંભળ્યું છે તે પણ ખોટું કે?

પુષ્પાવતીઃ—એ સાચું છે કે ખોટું તેની પરીક્ષા કરવાને જ હું જઉં છું.

આમ કહી સત્વર ઘોડેસ્વાર થઇને રાજકુમારીએ વાયુવેગે અશ્વને દોડાવ્યો. અલ્પકાળમાં જ પુષ્પા અને લીલા સેનાપતિના મહેલ પાસે જઇ પહોંચી. દેવડી પાસે નહિ જતાં તેઓ બન્ને ચંદ્રના ઓરડાની પાસે નીચેના બાગમાં ગઈ. એવામાં પાસેનું એક દ્વાર ખુલી ગયું. બન્નેએ આશ્ચર્ય પામીને પોતાની સ્હામે જ ચંદ્રને જોયો!

## પ્રકરણ ૩૧ મું.—માતા પુત્રીઓનું મિલન.

સ્વામીનો સ્વર્ગવાસ થયાપશ્ચાત્ તેમ જ રાજકુમાર વિજયસિંહના રત્નગઢ વિદાય થયાપશ્ચાત્ અજમેરરાણી કમળાવતી જ રાજ્યકારભાર ચલાવતી હતી, તથા પોતાના વિવિધ ગુણોને લીધે પ્રજાવર્ગમાં તે ઘણી પ્રિય થઇ પડી હતી; આમ છતાં પુત્રીઓના વિયોગ શોકને તે એક ક્ષણને માટે પણ ભૂલી શકતી નહિ. કેટલીક વખતે એકાન્ત મળતાં જ તે સ્વગત એમ વિચારતી હતી કે, "પતિદેવતાના વીરમૃત્યુપશ્ચાત્ મ્હારી આ જગતમાં જીવતાં રહેવાની ઇચ્છા નહોતી; પરંતુ મ્હારી બન્ને પ્રાણાધિકા પુત્રીઓની ચિંતાથી જ હું જીવતી રહી છું. જો તેમની ચિંતા મ્હારી અંતરમાં હોત નહિ તો હું આવા દારુણ વૈધવ્યકાળમાં આવો રાજ્યકાર્યભાર શા માટે ચલાવત? રાત્રિ જેમ ચંદ્રથી શોભે છે, દિવસ જેમ સૂર્યથી શોભે છે તેવી જ રીતે એક

અબળા પણ પતિથી જ શોભે છે. મ્હારા નસીબમાં એ સૌભાગ્ય વિશેષ સમય સુધી નિર્માણ થયું નહિ હોય તેથી જ સ્વદેશની સ્વાધીનતાના યજ્ઞમાં બહાદુરીથી પતિદેવતાએ પોતાનો પ્રાણ સમર્પણ કર્યો છે; તેથી એક વીર સ્વદેશભક્ત રાજેન્દ્રની પત્ની તરીકે હું મ્હને પોતાને કીર્ત્તિશાલિની સમજું છું; કિન્તુ મ્હારી પ્રાણાધિકા પુત્રીઓ હમણાં ક્યાં કેવી સ્થિતિમાં હશે તેની કલ્પના કરતાં મ્હારું કાળજું કંપી ઉઠે છે. જો શત્રુઓ તેમના ઉપર જુલ્મ ગુજારશે તો તેઓ સ્વધર્મસંરક્ષણાર્થે પોતાનો પ્રાણ સુદ્ધાં આપવામાં પાછી પ્હાની નહિ જ કરે. જગન્નિયંતા નારાયણ સિવાય શત્રુઓના જુલ્મમાંથી તેમનું સંરક્ષણ કરવા અન્ય કોઇ સમર્થ નથી. હે દીનાનાથ ! આ અભાગિનીની અન્ને આંખો સમાન પુત્રીઓનું તું સદૈવ સંરક્ષણ કરી તેમને સત્વર સંકટમુક્ત કરજે. ”

આવી રીતે રાણી કમળાવતી નિરંતર શોકસાગરમાં ડૂબી રહેતી હતી. તેણે પોતાના કેટલાક નોકરોને છુપી રીતે યવનસૈન્યમાં રાજકુમારીઓની શોધમાં પણ મોકલ્યા હતા; કિન્તુ રાજકુમારીઓનો પત્તો લાગ્યો નહોતો.

યવનોના આક્રમણથી અજમેરનું પૂર્વેનું સઘળું શોભાસૌન્દર્ય નષ્ટપ્રાયઃ થઈ ગયું હતું. જો અજમેરવાસી રજપૂતો અને રજપૂતાણીઓને અજમેરના સુદૃઢ દુર્ગમાં આશ્રય ન મળ્યો હોત તો નિર્દય શત્રુઓના હાથે તેમની કેવી દુર્દશા થાત તેનું વર્ણન કરી શકાય તેમ નથી. યવનોએ ઘણા દિવસ સુધી અજમેરના કિલ્લાની આસપાસ છાવણી નાખી હતી; કિન્તુ કિલ્લામાં પુષ્કળ ખાદ્યસામગ્રી હોવાથી કોઇના જાનમાલને જોખમ પહોંચ્યું નહોતું. અંતે યવનો કંટાળી જઇ અજમેરના દુર્ગને હસ્તગત કરવાના વિચારમાં નિરાશ થઇ ફત્તેહગઢના રાજા સાથે યુદ્ધ કરવા ગયા હતા, તથા ત્યાં જે જે પ્રકારો બન્યા

હતા તે હવે સુજ્ઞ વાચકબંધુઓથી અવિદિત નથી.

હમણાં થોડા દિવસથી ચિંતાના પ્રાબલ્યથી રાણી કમળાવતીને તાવ આવવા લાગ્યો હતો. હમ્મેશાં સંધ્યાકાળ પછી તાવ ઘણો પ્રબળ થઇ પડતો હતો, તથા રાણી કમળાવતી બેશુદ્ધ બની જઈ જેમ ફાવે તેમ બકતી હતી. એ સમયે તેના મુખમાંથી પોતાની પુત્રીઓ સંબંધીનાં જ વાક્યો નીકળતાં હતાં.

સંધ્યાકાળનો સમય હતો. સર્વત્ર એક પ્રકારની ગંભીર શાન્તિનો વિસ્તાર થઈ રહ્યો હતો. અજમેરના રાજમહાલયના એક એકાન્ત શયનગૃહમાં એક પલંગ ઉપર રાણી કમળાવતી બેશુદ્ધ સ્થિતિમાં સૂઈ રહી હતી. કેટલીક દાસીઓ વિષણ્ણવદને આસપાસ બેસી રહી હતી. રાજવૈદ્ય પણ ત્યાં બેઠા હતા. તેમના મુખ ઉપરની ચિંતા સર્વની ચિંતામાં વધારો કરતી હતી. કેતકી નામની એક મુખ્ય દાસીએ વૈદ્યરાજને પૂછ્યું:—વૈદ્યરાજ મહાશય ! મહારાણીજીની તબિયત હવે કેમ લાગે છે ?"

"ચિંતાની પ્રબળતાથી તેમની બિમારી વધતી જ જાય છે. રાજકુમારીઓનું મિલન નહિ થાય તો આ બિમારીમાંથી તેઓ ભાગ્યે જ ઉઠશે." વૈદ્યરાજે ગંભીરમુખે કહ્યું.

"મહારાણીની સાથે પ્રભાવતી અને વિમળા બ્હેનનું એકાએક મિલન થાય એવી સંભાવના નથી. આપ કોઈ પણ રીતે મહારાણીજીના જીવનનું સંરક્ષણ કરશો તો સમસ્ત અજમેર રાજ્ય ઉપર આપનો ઉપકાર થશે." કેતકીએ નિરાશમુખે કહ્યું.

"આ જગત્‌માં સઘળા રોગોનું ઔષધ મળી શકે; કિન્તુ રાક્ષસી ચિંતાનું ઔષધ મળી શકતું નથી. મ્હેં મ્હારાથી બની શકે એવો પ્રત્યેક ઉપાય કર્યો છે; પરંતુ આરોગ્યનું એક પણ ચિહ્ન જોવામાં આવતું નહિ હોવાથી હું પણ નિરુપાયે નિરાશ થયો છું." રાજ-

વૈદ્યે સંપૂર્ણ નિરાશા દર્શાવી.

“અરેરે ! મહારાણીજીના ભાગ્યમાં આટલું બધું દુઃખ ભોગવાવાનું નિર્માણ થયું હશે એ કોણ જાણતું હતું ? મહારાણાજીનું યુદ્ધક્ષેત્રમાં મૃત્યુ થયાથી જ તેમના અંતરમાં ચિંતાનો સંચાર થયો હતો. તદુપરાંત રાજકુમારીઓના વિયોગનો પ્રબળ આઘાત થતાં એ ચિંતા વૃદ્ધિંગત થઈ ગઇ, અને તેના પરિણામે જ આપણને તેમની આવી શોચનીય સ્થિતિ જોવી પડે છે. હે કૃપાસિંધુ કરુણાનિધાન ! હવે તો કૃપા કરો અને મહારાણીજીના જીવનનું સંરક્ષણ કરો.”

આ સમયે રાણી કમળાવતી બેશુદ્ધાવસ્થામાંજ બકવા લાગી, “પ્રભા—વિમળા ! બ્હેનો, તમે...મ્હારો...ત્યાગ...ક...રીને ક્યાં... જાઓ...છો ? આવો...આવો...આ દુઃખિની માતાને વિશેષ દુઃખી ન કરો !” આટલું બોલીને પુનઃ તેણે મૌન ધારણ કર્યું.

આ સમયે કેતકીએ કમળાવતીના મસ્તક ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:—“માતાજી ! આવી રીતે ચિંતા ન કરશો. પ્રભાવતી અને વિમળાબ્હેન સત્વર આવી પહોંચશે.”

કેતકીના આ સાંત્વનાસૂચક વાક્ય પ્રત્યે કમળાવતીનું લક્ષ્ય નહોતું. કેતકીનાં નયન યુગલમાં મહારાણીની આવી શોચનીય સ્થિતિના દર્શનથી અશ્રુજળ ભરાઈ આવ્યું હતું.

બરાબર આ સમયે એક પહેરેગીરે આવી ખબર આપી કે, “રત્નગઢના યુવરાજ વિજયસિંહ પ્રભાવતી અને વિમળાબ્હેન સાથે અહીં આવી પહોંચ્યા છે.”

આજીવન દરિદ્રાવસ્થાનું દારુણ દુઃખ ભોગવતા કંગાલ મનુષ્યને એકાએક સુવર્ણનિધિની પ્રાપ્તિ થતાં જેટલો આનંદ થાય તેટલો જ આનંદ સર્વેને થયો. કેતકી બોલી ઉઠી:—“જા, સત્વર તેમને અત્રે લઇ આવ.”

અલ્પકાળમાં જ પ્રભાવતી અને વિમળા સાથે વિજયસિંહ ત્યાં આવી ચઢયો, તથા ત્યાંનો દેખાવ જોઇ તે એકાએક કંપી ઉઠયો. પ્રભાવતી અને વિમળા પણ માતા પાસે જઇ રુદન કરવા લાગી. આ સમયે રાજવૈદ્યે તેમને આશ્વાસન આપતાં કહ્યું:—“ બ્હેનો, આમ વિલાપ કરી માતાજીની વ્યથાને વધારશો નહિ. તેમની સ્થિતિ અત્યાર સુધી ઘણી ગંભીર હતી. તમારા વિયોગશોકનો તેમના અંતર ઉપર એવો સખ્ત આઘાત થયો હતો કે, જો અત્યારે ઇશ્વરના અનુગ્રહથી તમારું અત્રે આગમન ન થયું હોત તો તેમનું જીવન બચી શકત કે કેમ એ માટે પ્રબળ શંકા હતી; કિન્તુ હવે એ શંકા સર્વાંશે દૂર થઇ છે. માતાજીને હમણાં હું શુદ્ધિમાં લાવવાનું ઔષધ આપું છું. તેઓ શુદ્ધિમાં આવે એટલે તમે તેમની સાથે બેધાશક વાતચિત કરજો; પરંતુ તે સાથે એટલું સ્મરણમાં રાખજો કે, એ સમયે જો તમે આક્રંદ કરશો તો ઘણું અનિષ્ટ પરિણામ આવશે. ” રાજવૈદ્યે આશામગ્ન બની સૂચના કરી.

વિજયસિંહ રાજવૈદ્યની સાથે જ એક આસન ઉપર બેઠો. પ્રભાવતી અને વિમળા વિષણ્ણવદને માતાની શય્યા પાસે મૌન ધારણ કરીને બેઠી. રાજવૈદ્યે રાણી કમળાવતીને એક પ્રકારના ઔષધનું સેવન કરાવ્યું. એ ઔષધની ક્રિયાથી કમળાવતી ધીમે ધીમે શુદ્ધિમાં આવવા લાગી. થોડા સમય પછી તેણે પોતાની બન્ને આંખો ઉઘાડી. પોતાની પાસે જ પોતાની પ્રાણાધિકા પુત્રીઓને ઘણા કાળના અંતરે જોઈ તે અતિ આનંદિતા બની ગઈ. આવા અપાર દુઃખના સમયમાં પણ તેનાં નેત્રોમાં હર્ષાશ્રુઓ ભરાઈ આવ્યાં. તેણે હર્ષસૂચક સ્વરે કહ્યું:—“ પ્રભા—વિમળા બ્હેન ! તમે ક્યારે આવ્યાં ? શત્રુઓના પંઝામાંથી કોણ તમને છોડાવી લાવ્યું ? ”

“ માતાજી ! અમારી કર્મકથા ઘણી લાંબી છે. પ્રથમ તમે

સાજાં થઈ જાઓ, એટલે પછી અમે સઘળી હકીકત તમને કહીશું. અમારું બન્ને બ્હેનોનું ભયંકર દુઃખસમુદ્રમાંથી રક્ષણ કરનાર આ રત્નગઢના બહાદુર યુવરાજ વિજયસિંહ જ છે." પ્રભાવતીએ ઉત્તરમાં કહ્યું.

અદ્યાપિપર્યંત રાણી કમળાવતી વિજયસિંહને જોઇ શકી નહોતી. પ્રભાવતીનાં વચનો સાંભળી તેણે વિજયસિંહ તરફ દૃષ્ટિ ફેરવીને કહ્યું:– " વિજયસિંહ ! પ્રભા અને વિમળાનું તમે જીવના જોખમે રક્ષણ કર્યું છે તેથી હું તમારો આ મહદુપકાર મ્હારા જીવનપર્યંત ભૂલી શકું તેમ નથી. તમે તમારા રાજ્યપાટની પરવાહ નહિ કરતાં તથા શત્રુઓનો ભય નહિ ધરાવતાં મ્હારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો મ્હારાથી વાળી શકાય તેમ નથી. ઇશ્વર તમને દીર્ઘાયુ કરો. "

" માતાજી ! ઉપકાર માનવા જેવું મ્હેં કાંઈ જ કર્યું નથી. મ્હેં માત્ર મ્હારું કર્ત્તવ્ય બજાવ્યું છે. હવે તમે વિશેષ બોલશો નહિ. તમે શાન્તિથી સૂઇ રહો. "

રાજવૈદ્યે પણ કમળાવતીને શાન્તિથી સૂઈ રહેવાની સૂચના કરી તેથી પ્રભા અને વિમળાને એક વખત પોતાના હૃદય સાથે ચાંપી કમળાવતી શય્યામાં મૌન ધારણ કરી સૂઇ રહી. તેના હૃદય ઉપરથી ચિંતાનો ઘણો ભાર ઓછો થઈ ગયો.

" હવે ચિંતા કરવા જેવું નથી. હું ઔષધ આપી જઉં છું તે પુનઃ મધ્યરાત્રે આપજો. સ્હવારમાં હું આવીશ. " આવી ફેનંકીને ભલામણ કરી રાજવૈદ્ય ત્યાંથી ચાલ્યા ગયા.

## પ્રકરણ ૩૨ મું:—પાળક કે સંહારક ?

યુવરાજ વિજયસિંહની શોધમાં ગયેલા સૈનિકો ઘણાં સ્થળોએ રખડી રઝળી ક્રૂરસિંહ પાસે પાછા આવી પહોંચ્યા હતા. ત્યાર પછી

થોડા દિવસના અંતરે ક્રૂરસિંહ એમ જાણી શક્યો હતો કે, વિજયસિંહે ફત્તેહગઢના યુદ્ધમાં ભાગ લીધેલો હતો. ક્રૂરસિંહે એ સમાચાર જાણવામાં આવતાં કેટલાક માણસોને મોકલી ફત્તેહગઢમાં પણ વિજયસિંહની તપાસ કરાવી હતી; પરંતુ વિજયસિંહ ત્યાં ઝાઝો સમય નહિ રોકાતાં ચાલ્યો ગયેલો હોવાથી ત્યાં પણ તેનો પત્તો લાગ્યો નહોતો. આથી ક્રૂરસિંહ પોતાની ઇચ્છાનુસાર રાજ્યકાર્યભાર ચલાવતો હતો. પ્રજાજનો તેના જુલ્મથી ત્રાહ ત્રાહ પોકારી રહ્યાં હતાં. રાજ્યના સઘળા જુના વફાદાર સરદારો, મંત્રી, પ્રધાન વગેરેને રજા આપી ક્રૂરસિંહે પોતાના મળતીઆઓની તેમની જગ્યાએ નિમણુંક કરી હતી. આ સિવાય ક્રૂરસિંહનાં કુકર્મોનો પણ પાર નહોતો. તે દારુડીઓ, વ્યસની તેમ જ વ્યભિચારી હતો. કોઇ સુંદર સ્વરૂપવતી રમણી તેની નજરે પડતી તો તે બળાત્કારે તેને પકડી મંગાવતો હતો, અને તેના સતીત્વધનનું હરણ કરતો હતો. તેના આવા અત્યાચારથી પ્રજાજનો તેનાપર ક્રોધે ભરાય અને તેના અનિષ્ટની ઇચ્છા રાખે એમાં શું આશ્ચર્ય ?

વળી ક્રૂરસિંહનું વર્તન જેવું ક્રૂર હતું તેવું જ તેનું હૃદય પણ નિષ્ઠુર હતું. પોતાનો એકનો એક પુત્ર ચાલ્યો ગયેલો હતો તો પણ એ માટે તેને વિશેષ ચિંતા નહોતી. તેના અંતરમાં માત્ર એક જ ચિંતાનો નિવાસ હતો. એ ચિંતા કોઇ પણ પ્રકારે વિજયસિંહનું ખૂન કરવાની જ હતી.

થોડા દિવસથી રત્નગઢના એક પ્રતિષ્ઠિત વણિક ગૃહસ્થની બાળવિધવા પુત્રી કાન્તાનો પત્તો લાગતો નહોતો. કાન્તાના પિતાએ પુત્રીની ઘણી તપાસ કરી હતી; છતાં તેની શોધ નહિ લાગવાથી તે હમ્મેશાં ચિંતામગ્ન રહેતી હતી. એક તહેવારના દિવસે કાન્તા સરિતાસ્નાન કરવા ગઇ હતી; ત્યાંથી તે પાછી ફરી જ નહોતી. આ

પ્રકારથી સમસ્ત રત્નગઢમાં કોલાહલ થઇ રહ્યો હતો.

ખરી વાત તો એ હતી કે, કાન્તાની સૌન્દર્યપ્રભા જોઈ ક્રૂરસિંહ અસ્થિર બની ગયો હતો. જે દિવસે કાન્તા સરિતાસ્નાન કરવા ગઇ હતી તે દિવસે બરાબર તે જ સમયે ક્રૂરસિંહ પોતાના એક બે સાથીદારો સાથે સરિતાતટ તરફ ફરવા ગયો હતો. ત્યાં આગળ કાન્તાને સ્નાન કરતી જોઇ ક્રૂરસિંહની કામેચ્છા પ્રબળ થઇ ગઈ, અને કોઇ પણ પ્રકારે તેણે એ વિધવા કોમળાંગીને પોતાના પ્રબળ પંજામાં સપડાવવાનો નિશ્ચય કર્યો. આ વાર્ત્તા તેણે પોતાના સાથીદારોને કહી સંભળાવી. તેમણે આ કાર્ય કરવાનું કબૂલ કર્યું એટલે ક્રૂરસિંહ ત્યાંથી ચાલ્યો ગયો.

કાન્તા જ્યારે સ્નાનાદિથી નિવૃત્ત થઇ ગૃહ તરફ જવા લાગી તે સમયે માર્ગમાં ક્રૂરસિંહના સાથીદારોએ તેને પકડી લઈ તેના મ્હોંમાં ડુચો ઘાલી દીધો. પછીથી તેઓ તેને ઉપાડી ગુપ્તમાર્ગેથી ક્રૂરસિંહના મહાલયમાં લઇ ગયા.

ક્રૂરસિંહે કાન્તાને એક એકાન્ત કિન્તુ સુંદર ઓરડામાં કેદ કરી રાખી હતી. કાન્તા એ ઓરડામાં બેસી પોતાના દુર્ભાગ્યની ચિંતા કર્યા કરતી હતી. તેની ઉમ્મર હમણાં પંદર સોળ વર્ષની હોઈ તેની યૌવનચ્છટાનો પૂર્ણ વિકાસ થયેલો જોવામાં આવતો હતો. તેનું મુખમંડળ પૂર્ણિમાના ચંદ્ર જેવું મનોહર અને રમ્ય લાગતું હતું. જો કે તે વિધવા હોવાથી તેના અંગ ઉપર ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાલંકારોનો અભાવ હતો; છતાં તેનું નૈસર્ગિક સૌન્દર્ય વસ્ત્રાલંકારોના અભાવે ઉલટું વિશેષ આકર્ષણીય લાગતું હતું. એક શાયરે સત્ય જ કહ્યું છે કે,

"નહીં મોહતાજ જેવરકા જીસે ખૂબી ખુદા દે દે,
કે દેખો ખુશનુમા લગતા હય કયસા ચાંદ બિનગહને."

કાન્તા બારં તેર વર્ષની ઉમ્મરે વિધવા થયેલી હોવા છતાં ધર્મપ્રતિ તેની વિશેષ આસ્થા હતી; આનું કારણ એ હતું કે, બાલ્યાવસ્થાથી જ તેને વાચનનો શોખ હતો. પિતાએ પુત્રીના શોખને ધર્મની દિશા તરફ વાળ્યો હતો તેથી અવકાશનો સમય કાન્તા ધર્મગ્રંથોનો અભ્યાસ કરવામાં જ પસાર કરતી હતી, અને સ્વર્ગસ્થ પતિને હૃદયસિંહાસન ઉપર પ્રતિષ્ઠિત કરી ભક્તિપૂર્વક નિરંતર તેનું સ્મરણ કર્યા કરતી હતી.

ક્રૂરસિંહના પંઝામાં સપડાયા પછી પોતાની મુક્તિ કેમ કરવી તેની ચિંતા તે કર્યા કરતી હતી. આજે તે એકાન્તમાં બેઠી બેઠી વિચાર્યા કરતી હતી કે, " અરેરે ! રાણાજીના મૃત્યુપશ્ચાત્ રત્નગઢની આવી દુર્દશા થશે—રત્નગઢનું રાજસિંહાસન કલંકિત થશે એમ કોણ ધારતું હતું ? રાજા એ પ્રજાનો પાળક પિતા છે, તે જ જ્યારે પ્રજાનો સંહારક થાય ત્યારે તે કેવો અધર્મી ગણાય ? આ ક્રૂરસિંહ રજપૂતજાતિને કલંકરૂપ છે. જો તે મ્હારા ઉપર બળાત્કાર કરશે તો હું જીભ કચડી મરી જઇશ; કિન્તુ મ્હારા શીયળધનનું સંરક્ષણ તો કરીશ જ.

શીયળને રક્ષવા માટે સતીઓ પ્રાણ આપે છે,<br>
ઝૂકાવી શિર મૃત્યુને, સતી નિજ ધર્મ સ્થાપે છે;<br>
સતી નારી શીયળ આગળ, ન ચિંતા કોઇની કરતી,<br>
શીયળ સમ રત્ન સાચવવા, હસિતવદને સદા મરતી.

કાન્તા સ્વગત આ પ્રમાણે વિચારતી હતી એવામાં ક્રૂરસિંહે એ સ્થાને પ્રવેશ કર્યો, અને થોડે દૂર પડેલા એક આસન ઉપર તે બેઠો. આ સમયે અતિશય મદ્યપાન કર્યાથી ક્રૂરસિંહનું મ્હોં લાલચોળ બની ગયેલું જોવામાં આવતું હતું. આસન ઉપર બેસી તેણે કાન્તાને સંબોધીને કહ્યું:—" કાન્તા ! આ રસિક અને વિલાસી કાન્તની

કાન્તા ! ત્હારા પ્રથમ દર્શને જ ત્હેં મ્હારા મનને હરી લીધું છે. ઇશ્વરની આ સૃષ્ટિમાં સુંદરતાનો જો કોઈ અદ્વિતીય નમુનો હોય તો તે તું જ છે. હૃદયહારિણિ ! મ્હારા અંગમાં ઉત્પન્ન થયેલા પ્રબળ કામવિકારોને તું ત્હારા સ્વર્ગીય રતિસહવાસથી શાન્ત કર. "

આ વાક્યો સાંભળવામાં આવતાં જ કાન્તાના ક્રોધની સીમા રહી નહિ; કિન્તુ એકાએક ક્રોધ દર્શાવ્યાથી ઉલટું પરિણામ આવશે, એમ વિચારી તેણે આત્મસંવરણ કરી નમ્ર સ્વરે કહ્યું:—" ક્રૂરસિંહ ! આપ મ્હારા પિતાતુલ્ય થઇ શા માટે આવાં અનુચિત વચનો ઉચ્ચારો છો ? વિચાર કરી જુઓ કે, એક પ્રજાપાલક થઇ આપ કેવું નીચકાર્ય કરો છો ? જે યુવાવસ્થાની પ્રભા અલ્પકાળમાં મલિન અને નિસ્તેજ થઈ જવાની છે તેના તરફ આપ આટલી બધી આસક્તિ શા માટે રાખો છો ?"

" કાન્તા ! તું મોહની આસક્તિ કેવી હોય છે તેથી અજ્ઞાત છે કે ? શિવ સાધુ અને મહાન્ યોગેશ્વરોનાં ચિત્ત પણ લાવણ્યમયી લલનાઓના દર્શનથી ચલિત થઇ ગયાં હતાં. કામદેવ સમક્ષ સકળ દેવોએ પોતાનો પરાજય કબૂલ કરેલો છે; તો પછી મ્હારામાં કામદેવનો પરાજય કરવાનું સામર્થ્ય ક્યાંથી હોઇ શકે ? માટે તું મ્હારી ઇચ્છા પૂર્ણ કર. હું મ્હારા જીવના જોખમે પણ ત્હારું રક્ષણ કરીશ:— તને અપાર સુખમાં રાખીશ. "

" ક્રૂરસિંહ ! હું વિધવા છું. એક વિધવાનો શો ધર્મ છે તેનો વિચાર કરી જુઓ. જે વિધવા મનસા, વાચા અને કર્મણાથી સ્વર્ગસ્થ સ્વામી દેવતાનું નિરંતર સ્મરણ કરે છે તે વિધવા આલોકના અંતે સ્વર્ગવાસિની થઇ પુનઃ સ્વામીસેવાનું અલભ્ય સુખ મેળવી શકે છે. હું મ્હારા ધર્મ આગળ આ જીવનને પણ તુચ્છ સમજું છું. હું આપને કરગરીને કહું છું કે, મ્હારા ઉપર દયા લાવી મ્હને મ્હારા

પિતા પાસે જવા દ્યો. જે અધર્મ આપ આચારમાં મૂકો છો તે અ-
ધર્મથી આપની ઉન્નતિ થવાના બદલે અવનતિ જ થશે." કાન્તાએ
પાષાણુના અંતરને દ્રવિભૂત કરવાનો પ્રયત્ન કર્યો.

"પ્રિયા ! તું મ્હને ગમે તેટલું સમજાવીશ તો પણ મ્હારો
નિશ્ચય ફરનાર નથી—ત્હારા સૌન્દર્યસુધાનું પાન કર્યા સિવાય આ
સળગતા અંતરને શાન્તિ મળનાર નથી. વળી તું મ્હારી અવનતિ
થશે એવો ભય મ્હને દર્શાવે છે; પરંતુ મ્હારી ઉન્નતિનો સમય પાસે
આવી પહોંચ્યો છે. થોડા દિવસમાં જ યુવરાજ વિજયસિંહનું
કાસળ કાઢી નાખી હું આ રત્નગઢ રાજ્યનો મહારાણો થઇશ. તું
જાણે છે કે,

મ્હારી રાજસત્તાનો સમય નજદીક આવ્યો છે;
પ્રકાશ્યો ભાગનો ભાનુ, નવો સંદેશ લાવ્યો છે.

માટે મ્હારી પ્રબળ સત્તાનો વિચાર કર તથા મ્હારી ઈચ્છા
સત્વર પૂર્ણ કર." મદ્યની ઉત્તેજનાથી અંતરની ગુપ્તવાર્તાનો
ક્રૂરસિંહે સ્ફોટ કર્યો.

"ક્રૂરસિંહ ! ક્રૂરસિંહ ! હવે તો અધર્મની પરિસીમા જ આવી
પહોંચેલી જણાય છે. વ્યભિચારી, રાજ્યલોભી, ખૂની અને વ્યસની
બની તમે રજપૂતોના નામને પણ કલંકિત કરવાને ઈચ્છો છો કે
શું ? જે રજપૂતો સ્વધર્મનિષ્ઠ, દેશભક્ત અને પરોપકારી લેખાય છે
તે જાતિમાં જન્મગ્રહણ કરી તમે આવા અધમાધમ થતાં કાંઇ
વિચાર સુદ્ધાં કરતા નથી ?" કાન્તાએ હવે ઉગ્રસ્વરૂપ ધારણ કરી
આવેશમાં જ કહ્યું.

"સુંદરિ, હું વિશેષ કાંઇ સાંભળવા માગતો નથી—હું માત્ર
ત્હારા પ્યારની માગણી કરું છું." ક્રૂરસિંહે પોતાના નિશ્ચય ઉપર
દૃઢ રહીને કહ્યું.

" હું તમારી માગણીનો સાફ ઇન્કાર કરું છું. " કાન્તાએ પણ દૃઢતા દર્શાવી.

" હઠિલી અબળા ! હઠ કરવાથી સારું પરિણામ નહિ આવે. હું જુલ્મ ગુજારીને—બળાત્કાર કરીને પણ મ્હારી ઇચ્છા ફળિભૂત કરીશ. પાપ પુણ્યની મ્હને ચિંતા નથી. વિચાર કરી જો કે, આ બહાદુર સિંહના સપાટામાંથી તું મુક્ત થઇ શકે તેમ નથી જ. "

" આ જગતમાં જેનું રક્ષણકર્ત્તા કોઇ નથી તેનું રક્ષણકર્ત્તા કૃપાસિંધુ દીનબંધુ પરમાત્મા છે.

સતી સંતાપનારા આ જગતમાં દુઃખ પામે છે,
અધર્મી જન કદાપિ ના જરાયે સુખ પામે છે,
પ્રીતિ પરનારમાં રાખી, સુખી ના કોઇ થાયે છે.
દુરાચારી જનો અંતે, નરકની માંહી જાય છે.

માટે હજી પણ આ અનાથ અબળાની વિનતિ ઉરમાં ધરો અને આવી અધર્મવૃત્તિને અંતરમાંથી દૂર કરો. "

" ધર્મ અધર્મની મ્હને પરવાહ નથી. વળી નરક છે કે કેમ તેની સાબિતી શી છે ? શાસ્ત્રો અને પુરાણોમાં તો બધાં ગપ્પાં જ છે ! હું ત્હારી વિનતિ માન્ય કરી શકતો નથી. મ્હારા અંગમાં સળગી ઉઠેલા કામાગ્નિને હું શાન્ત કરી શકતો નથી. હવે તું કહે જોઇએ કે, ત્હારે મ્હારી ઇચ્છાને પરિતૃપ્ત કરવી છે કે નહિ ? "

" ના ના—હું પ્રાણાંતે પણ તમારી ઇચ્છા પરિતૃપ્ત કરી શકું તેમ નથી. તમારી ઇચ્છા હોય તો તમે મ્હારો જીવ લ્યો. સતી સ્ત્રી પોતાના ધર્મ આગળ જીવનને તુચ્છ સમજે છે. "

" ઠીક છે, ત્યારે હું જોઉં છું કે કોણ ત્હારું રક્ષણ કરે છે?" ક્રૂરસિંહ ક્રોધાવેશમાં જ કાન્તાના અંગને આલિંગન કરવા ધસ્યો. બરાબર આ સમયે જ ક્રૂરસિંહની પત્નીએ ત્યાં આવી ચઢીને કહ્યું:—

"સ્વામિન્ ! આ શું કરો છો ? તમે તમારા અંતરમાંથી દયાને દેશવટો આપી દીધો છે કે શું ? પરસ્ત્રીના પ્યારથી કોઈ વિશ્વમાં સુખ મેળવી શક્યું નથી. સતીને સંતાપવાથી સારું પરિણામ આવતું નથી. વિચાર કરી જુઓ કે, સતીને સંતાપી દુર્યોધન, કીચક, રાવણ વગેરે મહાન પુરુષોની પણ કેવી દુર્દશા થઈ ગઇ છે ! માટે આ દીન દાસીનું કહેવું માન્ય કરી આપ આ નિરાધાર બાળા ઉપર દયા દર્શાવો–તેના ઉપર જુલ્મની વૃષ્ટિ ન વર્ષાવો."

"મ્હારા કાર્યમાં તું શા માટે અડચણ કરે છે ? હું તને આજ્ઞા કરું છું કે, તું એકદમ અહીંથી ચાલી જા." ક્રૂરસિંહે કહ્યું.

"નહિ નહિ, એક અબળાનાં માન પ્રતિષ્ઠાનું રક્ષણ એક અબળા જ કરશે. સ્વામિન્ ! તમારાં આવાં અધર્મી કાર્યોથી મ્હારે શરમાવું પડે છે. સ્વદેશની સ્વતંત્રતાના પ્રચંડ યુદ્ધ સમયે તમે દેશબંધુઓને સહાયતા કરી નથી, પ્રાણાધિક પુત્ર આપણો ત્યાગ કરી ચાલ્યો ગયેલો હોવાથી તમે તેની કાંઈ શોધ કરી નથી, તે સિવાય તમારા અંતરમાં રાજ્યપ્રાપ્તિની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ છે. નિર્દોષ પ્રજાજનોને સુખી કરવાના બદલે તમે તેમની વહુ બેટીઓ ઉપર જુલ્મ ગુજારવા માંડયો છે, અર્થાત્ તમારા અધર્મની હવે હદ આવેલી છે. તમને વિનાશકાળે વિપરીત બુદ્ધિ જ સુઝી હોય એમ મ્હને લાગે છે." ક્રૂરસિંહની પત્નીએ પતિનાં અધર્મી કાર્યોનું વિવેચન કર્યું.

"ઠીક છે, હું ત્હારો એક શબ્દ પણ સાંભળવાને ઇચ્છતો નથી. આ સમસ્ત જગત્ મ્હારા વિચારોથી વિરુદ્ધ થશે તો પણ હું મ્હારા નિશ્ચયથી ડગનાર નથી. એક પત્ની તરીકે ત્હારે મ્હારી આજ્ઞાનુસાર વર્તવું એ ત્હારું કર્ત્તવ્ય છે." ક્રૂરસિંહે પત્નીને ઉદ્દેશીને કહ્યું.

"અને તમારું કર્ત્તવ્ય શું છે તેનો વિચાર તમે કરો છો કે ?

પ્રથમ તમે તમારું પોતાનું કર્ત્તવ્ય સુધારો એટલે પછી મ્હારું કર્ત્તવ્ય તમારે મ્હને નહિ શિખવવું પડે. ” પત્નીએ કહ્યું.

કાન્તા અત્યાર સુધી ક્રૂરસિંહની સાધ્વી પત્ની તરફ એકાગ્ર-દૃષ્ટિથી જોઈ રહી હતી. તેણે મૌનનો ભંગ કરીને કહ્યું:—“ માજી ! આ દીન બાળિકાને હવે માત્ર આપનો જ આશ્રય છે.”

“ તું નિર્ભયતાથી મ્હારી સાથે ચાલ. ” ક્રૂરસિંહની પત્નીએ કાન્તાને ઉદ્દેશીને કહ્યું.

કાન્તા ક્રૂરસિંહની પત્ની સાથે જવા લાગી. આ સમયે હવે વિશેષ બળાત્કાર કર્યાથી સારું પરિણામ નહિ આવે એમ વિચારી ક્રૂ-રસિંહ એકાગ્રદૃષ્ટિથી જે દિશા તરફ પત્ની જતી હતી તે તરફ જોઇ રહ્યો.



## પ્રકરણ ૩૩ મું:—અંતરના ઉભરા.

રાણી કમળાવતીને હવે સર્વાંશે આરામ થઇ ગયો હતો. રાણીની બિમાર સ્થિતિમાં યુવરાજ વિજયસિંહે તેની ઘણી સેવાશુશ્રુષા કરી હતી. કમળાવતી કેટલીક વખતે પોતાના અંતરમાં એવો વિચાર કરતી હતી કે, “ અરેરે ! જ્યારે જ્યારે હું વિજયસિંહને જોઉં છું ત્યારે ત્યારે હું મ્હારા અંતરમાં એક પ્રકારની અવ્યક્ત વ્યથા અનુભવું છું. જો ઇશ્વરે મ્હને પણ એક પુત્રરત્ન આપ્યું હોત તો તે આ અજ-મેર રાજ્યનો કાર્યભાર ઉપાડી લઇ મ્હારી ચિંતાને દૂર કરત; કિન્તુ શું કરવું ? ઇશ્વરશક્તિ સમક્ષ મનુષ્યેચ્છા કદાપિ ફળિભૂત થતી નથી; હવે તો માત્ર હું મ્હારી પ્રભા અને વિમળાને કોઇ સત્પાત્રના હાથમાં સમર્પણ કરી શકું તો મ્હારો વ્યથિત આત્મા શાન્ત થાય. વળી મ્હને એમ લાગે છે કે, વિમળા અને વિજયસિંહ વચ્ચે અનુરાગ

ઉત્પન્ન થયો છે. જો મ્હારી આ માન્યતા યથાર્થ હોય તો દૂધમાં સાકર અને સુવર્ણમાં સુગંધનું મિલન થયા જેવો જ શુભ પ્રકાર એ ગણી શકાય. વિજયસિંહ જેવું પાત્ર પુનઃ પુનઃ મળવું મુશ્કેલ છે. મ્હારી ખાત્રી છે કે, પરમકૃપાળુ પરમાત્મા જે કરશે તે સારું જ કરશે."

એક તરફથી કમળાવતી જ્યારે આવા વિચારો કરતી હતી ત્યારે બીજી તરફ રાજમહાલય પાસે આવેલા ઉદ્યાનમાં વિજયસિંહ અને વિમળા એકબીજાંને એકબીજાંના અંતરનું દર્શન કરાવી પ્રણયના ઝૂલે ઝૂલતાં હતાં. મુગ્ધા બાળિકાની લજ્જા, શરમ અને સંકોચ જો કે અદ્યાપિ સર્વાંશે દૂર થયાં નહોતાં; કિન્તુ પ્રેમિકના વિશેષ સહવાસના પરિણામે પૂર્વેનું તેનું મૌન અદ્રશ્ય થઇ ગયું હતું. ઉભયના અંતરમાં પવિત્ર પ્રેમના પૂર્ણ પ્રકાશની સુવિમળ જ્યોતિ પ્રકાશી રહી હતી.

ઉદ્યાનમાં એક એકાન્ત સ્થળે આ પ્રેમિક પ્રેમિકા એક બીજાંની સાથે બેઠાં હતાં. વિજયસિંહે આવેશમાં જ કહ્યું:—"પ્રિયતમે ! હવે તો આ પ્રેમિકની પ્રેમયાચના સ્વીકારશો ને ? જેમનાં હૃદય વિશુદ્ધ પ્રેમથી પરિપૂર્ણ છે તેમના સુખને સાક્ષાત ઇશ્વર સુદ્ધાં ઓછું કરી શકતો નથી. તમારા વિયોગમાં મ્હેં મ્હારા દિવસો કેટલા બધા દુઃખમાં પસાર કર્યા હતા એ માત્ર મ્હારો અંતરાત્મા જ જાણે છે ! જો તમારી ઇચ્છા હોય તો હું માતાજીને આ વાર્ત્તા નિવેદન કરી આપણા ઉભયના વિવાહમાં તેમની સંમતિ મેળવું ? માતાજી મ્હારી પ્રાર્થના અવશ્ય સ્વીકારશે જ એવો મ્હને દ્દઢ વિશ્વાસ છે. પ્રથમ હું તમારી ઇચ્છા જાણવા મ્હાઉં છું."

"મ્હારી ઇચ્છા આપનાથી ક્યાં અજાણી છે ? શું મ્હેં જે પ્રતિજ્ઞા કરી છે તે આપના સ્મરણમાં નથી ? હે જીવનાધિક ! આ હૃદયસિંહાસનના માલિક માત્ર આપ છો. આપ મ્હારાં નયનોનું તેજ,

હૃદયનું લોહી અને જીવનનું સર્વસ્વ છો. આપ જ મ્હારી ભક્તિમાં સાક્ષાત કૃષ્ણ છો. જુઓ સાંભળો,

હૃદય–સ્વામી ! નયનતારા ! જીવન આધાર છો મ્હારા !
જીગરના દેશપર પ્યારા ! પરમ સત્તા તમારી છે !
નજર મળતાં હૃદય ફૂલે, બનાવી દાસી વિણુ ભૂલે,
હૃદયવ્યાપી પ્રણય ઝૂલે ! સદા ઝૂલાવનારી છે.
જીવનના પ્રાણ–ઉપવનમાં, પ્રણયની કુંજકાનનમાં,
વિરહ મીઠડાં વિલાસનમાં, પિયુજીની પથારી છે.
ખિલ્યાં ફૂલડાં વિવિધ ન્યારાં, સીંચ્યા પ્રેમે કનક ક્યારા,
હૃદય–સિંહાસને પ્યારા ! બિરાજો અર્જ મ્હારી છે.
ફર્યા છો પ્રેમમંદિરમાં, જશો વ્હાલા હવે તે ક્યાં ?
પડે પગલાં તમારાં ત્યાં, હમારી રાહદારી છે.
મળે છે ચાર આંખો જ્યાં, વહે ત્યાં પ્રેમનાં ઝરણાં,
હૃદય એકતાર સંધાતા, અજબ ત્યાં શી ખુમારી છે ?
શરણગત કિંકરી જાણો, તમારી પ્રેમિકા માનો,
તમારી મીઠડી વાણી, મ્હને તો પ્રાણપ્યારી છે.

રા. વસન્ત.

જીવનાધાર ! આથી વિશેષ શું કહું ? આપ સ્વદેશભક્ત બહાદુર યુવક છો. જો હું આપની સેવિકા થઇશ તો મ્હને પોતાને ઘણી સૌભાગ્યવતી સમજીશ. ”

“ પ્રિયતમા ! અત્યારે મ્હારા મનમાં હું જે સ્વર્ગીય સ્નેહાનંદ અનુભવું છું તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી થઈ શકે તેમ નથી. ખરેખર, રમણીનું મન ચમત્કારિક વસ્તુ છે. એવું સરળ મન જગતમાં કોઇનું પણ હોતું નથી. પરમાત્માએ આ ત્રિવિધતાપપૂર્ણ અશાન્ત

સંસારમાં જીવમાત્રની શાન્તિના અર્થે જો શાન્તિમયી સ્રીજાતિની ઉત્પત્તિ ન કરી હોત તો આ જીવ જગત્‌માં કોઈ પણ માણસને એક ક્ષણ માટે પણ સુખશાન્તિ મળી શકત કે કેમ એ માટે પ્રબળ શંકા છે. જે પ્રેમિકની પ્રણયપ્રતિમાથી પોતાના પ્રેમિકનો એક ક્ષણ માત્રનો પણ વિયોગ સહન કરી શકાતો નથી એ પ્રેમિકને ધન્ય છે! એ પ્રેમિક તેની પ્રેમિકાને પૂર્ણ સુખ અને શાન્તિ આપી શકે છે. આવું સરળ અંતઃકરણવાળું રમણીરત્ન જેની ગૃહલક્ષ્મી થાય તેને આ જગત્‌માં શાનો અભાવ હોઈ શકે ? પ્રિયતમા ! હું આજે જ માતાજીની સંમતિ મેળવી, સ્વરાજ્ય તરફ પ્રયાણ કરીશ, અને આ શુભ કાર્ય સત્વર સંપૂર્ણ થઇ જાય એવી વ્યવસ્થા કરીશ. મ્હારી ગેરહાજરીમાં મ્હારા કાકા ક્રૂરસિંહે રાજ્યની ઘણી અવ્યવસ્થા કરી નાખી છે; તેથી વિના વિલંબે મ્હારે રત્નગઢ જવું જોઇએ."

"આપના કાર્યમાં બાધા કરવાની મ્હારી ઇચ્છા નથી; પરંતુ જો જો, પાછા આ સેવિકાને ભૂલી ન જતા. સત્વર દર્શનનો અલભ્ય લાભ આપી મ્હને આપના જીવનની સહચરી બનાવજો એટલી જ મ્હારી નમ્ર પ્રાર્થના છે." વિમળાએ ગદ્‌ગદ કંઠે કહ્યું.

"તે માટે તું નિશ્ચિંત્ત રહેજે. વળી મ્હેં એમ સાંભળ્યું છે કે, અદ્યાપિ યવનો રાજસ્થાનમાંથી ચાલ્યા ગયા નથી. આટલી આટલી મુશ્કેલી વેઠયા છતાં હજી પણ તેઓ સ્વતંત્ર રાજસ્થાનને પરાધીનતાના બંધનમાં બાંધવાને ઇચ્છે છે; પરંતુ આ સમયે મ્હારો તેમની સાથે અંતિમ યુદ્ધ કરવાનો નિશ્ચય છે. એ યુદ્ધ પ્રસંગે હું રાજસ્થાનના સઘળા રાજા મહારાજાઓને નિમંત્રણ કરવાનો છું." વિજયસિંહે કહ્યું.

"ત્યારે તો મ્હને પણ આપની સાથે યુદ્ધમાં લઇ જશોને?"

વિમળાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"હજી દુઃખ પડવામાં બાકી રહી છે કે, પુનઃ સંકટમગ્ન થવાને ઇચ્છે છે ?" વિજયસિંહે પૂર્વવાતનું સ્મરણ કરાવતાં કહ્યું.

"બહાદુર રજપૂત રમણીઓ સ્વદેશની સ્વતંત્રતાના માટે સંકટોની ચિંતા નહિ રાખતાં યુદ્ધક્ષેત્રમાં ઝઝુમે છે એ પ્રકાર કાંઇ આપનાથી અજાણ્યો નથી." વિમળાએ નિર્ભયતા દર્શાવી.

ત્યાર પછી બીજી કેટલીક વાતચિત કરતાં કરતાં આ પ્રેમિક પ્રેમિકા ઉદ્યાનમાંથી રાજ મહાલયમાં ચાલ્યાં ગયાં.



## પ્રકરણ ૩૪ મું:—ચંદ્ર અને તારા.

ચંદ્ર કિલ્લેદાર થયો હતો; કિન્તુ તે રાજમહાલયમાં નિવાસ કરતો નહોતો. શાન્તિના સમયે કિલ્લામાં રહેવાની આવશ્યક્તા પણ નહોતી. સેનાપતિના વિશાળ મહાલયમાં તે ઘણી જ સુખ સ્વચ્છંદતામાં પોતાના દિવસો પસાર કરતો હતો. સેનાપતિના મહેલના એક ભાગના કેટલાક ઓરડાઓ ચંદ્રના વ્યવહાર માટે નિયોજિત થયા હતા. અનેક દાસદાસીઓની સેવા સ્વીકારી ચંદ્ર ત્યાં સંપૂર્ણ સ્વાધીનતામાં રહેતો હતો. તેને આ સ્થળે કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થતો નહિ.

રાત્રિનો સમય હતો. ચંદ્ર પોતાના વિશ્રામગૃહમાં બેઠો બેઠો અનેક પ્રકારની ચિંતા કર્યા કરતો હતો. ચિંતાના અંતે તેનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઇ આવ્યું એવામાં કોઇએ તેની પાસે આવીને કહ્યું:—"તમે રડો છો કે ? હું માતાજીને કહી દઇશ."

ચંદ્રે જોયું કે, સ્હામે જ જ્યોત્સ્નામયી તારા આવીને ઉભી રહી હતી. કોણ જાણે કે તારામાં શું હતું ? જ્યાં તે હોય ત્યાં ચિંતા

રહેતી નહિ—રુદન રહેતું નહિ. ચંદ્રે અશ્રુજળ સાફ કરતાં કરતાં હસીને કહ્યું:—" હું મ્હારો ગુન્હો કબૂલ કરું છું; તું માતાજીને કાંઇ કહીશ નહિ. "

" ત્યારે તમે રુદન કેમ કરતા હતા ? " તારાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

" અત્યાર સૂધી તું મ્હારી પાસે કેમ આવી નહોતી ? મ્હને ભૂલી ગઇ હતી કે શું ?" ચંદ્રે વાતને ફેરવી નાખવાના ઉદ્દેશથી પૂછ્યું.

" હું તમને ભૂલી જઉં ? ! શું તમે મ્હારા ભાઈ નથી ? " બાળિકાએ પ્રેમની પરિસીમાનું દર્શન કરાવ્યું.

ચંદ્ર વિસ્મિત દૃષ્ટિથી તારાના મનોહર વદનમંડળ તરફ જોઈ રહ્યો. તેણે વિચાર્યું, " કોઇ મહા ભાગ્યશાળી યુવકને જ આ બાળિકારત્નની પ્રાપ્તિ થશે. "

તારાએ પૂછ્યું:—" તમે મ્હારા મ્હોં તરફ શુ જોઇ રહ્યા છો ? તમે શાની ચિંતા કરો છો ? "

" ત્હારા દર્શન સિવાય હું સ્થિર રહી શકીશ કે કેમ તેની જ ચિંતા હું કરું છું. " ચંદ્રે કહ્યું.

" ત્યારે તમે મ્હારો ત્યાગ કરી જશો કે, ભાઈ ? " તારાએ ગદ્‌ગદકંઠે પૂછ્યું.

" તારા ! જો કદાચ હું ત્હારો ત્યાગ કરી જઉં તો ? "

" ત્યારે હું શું કરું તો તમે મ્હારો ત્યાગ ન કરી જાઓ ? "

" ત્હારો વિવાહ થશે એટલે તું જ અમારો ત્યાગ નહિ કરી જાય કે ? "

આ સમયે તારાએ મૌન ધારણ કર્યું; કિન્તુ વિવાહની વાત સાંભળી તે કાંઇ વિશેષ લજ્જિજતા પણ થઈ ગઈ નહિ. પુનઃ તેણે આગ્રહસૂચક સ્વરે પૂછ્યું:—" તમે શા માટે મ્હારો ત્યાગ કરી

જશો, ભાઇ ? "

" તારા, હું ત્હારો ત્યાગ કરીને ક્યાં જવાનો છું ? મ્હારા માટે ઉભા રહેવા જેવું જગતમાં બીજું એક પણ સ્થાન નથી. "

આ સમયે તારાનું અંતર વ્યથિત થયું. તારાએ પણ પોતાનો બાળિકાસુલભ આગ્રહ છોડયો નહિ. તેણે કહ્યું:—" જ્યારે એમ છે ત્યારે તમે મ્હારો ત્યાગ કરી જવાની વાત કેમ કહી ? "

" જો વિશેષ સુખ કિંવા વિશેષ દુઃખ મ્હારા ભાગ્યમાં આવી પડશે તો જ હું ત્હારો ત્યાગ કરીશ; નહિ તો ત્હારાં માતાજીને માતાજી સમજી મ્હારું સમસ્ત જીવન હું અહીં રહીને જ પસાર કરીશ. "

આ વચનોનું સ્પષ્ટ રહસ્ય તારા સમજી શકી નહિ. તેણે પૂછ્યું:— " તમે વિશેષ સુખ કોને માનો છો ? "

ચંદ્રે ઉત્તર આપ્યો:—" સ્વદેશમાં પાછા જવામાં હું અપાર સુખ સમજું છું. "

તારા જાણતી હતી કે, સ્વદેશનો પ્રસંગ કાઢતાં ચંદ્રનું અંતર વ્યથિત થતું હતું. પોતાની જન્મભૂમિ ક્યાં છે એ ચંદ્ર કોઇને કહેતો નહિ. જો એ સંબંધી કોઇ તેને કશો પ્રશ્ન પૂછતું તો તે સજળનયને મૌન ધારણ કરી રહેતો હતો; આથી કોઈ તેને કાંઇ વાત પૂછતું નહિ. તારાએ સ્વદેશની વાત નહિ કાઢતાં પૂછ્યું:—" ધારો કે કદાચ વિશેષ સુખની પ્રાપ્તિ થઈ તો ? "

ચંદ્રે કહ્યું:—" એ અસંભવ છે; તો પણ જગદંબાની કૃપાથી જો વિશેષ સુખ મ્હને પ્રાપ્ત થશે તો પણ હું કદાપિ ત્હારો ત્યાગ કરી જઇશ નહિ, તારા. "

આ ઉત્તરને તારા બિલકુલ સમજી શકી નહિ; તે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી ચંદ્રના મુખ તરફ જોઇ રહી. ક્ષણ કાળ પછી તેણે કહ્યું:— " હું કાંઇ સમજી શકી નથી. આ વાર્તા મ્હને સ્પષ્ટ સમજાવો. "

ચંદ્રે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"જો કદાચ પ્રસંગ મળશે તો હું આ વાર્તા સમજાવીશ. હમણાં તું મ્હને વિશેષ કાંઇ પૂછીશ નહિ."

ક્ષણકાળપર્યંત બન્ને જણાં શાન્ત રહ્યાં. તારાના અંતરમાં જાણે કે કાંઇનું કાંઇ થઇ જવા લાગ્યું. તે કાંઈ સમજી શકી નહિ. અત્યાર પહેલાં ચંદ્રનાં નેત્રોમાં અશ્રુજળ જોઇ તેણે તેની પાસે અપરાધ કબૂલાવ્યો હતો; પરંતુ હવે તેનાં નેત્રોમાં જ અશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે ચંદ્રના વદનમંડળ તરફ એક વખત જોયું. તેણે જોયું કે, ચંદ્ર પણ તેના મ્હોં તરફ જોઇ રહ્યો છે. આથી તેનાથી રુદન કરી શકાયું નહિ. તે હસી પડી. ચંદ્ર પણ હસ્યો; પરંતુ ઉભયનાં નેત્રોમાં જળરાશી અટકી રહ્યું હતું.

થોડા સમય પછી જયન્તકુમાર ત્યાં આવી પહોંચ્યો. તેના મ્હોં ઉપર પ્રગાઢ નિરાશાની છાયા છવાઇ ગયેલી હતી; તેનાં નેત્રો તેજોહીન બની ગયેલાં હોઇ તેના હાથ પગ ધ્રૂજતા હતા. બંધુની આવી સ્થિતિ જોઇ તારા અધીરતાથી બોલી ઉઠી:—"ભાઈ! તમે આવા કેમ થઈ ગયા છો? કાંઈ દર્દ થયું છે કે શું?"

તારાને જોઇ જયન્તકુમારનાં નેત્રો સહજ પ્રફુલ્લ થયાં. તેણે હસીને કહ્યું:—"ના ના—મ્હને કાંઈ દર્દ થયું નથી. હું ઘણો ક્લાન્ત થઈ ગયો છું. તું મ્હારા કપાળપર હાથ મૂકી જો એટલે ત્હારી ખાત્રી થશે કે મ્હને કાંઇ થયું નથી."

તારા બંધુની પાસે બેસી બંધુના મસ્તક ઉપર પોતાનો કોમળ હાથ ફેરવવા લાગી—સ્થાનભ્રષ્ટ થઇ ગયેલા કેશગુચ્છને સુવ્યવસ્થિત કરવા લાગી. આ કોમળ કરસ્પર્શથી જયન્તના મસ્તકની પીડા થોડા ઘણા અંશે ઓછી થઇ. તેણે તારાને કહ્યું:—"તારા! તું ઘરમાં જઈ માતાજીને કહે કે મ્હને ભૂખ લાગી છે."

તારા ચાલી ગઇ—વિશ્રામગૃહનો દીપક પણ જાણે કે તે સાથે જ નિર્વાપિત થઇ ગયો.

## પ્રકરણ ૩૫ મું.—હૃદયભેદક નિરાશા.

જયન્તકુમારની મુખમુદ્રા જોઇને જો કે તારા છેતરાઇ; કિન્તુ ચંદ્ર છેતરાયો નહિ. ચંદ્ર જાણતો હતો કે, સામાન્ય કારણથી જયન્તકુમાર કદાપિ ચિંતાતુર બની જતો નહિ. ચંદ્ર જયન્તકુમારનું સાંત્વન કરવાના ઉદ્દેશથી તેની પાસે જઇને બેઠો. તેણે જયન્તના બન્ને હાથ પોતાના હાથમાં લઇ લીધા. તે જયન્તકુમારની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિનું મિલન કરી થોડા સમય સુધી બેસી રહ્યો.

એકાએક જયન્તની દૃષ્ટિ ચંદ્રના હાથ ઉપર પડી. તેની આંગળી ઉપર પુષ્પાવતી તરફથી સમર્પિત થયેલી મુદ્રિકા હતી. જયન્તકુમારે એ મુદ્રિકા જોઇ. જોતાંની સાથે જ વિશેષ વિચાર નહિ કરતાં તે બોલી ઉઠયો:—"ચંદ્રસિંહ! આ મુદ્રિકા તમને ક્યાંથી મળી?"

ચંદ્ર સહજ શરમાઇ ગયો. એકાએક તે કશો ઉત્તર આપી શકયો નહિ. જયન્તે આવેગને વશ થઇ ચંદ્રનો હાથ પોતાના હૃદય પાસે ખેંચી લઈ જઇને કહ્યું:-"ચંદ્રસિંહ! કહો જોઇએ કે, આ મુદ્રિકા તમને કોઇએ આપી નથી? કહો કહો કે, આ મુદ્રિકા તમને ક્યાંથી મળી છે?"

ચંદ્ર સઘળું સમજી શકયો. જયન્તના નિરાશ પ્રાણની વેદનાનાં વચનો સાંભળી તે ઘણો વ્યથિત થયો. તે કશો ઉત્તર આપી શકયો નહિ. ચંદ્રને ચૂપ રહેલો જોઇ જયન્તકુમારનો સંદેહ વૃદ્ધિંગત થઇ ગયો. ક્રમે ક્રમે તેના અંતરમાં સઘળી હકીકતનું સ્મરણ થયું. બળાત્કારપૂર્વક ચંદ્રનો હાથ તરછોડી નાખી જયન્તકુમાર ઉઠીને ઉભો

ચયો, તથા બારીં પાસે જઈ તેણે બારી ઉઘાડી નાખી. જો આ સમયે જયન્તકુમાર સંપૂર્ણ શુદ્ધાવસ્થામાં હોત તો તે જોઇ કિંવા સમજી શકત કે, બારી ઉઘડતાંની સાથે જ ત્રણચાર માણસો દિવાલની ઓથે છુપાઈ ગયા કિંવા અંધકારમાં અદૃશ્ય થઇ ગયા.

આમ છતાં જયન્તકુમારની એ તરફ દૃષ્ટિ નહોતી. તે ખુલ્લી બારી પાસે ઉભો રહી અંધકારમય આકાશમંડળ તરફ જોઇ રહ્યો. ઘણા સમય સુધી તે આવી જ સ્થિતિમાં બારી પાસે ઉભો રહ્યો.

ઘણા સમય પછી જયન્તકુમાર પાછો ચંદ્ર પાસે જઇને ઉભો રહ્યો, તથા મૃદુ તેમજ અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું:—"ચંદ્રસિંહ! તમને જે વસ્તુની પ્રાપ્તિ થઇ છે તે આ સમસ્ત પૃથિવીમાં દુર્લભ છે. હું આશીર્વાદ આપું છું કે, તમે એ રત્નને ઉપયુક્ત થાઓ."

બીજું કાંઈ જયન્તકુમાર બોલી શકયો નહિ. આ સમયે જયન્તકુમાર રડી પડયો. નેત્રોનું રુંધાઈ ગયેલું કમાટ હમણાં ખુલી ગયું. —પ્રવાહ બન્ને બાજુએથી પ્રવાહિત થવા લાગ્યો. ચંદ્ર કાંઇ પણ સમજી શકયો નહોતો; છતાં જયન્તકુમારને રુદન કરતો જોઇને તે પણ રુદન કરવા લાગ્યો. બાળકની માફક બન્ને જણાએ પુષ્કળ રુદન કર્યું. શા માટે તેઓએ રુદન કર્યું તેનું કારણ તેઓ બન્નેમાંથી કોઈ સમજી શકયું નહિ. રુદન કરવાથી જાણે કે ઉભયનો હૃદયભાર હલકો થયો.

બરાબર આ સમયે બારી સાથે કોઇનો અવાજ થયો. બન્ને જણા ચમકીને ઉઠી ઉભા થયા, તથા બારી નીચેની અંધકારમાં છુપાઇ રહેલી દિવાલનું અવલોકન કરવા લાગ્યા. કોઈ ઠેકાણે કાંઇ જોવામાં આવ્યું નહિ. બન્ને જણા પુનઃ પલંગપર જઇને બેઠા. જયન્તકુમારે કહ્યું:—"ચંદ્રસિંહ! આવતી કાલે મ્હારે ઘણે દૂર જવાનું છે—કયારે પાછો આવીશ તેનો કશો નિર્ણય નથી."

ચંદ્રસિંહે પૂછયું:—"કયાં જશો?"

જયન્તકુમારે ઉત્તરમાં કહ્યું:—"યવનો હજી સુધી રાજસ્થાનનો ત્યાગ કરી ગયા નથી; તેથી પુનઃ તેઓ કદાચ હલ્લો કરે એવો ભય રહે છે; માટે તેમણે કયા સ્થાને છાવણી નાખી છે, તથા તેમની સૈન્યસંખ્યા કેટલી છે વગેરે બાબતોની ખાત્રી કરવા માટે હું છુપી રીતે જનાર છું."

આમ કહીને જયન્તકુમાર ચંદ્ર પાસેથી ચાલ્યો ગયો. ચંદ્ર ઉઠીને પોતાના વિશ્રામગૃહની બ્હાર નીકળી પડયો. બ્હાર જતાં જ ઉજ્વળ દીપકના પ્રકાશનું તે દર્શન કરી શકયો. એ પ્રકાશમાં તેણે બે સ્ત્રીઓને ઘોડેસ્વાર થઇ પોતાના તરફ આવતી જોઇ. ચંદ્ર સહજ અગ્રેસર થયો. પાસે જતાં જ તેણે જોયું કે, તેની સ્હામે જ રાજકુમારી પુષ્પાવતી અને તેની પાછળ તેની પરિચારિકા લીલા હતી.

ચંદ્ર વ્યાકુળતાથી રાજકુમારી પાસે જઇને ઉભો રહ્યો. તેનાં નેત્રામાં ઉત્સાહ અને આશા જાગ્રત થયાં. સમસ્ત હૃદય જેની આકાંક્ષા કરતું હતું તેને સ્હામે જ જોઇને ચંદ્ર આનંદથી અવસન્ન બની ગયો. તેનો સમસ્ત દેહ કંપી ઉઠયો. આવી અંધકારમયી રાત્રે રાજકુમારી એકલી અત્રે કેમ આવી છે તે પૂછવું ચંદ્રસિંહ ભૂલી ગયો. લીલાનું અસ્તિત્વ, આકાશ, પૃથિવી આદિ સર્વનું તેને વિસ્મરણ થઈ ગયું. અંધકાર અને પ્રકાશનું સામ્રાજ્ય પણ તેની દૃષ્ટિથી દૂર થઈ ગયું ? સઘળું ભૂલી જઇ તે રાજકુમારીના ચંદ્રવદન તરફ મુગ્ધદૃષ્ટિથી જોઇ રહ્યો.

પુષ્પાવતી પણ જાણે કે વિહ્વળ હૃદયથી એક સ્વપ્નનું દર્શન કરવા લાગી. એ સ્વપ્ન જાણે કે અસ્પષ્ટ હતું—એનો દેખાવ જો કે સ્પષ્ટ નહોતો. જાણે કે કાંઇ જોવાને માટે તેનું હૃદય પાગલ બની ગયું હતું—જાણે કે કોઇને સ્પર્શ કરવાને માટે તેનું હૃદય દોડતું હતું. સ્હામે તે જે જોતી હતી તે જાણે કે બરાબર નહોતું—જે શોધતી

હતી તે જાણે કે તે બરાબર મળતું નહોતું; જાણે કે કોઇ ચોતરફ ફર્યા કરતું હતું; કિન્તુ તે તેને સ્પર્શ કરી શકતી નહિ. એક પ્રકારની અસ્ફુટ વેદનાથી જાણે કે તેનો આત્મા કિંવા પ્રાણ અસ્થિર બની જતો હતો. કિન્તુ એ વેદના જાણે કે સમજી શકાતી નહોતી. પુષ્પાવતી ચંદ્ર તરફ નહિ જોતાં વ્યથિત હૃદયે અને અવશ નયને અંધકારપૂર્ણ પૃથિવી તરફ જોઇ રહી હતી.

ચંદ્રે કહ્યુ:—"રાજનન્દિનિ!"

આ કોમળ સંબોધન સાંભળવામાં આવતાં રાજકુમારીનું સર્વાંગ કંપી ઉઠયું. ધીમે ધીમે સઘળી હકીકત તેના સ્મરણમાં આવી. ચંદ્ર, તારા, લીલા, રાત્રિ, અંધકાર વગેરે સર્વનું ક્રમે ક્રમે તેને સ્મરણ થયું. આ સઘળું જ્ઞાન ઉત્પન્ન થવાની સાથે થોડી લજ્જા અને હિંસાની જવાળા પણ ઉત્પન્ન થઇ. રાજનન્દિએ પોતાના અશ્વને ફેરવ્યો.

પથરાવાળો માર્ગ અંધકારમય હતો—અશ્વ ધીમે ધીમે ચાલ્યો ગયો. ચંદ્ર પણ અશ્વની સાથે સાથે ચાલવા લાગ્યો. આવો પ્રકાર જોઇને લીલાએ કહ્યુ:—"આપ પાછા ચાલ્યા જાઓ—તારા બ્હેન આપની રાહ જોઇને બેસી રહ્યાં હશે."

બરાબર આ સમયે રસ્તાની પાસે કોઇનો અવાજ થયો. જાણે કે કોઈ ધીમેથી હસતું હતું. એ હાસ્યધ્વનિ સાંભળી ત્રણે જણાં ચમકી ઉઠયાં. કાંઇક ઉત્તેજિત કંઠે લીલાએ કહ્યું:—"હું ધારું છું તારા બ્હેન આપની પાછળ પાછળ આવે છે!"

જેનો હાસ્યધ્વનિ સંભળાતો હતો તે હાસ્યધ્વનિ તારાનો નહિ, કિન્ત પ્રમદાનો હતો. પ્રમદા રાજકુમારી પાસેથી વિદાય લઈ ઘેર ગઈ હતી. ત્યાં જઇને તેણે તેની માતાને એમ જણાવ્યું કે, રાજકુમારીએ તેને બોલાવી છે. ત્યાર પછી અંધકાર વિશેષ ગાઢ થયો એટલે પ્રમદા સેનાપતિના મહેલ તરફ રવાના થઈ. ત્યાં તે ચંદ્રના વિશ્રામ-

ગૃહથી થોડે દૂર આવેલા એક ઉચ્ચવૃક્ષના થડ પાછળ . અંધકારમાં છુપાઇને ઉભી રહી. પુષ્પાવતીને આવી ગયેલી તેણે છુપી રીતે જોઇ લીધી. આવો પ્રકાર જોઇને તે પણ ઘેર પાછી ચાલી જાત; કિન્તુ તેણે આશ્ચર્ય પામીને જોયું કે, ચાર પાંચ માણસો ચુપકીદીથી આવીને ચંદ્રના વિશ્રામગૃહની દિવાલ પાસે નીચેના ભાગમાં ઉભા રહ્યા. એ લોકો ત્યાંથી ચાલ્યા ગયા, વળી પાછા થોડા સમયમાં જ પુનઃ ત્યાં આવ્યા. પુનઃ પાછા તેઓ ચાલ્યા ગયા. પ્રમદાના અંતરમાં ઘણો ભય ઉપજ્યો. એક વખત આ સમાચાર તેણે પહેરેગીરને જણાવવાનો વિચાર કર્યો; કિન્તુ તેમ કરવાનું સાહસ તેનાથી થયું નહિ. પોતે ચોરની માફક આવેલી હોવાથી તે પહેરેગીરને ચોરની બાતમી કેવી રીતે આપી શકે ? પ્રમદા મૌન ધારણ કરી બેસી રહી.

અલ્પકાળ પછી વિસ્મય પામીને પ્રમદાએ જોયું કે, પુષ્પાવતી પુનઃ સેનાધિપતિના મહેલ તરફ આવે છે. તે સમજી ગઈ કે, તેનો હેતુ સફળ થયો છે. પ્રમદા ઉઠી ઉભી થઈ. સહજ અગ્રેસર થઈ સઘળી વાતચિત સાંભળવાની તેના અતંરનાં જીજ્ઞાસા ઉત્પન્ન થઇ.

લીલાની હકીકત સાંભળી પ્રમદાને હસવું આવ્યું. પોતાનો ઉદ્દેશ સફળ થયેલો સમજી તેણે હાસ્ય કર્યું. મ્હોં ઉપર કપડું દબાવીને તે ખુબ હસી. એ અસ્ફુટ હાસ્યધ્વનિ લીલાના સાંભળવામાં આવતાં લીલાએ જે વ્યંગોક્તિ કરી તે પણ પ્રમદાએ સાંભળી. તેનું હાસ્ય ઉછળી જવા લાગ્યું. તે નાશવા લાગી.

જે દિશા તરફથી હાસ્યધ્વનિ સાંભળ્યો હતો તે સ્થાન ચંદ્ર શોધવા લાગ્યો. તેણે ઘણી શોધ કરી. કોઇને તે જોઇ શકયો નહિ. પુનઃ તે રાજકુમારીની પાસે આવીને ઉભો રહ્યો, તથા બોલ્યોઃ—"હું કોઇને જોઇ શકયો નથી તેથી કોણ હસ્યું હશે તેનો મ્હારા અંતરમાં વિચાર થાય છે."

લીલાએ સહેજ હાસ્ય કરીને કહ્યું:—“ કિલ્લેદાર મહાશય માત્ર તલ્વારની જ ક્રીડામાં નિપુણ છે એટલું જ નહિ કિન્તુ તેઓ છળના પ્રતારણામાં પણ ઘણા જ દક્ષ છે. ”

હવે પુષ્પાવતી ત્યાં ઉભી રહી નહિ. તેણે વિદ્યુદ્વેગથી અશ્વ દોડાવ્યો. લીલા પણ રાજકુમારીની પાછળ પાછળ જવા લાગી. જતી વખતે તેણે કહ્યું:—“ વીરશ્રેષ્ઠ રજપૂત ! એક જ વખતે બે અશ્વ ઉપર સ્વાર થઇ શકાતું નથી; એમ કરવા જતાં ઉલટું કષ્ટ વેઠવું પડે છે.”

ચોતરફ ભીષણ અંધકારનો વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. ચંદ્ર એ અંધકારમાં એકલો ઉભો રહ્યો. શું થઇ ગયું તે એ સમજી શક્યો નહિ. તે વિચારમગ્ન સ્થિતિમાં હતો એવામાં જ કોઇએ તેના બન્ને હાથ પાછળથી બળાત્કારપૂર્વક પકડી લીધા. ચંદ્રે પાછા ફરીને જોયું નહિ. તે જેમ ઉભો રહ્યો હતો તેમ જ ઉભો રહ્યો. ચોતરફથી તેને કેટલાક લોકોએ ઘેરી લીધો હતો. હવે તે શુદ્ધિમાં આવ્યો. તેણે ઉચ્ચ સ્વરે કહ્યું:—“ હું ક્યાં છું ? તમે સર્વ કોણ છો ? ”

ચંદ્રને ઘેરી લેનાર માણસો પૈકીના એકે કહ્યું:—“ અમે તમારા શુભાકાંક્ષી મિત્રો છીએ. તમારો વિવાહ કરવાને માટે અમે તમને અહીંથી લઇ જવાને આવ્યા છીએ. તમે વિવાહ કરવાને નારાજ છો કે શું ? ”

આ સમયે બીજો એક જણ બોલી ઉઠયો:—“ વિલંબ ન કરો—નહિ તો કદાચ કોઇ આવી ચઢશે. એને સત્વર બાંધી લઇ ઘોડા ઉપર નાખો. ”

આ આજ્ઞા કરનાર યવનસેનાપતિ બહાદુરજંગ હતો. ચંદ્ર સમજી શક્યો કે, પોતાના દુર્દૈવે તે શત્રુઓનો કેદી થઇ પડયો હતો. તેણે વિચાર્યું:—“ હવે મ્હને જીવનની શી પરવાહ છે ? મ્હારી સઘળી

ઇચ્છાઓ ફળિભૂત થઇ છે !"

આ સમયે પાસેથી કોઇ રમણીનો ઉચ્ચ સ્વર સાંભળવામાં આવ્યો કે, "આટલામાં કોણ છે? સત્વર આવો–કિલ્લેદારને શત્રુઓએ કેદ કર્યા છે."

આ વાકય ઉચ્ચારનાર પ્રમદા હતી. એક યવન સૈનિકે અગ્રેસર થઈ તેના હાથ, પગ, મ્હોં વગેરે બાંધી દીધું. પ્રમદા બંધનાવસ્થામાં ભીષણ અંધકારમાં પડી રહી.



## પ્રકરણ ૩૬ મું.—પુનઃ શત્રુઓના સપાટામાં.

આવી બંધનાવસ્થામાં પડી રહેવાની ઇચ્છા કોઈને થાય જ નહિ. પ્રમદાને પણ એવી ઇચ્છા થઇ નહિ. તેના જેવી ચતુરા રમણીને માટે બંધનમુક્ત થવું એ કાંઇ વિશેષ મુસ્કેલીભર્યું કાર્ય નહોતું.

સત્વર પ્રમદાએ પોતાનાં બંધન છોડી નાખ્યાં. ત્યાર પછી શત્રુઓ કયા માર્ગથી કયી દિશા તરફ જાય છે એ તરફ તેણે લક્ષ્ય આપ્યું. તેણે શત્રુઓને ત્વરિતગતિથી ફત્તેહગઢની ઉત્તર દિશા તરફ ચાલ્યા જતા જોયા અલ્પકાળમાં જ બદમાશો રાત્રિના ભીષણ અંધકારમાં અદ્રશ્ય થઇ ગયા.

પ્રમદાએ પોતાનાં વસ્ત્રો વ્યવસ્થિત કર્યાં. પછીથી તે સેનાપતિના પ્રાસાદ તરફ અગ્રેસર થઈ. સિંહદ્વાર તરફ નહિ જતાં જે તરફ ચંદ્ર નિવાસ કરતો હતો તે તરફ જ પ્રમદા ગઇ. જે દ્વારમાંથી ચંદ્ર બ્હાર નીકળ્યો હતો તે દ્વાર ઉઘાડું જ હતું. એ માર્ગે અગ્રેસર થઇને પ્રમદાએ એક ન્હાના ઓરડામાં પ્રવેશ કર્યો. એ ન્હાના ઓરડામાંથી આગળ વધતાં ચંદ્રના બેઠકખાનામાં જવાતું હતું. આ બન્ને ઓરડાની વચ્ચેના ભાગમાં આવેલા દ્વાર પાસે ઉભી રહીને પ્રમદાએ જોયું કે,

ત્યાં આગળ જયન્તકુમાર અને તારા ઉભાં હતાં. જયન્ત જાણે કે પીડિત હતો, અને તારા તેની સેવા શુશ્રુષા કરતી હતી. તારાને જોઈ પ્રમદાનું મન સહજ સંકુચિત થઈ ગયું. તે એ સ્થળે જઇ શકી નહિ. દ્વાર પાસે ઉભી રહીને જ તે કાંઇ વિચારવા લાગી.

અંતે બ્હાર નીકળીને તે અશ્વશાળા તરફ અગ્રેસર થઈ. હજી રાત્રિનો એક પણ પ્રહર થયો નહોતો. સઘળા રક્ષકો જાગ્રત હતા. પ્રમદાએ પોતાના મન સાથે કાંઇ નિર્ણય કરી એક રક્ષક પાસે જઇને કહ્યું:—" કિલ્લેદાર મહાશય ઘોડો મંગાવે છે. તેમનો ઘોડો ક્યાં છે? સત્વર અશ્વને સુસજ્જિત કરી આપો. "

" કિલ્લેદાર મહાશય ક્યાં છે ? " રક્ષકે પૂછયું.

સહજ હસીને પ્રમદાએ કહ્યું:–" તેઓ રાજ–અંતઃપુરમાં છે."

રક્ષકે વિશેષ હાસ્ય કરીને પૂછયું:—" તમે કોણ છો ? "

આ સમયે હાસ્યની સાથે કટાક્ષનું મિલન કરી પ્રમદાએ કહ્યું:– " હું રાજકુમારીજીની દાસી છું. "

રક્ષકના અંતરમાં હવે બિલ્કુલ સંદેહ રહ્યો નહિ. તેના અંતરનો સઘળો સંદેહ કટાક્ષોમાં ભસ્મીભૂત થઇ ગયો. રક્ષકે સત્વર અશ્વ તૈયાર કરી આપ્યો. તેના બાહુનું અવલંબન કરીને પ્રમદા અશ્વ ઉપર બેઠી. એ કોમળ સ્વરોથી રક્ષકનું સર્વાંગ કંપી ઉઠયું.

ઘોડેસ્વાર થઇ પ્રમદાએ ઘોડાને વાયુવેગે દોડાવ્યો. મહાવેગગામી અશ્વ સત્વર ફત્તેહગઢ અતિક્રમ કરી ઉત્તર તરફ દોડવા લાગ્યો. રાત્રિ અંધકારમયી હતી. રસ્તો પહાડી હતો. આમ છતાં પ્રમદાનાં સાહસિક અંતરમાં સહજ પણ ભય નહોતો. જે સમયની અત્રે આ નવલકથા લખીએ છીએ એ સમયે રાજસ્થાનની ઘણીખરી રમણીઓ અશ્વવિદ્યામાં નિપુણા હતી. અશ્વચાલનાનું શિક્ષણ પ્રમદાએ પણ પુષ્કળ મેળવ્યું હતું. અંધકારનો ભેદ કરી, પ્રચંડ

ઠંડી તરફ દુર્લક્ષ્ય કરી તે વાયુવેગે આગળ વધતી હતી.

ઘણા સમય સુધી માર્ગ કાપ્યા પછી પ્રમદા પોતાની સ્હામે દૂર જાણે કે કોઇનો અસ્પષ્ટ શબ્દ સાંભળી શકી. વિના વિલંબે તે અશ્વ ઉપરથી નીચે ઉતરી પડી, તથા લક્ષ્ય આપીને તેણે કાંઇ સાંભળ્યું. ક્ષણ માત્રમાં ભૂમિનો ત્યાગ કરી તે પાછી અશ્વ ઉપર ચઢી બેઠી. પુનઃ અશ્વ તીરવેગે દોડવા લાગ્યો. વળી પાછી થોડા સમયને અંતરે તેણે અશ્વની ગતિને ધીમી કરી નાખી.

આ સમયે પોતાની સ્હામે થઇને પ્રમદાએ અનેક ઘોડેસ્વારોને જતા જોયા. તેમની સંખ્યા કેટલી હતી તેનો નિર્ણય અંધકારની પ્રબળ સત્તા હોવાથી તે કરી શકી નહિ. તેણે એવો નિર્ણય કરી લીધો કે એ ઘોડેસ્વારો જ ચંદ્રને કેદ પકડી લાવ્યા છે.

પ્રમદાનું અનુમાન કાંઈ અમૂલક નહોતું. લગભગ બસો સૈનિકો વચ્ચે ઘેરાઇને ચંદ્ર જતો હતો. તેની બાજુમાં જ યવન સેનાપતિ બહાદુરજંગ હતો. ચંદ્રના હાથ પગ જો કે બાંધેલા નહોતા; કિન્તુ તેના અશ્વની લગામ બહાદુરજંગે બળપૂર્વક પકડી રાખી હતી.

પાછીથી જ્યારે યવન સૈનિકોના અશ્વો શ્રમિત થઇ ગયા ત્યારે તેઓ કોઈ એકાન્ત આશ્રયસ્થાન શોધવા લાગ્યા; પરંતુ આશ્રય સ્થાન જડી આવતું નહોતું. વળી જાહિર રસ્તા ઉપર આશ્રય લેવામાં અડચણ વેઠવી પડે તેમ હતું. કદાચ ચંદ્રના ગૂમ થયાની હકીકત જાણવામાં આવતાં રજપૂત સૈનિકો તેની શોધ કરવા નીકળી અહીં સુધી આવી ચઢે તો ? ઘણો વિચાર કરી બહાદુરજંગે પોતાના સાથીદારોસહ દક્ષિણ દિશાએ આવેલા ગંભીર અરણ્યમાં પ્રવેશ કર્યો.

પ્રમદા યોગ્ય દૂરત્વનું રક્ષણ કરી પાછળ પાછળ જતી હતી. જ્યારે યવનોએ દક્ષિણ દિશામાં આવેલા અરણ્યમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રમદાએ પણ એ અરણ્યમાં પ્રવેશ કર્યો. જ્યારે સર્વેએ અશ્વોને

મુક્ત કરી વૃક્ષ નીચે રાત્રિ પસાર કરવાની વ્યવસ્થા કરવા માંડી ત્યારે પ્રમદાએ થોડે દૂર જઇ એક ઉપયુક્ત સ્થળે પોતાના અશ્વને બાંધી દીધો, અને પછી પાછી આવી તે એક ઉચ્ચ વૃક્ષ ઉપર ચઢી ગઇ. એ સૈન્યદલ ઉપર દૃષ્ટિ રાખી પ્રમદાએ રાત્રિનો સમય વૃક્ષ ઉપર જ પસાર કર્યો.

પ્રભાતકાળે પ્રમદા વૃક્ષ ઉપરથી નીચે ઉતરી પડી તથા અશ્વ લઇને વિશેષ દૂર ગઇ. એક ન્હાના તળાવ પાસે જઈ પહોંચીને તેણે અશ્વનો આહાર મેળવ્યો.

પ્રમદા જ્યારે પાછી ફરી ત્યારે વસુંધરા ઉપર પ્રકાશનો વિસ્તાર થયો હતો. તે યવન સૈનિકો પાસે જવાનું સાહસ કરી શકી નહિ; પરંતુ દૂરથી તે એ યવનદલમાં કાંઈ કોલાહલ થતો જોઈ શકી. સાહસનો સંચય કરી પ્રમદા ધીમે ધીમે આગળ વધવા લાગી, તથા એક ઉચ્ચ વૃક્ષની મજબુત શાખા ઉપર જઇ તે સઘળો પ્રકાર જોવા લાગી; કિન્તુ તે કાંઈ જોઇ શકી નહિ. એ શાખાનાં પત્રો અને અન્ય ન્હાની શાખાઓ આદિ અંતરાયરૂપ થઈ પડયું. થોડા સમયમાંજ યવન સૈનિકોનો કોલાહલ બંધ પડી ગયો. તે દિવસે આખો દિવસ તેમણે એ અરણ્યમાં જ પસાર કર્યો. પ્રમદાએ પણ ક્ષુધાની ચિંતા નહિ રાખતાં પોતાની ગત રાત્રિ અને સમસ્ત દિવસ વૃક્ષ ઉપર પસાર કર્યો.

બીજે દિવસે સંધ્યાકાળ પછી યવનસૈનિકો ચંદ્રને સાથે લઇ આગળ વધવા લાગ્યા. પ્રમદા પણ તેઓ જોઇ શકે નહિ એવી રીતે તેમની પાછળ પાછળ જવા લાગી. તેમણે જ્યારે શ્રમિત થઈ જઇ પુનઃ એક સ્થળે આશ્રય લીધો ત્યારે પ્રમદાએ પણ દૂર આવેલા એક સ્થળે અશ્વને બાંધી દઇ વૃક્ષ ઉપર આશ્રય મેળવ્યો. તે જાણે કે સહજ પણ શ્રમ અનુભવતી નહોતી.

બે દિવસ સુધી કોઇની સાથે વાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત નહિ

થયાથી પ્રમદાને ઘણું દુઃખ લાગતું હતું. તે એમ વિચારતી હતી કે, 'ખાધા સિવાય રહી શકાય છે; કિન્તુ વાતચિત કર્યાં સિવાય રહી શકાતું નથી.' ત્રીજા દિવસે તેણે વળી એમ વિચાર્યું કે, 'વાતચિત કર્યાં સિવાય રહી શકાય છે; પરંતુ આહાર કર્યાં સિવાય રહી શકાતું નથી.' ત્રીજા દિવસે તો અનાહારથી અવસન્ન બની જઇ પ્રમદા એક વૃક્ષના મૂળ પાસે સૂઈ ગઈ. તેના કાન પાસે વિવિધ પ્રકારનો અવાજ થવા લાગ્યો. કોઇ જાણે કે તેને એમ કહેવા લાગ્યું કે, "તું ક્ષુધાની વેદના ભોગવી શા માટે મરી જાય છે? તું ઘેર પાછી ચાલી જા, એટલે ખોરાક મેળવી શકીશ."

દાંત સાથે ઓષ્ઠ પીસીને પ્રમદાએ કહ્યું:—"મરી જવાશે તો અહીંજ મરી જઈશ—બીજા કોઈ સ્થળે તો નહિ જ જઇશ!"

## પ્રકરણ ૩૭ મું:—કપટનો બદલો.

અજમેરથી રાણી કમળાવતીની ઈચ્છા જાણી લઇ બે દિવસથી જ વિજયસિંહ રત્નગઢ ગયો હતો. તેની ઇચ્છા જાણી રાણી કમળાવતીએ પોતાની પ્રાણાધિક પુત્રી વિમળાને તેને સમર્પણ કરવાની સંમતિ આપી હતી. અદ્યાપિ શુભવિવાહનું મુહૂર્ત નક્કી થયું નહોતું.

જ્યારે વિજયસિંહ રત્નગઢ જઈ પહોંચ્યો ત્યારે સૌથી પ્રથમ તે પોતાના કાકા ક્રૂરસિંહને મળ્યો. ભત્રિજાને જોતાં જ ક્રૂરસિંહનું મુખમંડળ મલિન બની ગયું; છતાં પોતાનો અંતરભાવ છુપાવી રાખીને તેણે કહ્યું:—"કેમ ભાઈ! હવે તો શરીર ઠીક છે ને? તમારી ચિંતાથી રાત્રિ દિવસ મ્હને ચેન પડતું નહોતું. તમારી સાથે મ્હેં જે સૈનિકોને મોકલ્યા હતા તેમાંના લક્ષ્મણસિંહ નામના સૈનિકે કોણ જાણે કે શા હેતુથી તમને નસાડી મૂકયા હતા તેનું કારણ હું સમજી શકતો નથી.

તેના અંતરમાં કોઈ ખોટો ઉદ્દેશ જ હોવો જોઇએ એમ હું ધારું છું. વળી મ્હેં ચંદ્રસિંહને તમારી શોધમાં મોકલ્યો છે તેનો પણ પત્તો નથી."

વિજયસિંહ કાકાનાં વચનો સાંભળી ઘણો દુઃખિત થયો. હજી પણ પોતાના કાકા પોતાની પ્રતારણા કરવાનો પ્રયત્ન કરે છે વિચારી તે વ્યથિત થયો; છતાં હમણાં તેણે ક્રૂરસિંહને કાંઇ કહેવું ઉચિત ધાર્યું નહિ. તેણે કહ્યું:—"કાકા! આપનો મ્હારા પ્રત્યે અવર્ણનીય પ્રેમ છે એ હું સારી રીતે સમજું છું. જગતમાં આપ જ હવે મ્હારા વડિલ છો. મ્હારી ગેરહાજરીમાં આપે રાજ્યકારભાર ચલાવવાની જે તકલીફ ઉઠાવી છે એ માટે હું આપનો ઘણો આભારી થયો છું."

"હું શું કરું? મ્હારે મ્હારું કર્ત્તવ્ય તો બજાવવું જ જોઇએ ને? બાકી હવે તો કેટલીક વખત એવો વિચાર થઇ આવે છે કે, હું મ્હારું અવશિષ્ટ આયુષ્ય વાનપ્રસ્થાશ્રમમાં પસાર કરું. આ સંસાર સાગરમાંથી તરી જવાને માટે પ્રત્યેક મનુષ્યે પોતાની ઉત્તરાવસ્થામાં ઇશ્વરભક્તિ કરવી જોઇએ." ક્રૂરસિંહે કપટતાનો આશ્રય સ્વીકારીને કહ્યું

."પરંતુ કાકા! મ્હેં એમ સાંભળ્યું છે કે, યવન સૈન્ય અદ્યાપિ રાજસ્થાનનો ત્યાગ કરી ગયું નથી. અદ્યાપિ રાજસ્થાનને સ્વાધીન કરવાની મહત્વાકાંક્ષાનો તેમણે ત્યાગ કર્યો નથી; માટે પ્રથમ તેમની સાથે યુદ્ધ જાહિર કરી તેમને હું રાજસ્થાનમાંથી હાંકી કાઢવાને ઇચ્છું છું." વિજયસિંહે મૂળ વાત કાઢી.

"ભાઈ! તમારા આ વિચારને હું સંમત થઇ શકતો નથી. યવનો સાથે યુદ્ધમાં ઉતરવાથી સ્વતંત્ર અજમેર અને ફત્તેહગઢ રાજ્યની કેવી દુર્દશા થઇ છે, કેટલા રણઘેલા રજપૂતોનો એ યુદ્ધોમાં જીવ ગયો છે એ સઘળી હકીકત તમારાથી અજાણી છે કે? વળી હમણાં એવો સમય છે કે, પોતપોતાનું સંભાળીને સર્વે નિશ્ચિંત બેસી રહે છે. અન્યને સહાયતા કરવાનું સાહસ કોઇ કરી શકતું નથી; તેથી જો

આપણે યવનો સાથે યુદ્ધમાં ઉતરીશું તો આપણા રાજ્યની પણ દુર્દશા થશે.” ક્રૂરસિંહે કહ્યું.

“કાકા! આપના અંતરમાં આવા વિચારો હશે એમ હું ધારતો નહોતો. સ્વદેશની સ્વાધીનતાના માટે કદાચ આ રાજ્યસિંહાસનનો ત્યાગ કરી જંગલમાં રહેવું પડે, મિષ્ટ ભોજનોના બદલે માત્ર ફળફળાદિથી ક્ષુધાની શાન્તિ કરવી પડે તો પણ સ્વદેશભક્ત રજપૂતોએ—ક્ષત્રિય વીરોએ પ્રસન્નતાથી તેમ કરવું જોઇએ. વળી હજી સુધી કાંઇ રાજસ્થાનના સઘળા રાજા મહારાજાઓ સર્વાંશે સ્વાર્થવશ નથી થઇ ગયા. હજી પણ આપણા પરમપવિત્ર રાજસ્થાનમાં અનેક સ્વદેશભક્ત વીરશિરોમણી રાજાઓ હયાત છે. આપણે સત્વર તેમને આપણો નિશ્ચય જણાવી આપણી મદદે બોલાવીશું. આ સ્વતંત્રતાના મહાયજ્ઞમાં કદાચ આપણા દુર્ભાગ્યે આપણો વિજય નહિ થાય તો પણ માતૃભૂમિના ચરણોમાં આપણે આપણું તન, મન અને જીવન સમર્પણ કરી કૃતાર્થ થઇશું.” વિજયસિંહે સ્વદેશભક્તિ પ્રત્યેની પોતાની પ્રીતિ પ્રદર્શિત કરી.

“ભાઈ! હું જે કાંઇ કહેવાની ઇચ્છા રાખું છું તે કહી ચુક્યો છું. મ્હારી ઇચ્છા પ્રમાણે વર્તવું કે કેમ તેનો વિચાર તમારે કરવાનો છે.” ક્રૂરસિંહે ગંભીરતાથી કહ્યું.

“ના ના—કાકા! મ્હારા દેશબંધુઓના ઉપર જુલ્મ ગુજરતો મ્હારાથી નહિ જ જોઈ શકાય. ફત્તેહગઢના રાજાએ યુદ્ધ પ્રસંગે તમારી પાસે સહાયતા માગી હતી; છતાં તમે તેમને સહાયના કરી નથી એ ઘણો અન્યાય કર્યો છે. જે બહાદુર રજપૂતો ભય શબ્દને સમજતા નથી તેજ બહાદુર રજપૂતોના પાળક થઇ આપ તેમના ઉપર જુલ્મ ગુજરતો જોઇ—તેમનો સંહાર થતો જોઇ ચૂપ રહ્યા છો એ ઠીક કર્યું નથી. એ સમયે જો હું અહીં હાજર હોત તો મ્હારા દેશબંધુઓને અવસ્ય સહાયતા કરત; છતાં મ્હેં મ્હારું કર્ત્તવ્ય

તો બનાવ્યું છે જ. વળી હજી સૂધી આપ મ્હારી સાથે કપટબાજી રમો છો એ ઠીક કરતા નથી. મ્હારી ગેરહાજરીમાં આપે પ્રજાના પાલક થવાના બદલે સંહારકનું સ્વરૂપજ ધારણુ કર્યું હતું એ સઘળી હકીકત રાજ્યના જુના નોકરોદ્વારા મ્હારા જાણુવા જાણુવામાં આવી છે. વળી નિમકહલાલ લક્ષ્મણુસિંહને તમે શા અપરાધથી કેદખાનામાં રાખ્યો છે તે પણુ હું સમજી શકતો નથી.” વિજયસિંહે ઉત્તેજના-સૂચક સ્વરે કહ્યું.

આ સઘળી હકીકત સાંભળવામાં આવતાં ક્રૂરસિંહનું કાળજું કંપી ઉઠયું. પોતાની પ્રપંચજાળને ભેદાઇ ગયેલી જોઇને તે ઘણો વ્યથિત થયો. તેણે નમ્રતાથી કહ્યું:—“યુવરાજ ! જુના નોકરોને મ્હેં નોકરી ઉપરથી કાઢી મૂકેલા છે તેથી જ તેમણે તમારા અંતરમાં સાચી ખોટી વાતો સમજાવી છે. મ્હેં કોઇના ઉપર જુલ્મ કર્યો નથી. લક્ષ્મણુસિંહે તમને ખોટી હકીકત સનજાવી અરણ્યમાંથી નસાડી મૂકયા હતા એ મહાન્ અપરાધ બદ્દલ જ મ્હેં એને કેદ કરી રાખ્યો છે. વળી વિચાર કરી જુઓ કે, હું તમારો વડિલ છું; છતાં તમે મ્હને નહિ કહેવાનાં વચનો કહી સંભળાવો છો. તમારા આવા વ્ય-વહારથી મ્હારું અંતર ઘણું દુઃખી થાય છે.”

“કાકા ! તમે મ્હારા વડિલ છો એ સત્ય છે; કિન્તુ એક વડિલ તરીકે તમારું મ્હારા પ્રત્યે શું કર્ત્તવ્ય છે એ તમે જાણો છો કે ? રાજ્યલોભની રાક્ષસી મહાત્વાકાંક્ષા તમારા અંતરમાં ઉત્પન્ન થયેલી હોવાથી તમે મ્હારું ખૂન કરાવવાના પણુ બનતા પ્રયત્નો કર્યા છે; પરંતુ પરમકૃપાળુ પરમાત્માની અપાર કૃપાથી જ હું તમારા જુલ્મનો ભોગ થઇ પડતો બચ્યો છું. વળી લક્ષ્મણુસિંહ સર્વાંશે નિર્દોષ છે એની સાબિતી હું તમને હમણાં જ કરી આપું છું. ( દ્વાર તરફ જોઇ ) પહેરેગીર ! જા, કારાધ્યક્ષ પાસે જઇને કહે કે તે સ-

ત્વર લક્ષ્મણસિંહને અહીં લઇ આવે. ”

" જેવી આજ્ઞા ” કહી પહેરેગીર ચાલ્યો ગયો. ક્રૂરસિંહ આવો પ્રકાર જોઇ ભયની ભાવનાથી કંપવા લાગ્યો. વિજયસિંહે એકાગ્રદષ્ટિથી તેના તરફ જોઇ રહીને કહ્યું:—" કાકા ! આપ ઉમ્મર યોગ્ય છો છતાં એક પ્રજાપાલકનું કર્ત્તવ્ય આપ જાણતા નથી તેથી મ્હને ઘણો અફસોસ થાય છે.

સંતાન સમ પાળે પ્રજા તે રાજ યોગ્ય ગણાય છે,
ન્યાયનું રક્ષણ કરે તે પ્રજાપાળક થાય છે;
પાળી પ્રજાને પ્રેમથી નિજદેશની સેવા કરે,
સ્વાતંત્ર્યપ્રીતિ રાજવી હરનિશ અંતરમા ધરે.

જેનામાં સ્વદેશાભિમાન નથી—પ્રજાવાત્સલ્ય નથી—ન્યાયદષ્ટિ નથી એ રાજા પ્રજાનો પાળક નહિ; પરંતુ સંહારક છે. પ્રજાના દુઃખે રાજાએ દુઃખી અને સુખે સુખી રહેવું જોઇએ. વળી તમારા અંતરમાં તમારા પોતાના પુત્ર માટે જ જ્યારે પ્રેમ નથી ત્યારે પછી પ્રજાને માટે તો ક્યાંથી જ પ્રેમ હોઈ શકે ? તમારી નિષ્ઠુરતાનું દર્શન નહિ કરી શકાયાથી જ ચંદ્રસિંહ અહીંથી ચાલ્યો ગયો છે. તેણે પોતાના વીરત્વથી સમસ્ત રાજસ્થાનમાં પોતાની કીર્તિનો વિસ્તાર કર્યો છે. હમણાં તે ફતેહગઢ રાજ્યના કિલ્લેદારની જગ્યા ઉપર છે. આજે જ હું તેની તેડી લાવવા માટે માણસો મોકલનાર છું."

આ સઘળો ભેદ જાહિર થઇ ગયેલો જાણી ક્રૂરસિંહ વિશેષ કાંઇ બોલવાનું સાહસ કરી શકયો નહિ. થોડા સમયમાં જ કારાધ્યક્ષ લક્ષ્મણસિંહને ત્યાં લઇ આવ્યો. વિજયસિંહે કારાધ્યક્ષને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. તે ચાલ્યો ગયો એટલે વિજયસિંહ લક્ષ્મણસિંહને ઉદ્દેશીને પૂછ્યું:—" લક્ષ્મણસિંહ ! મ્હારા કાકા ક્રૂરસિંહે

મ્હારું ખૂન કરાવવાનું કાવત્રું રચ્યું હતું કે કેમ ?"

"જી હા. મ્હેં આપને સાવધાન કરી અરણ્યમાંથી નસાડી મૂક્યા હતા એટલા માટે જ મ્હારે કઠિન કારાગારનું કષ્ટ વેઠવું પડે છે."

"ના ના યુવરાજ! લક્ષ્મણસિંહ તદ્દન અસત્ય વચનો ઉચ્ચારે છે." ક્રૂરસિંહ વ્યાકુળતાથી વચ્ચે બોલી ઉઠયો.

આ સમયે વિજયસિંહે પહેરેગીરને મોકલી પોતાની સાથે પોતાનું ખૂન કરવા આવેલા સઘળા સૈનિકોને ત્યાં બોલાવ્યા તથા ક્રૂરસિંહની હાજરીમાં જ તેણે તેમને સઘળી સત્ય વાત કહેવાની આજ્ઞા કરી, તથા જો તેઓ સત્ય હકીકત કહે તો તેમને ક્ષમા આપવાનું જણાવ્યું અને જો અસત્ય હકીકત કહે તો તેમનો જીવ લેવાનો ભય દર્શાવ્યો. આથી તેમણે સર્વેએ સઘળી સત્ય હકીકત કહી સંભળાવી અને ક્રૂરસિંહનું કાવત્રું જાહિર થઇ ગયું; પછીથી લક્ષ્મણસિંહને બંધનમુક્ત કરી વિજયસિંહે સઘળા સૈનિકોને ત્યાંથી વિદાય થવાની સૂચના કરી. તેઓ સર્વે ત્યાંથી વિદાય થઇ ગયા. આ સમયે તારાએ ત્યાં આગળ આવી ચઢીને કહ્યું:—"યુવરાજ! સબુર કરો—ક્રૂરસિંહનો અધર્મ કાંઈ માત્ર આટલેથી જ અટકયો નથી. મ્હારા જેવી વિધવાને પણ તેમણે દુઃખ દેવામાં કમીના રાખી નથી. તેમણે મ્હારા પાતિવ્રત્યધર્મનો ભંગ કરવાનો પ્રબળ પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેમનાં દેવીસ્વરૂપિણી પત્નીએ જ મ્હારા અમૂલ્ય શીયળધનનું સંરક્ષણ કર્યું છે. યુવરાજ! હું આપની પાસે ન્યાયની યાચના કરું છું."

"બ્હેન! ક્રૂરસિંહનાં પાપોની સીમા નથી; છતાં હું તેમના બાળકસ્વરૂપ હોવાથી મ્હારાથી તેમને કોઇ પણ પ્રકારની શિક્ષા કરી શકાય તેમ નથી. આ જગતમાં અધર્મી માણસને ઇશ્વર તરફથી જ યોગ્ય સજા થાય છે. જે મનુષ્ય જેવાં કર્મ કરે છે તેવાં જ ફળ

પામે છે, એ તમે ક્યાં નથી જાણતા ?" વિજયસિંહે આ પ્રમાણે કહી ક્રૂરસિંહ તરફ તીવ્ર દૃષ્ટિપાત્ કરીને કહ્યું:—"કાકા ! હવે હું તમને 'કાકા' ના સંબોધનથી સંબોધતાં પણ શરમાઉં છું. તમે મ્હારી ગેરહાજરીમાં જે અનીતિ ચલાવી છે. તેના બદલામાં તમે મ્હારા વડિલ હોવાથી વિશેષ કાંઇ સજા હું તમને કરી શકતો નથી; પરંતુ મ્હારી ઇચ્છા એવી છે કે, તમે કૃપા કરી હંમેશાંને માટે રત્નગઢ રાજ્યની સરહદમાંથી દૂર થઇ જાઓ. મ્હારે મ્હારા ન્યાયને અને કર્ત્તવ્યને અનુસરીને જ તમને આટલી શિક્ષા કરવી પડે છે, મ્હારાં માતાસ્વરૂપિણી કાકીનું હું અહીં રક્ષણ કરીશ."

ક્રૂરસિંહ વિષણ્ણવદને ત્યાંથી ઉઠી ઉભો થયો, અને વિશેષ કાંઇ નહિ બોલતાં ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૩૮ મું:—અરણ્યમાં મૃત્યુ.

યવન સૈનિકો ચંદ્રને સાથે લઈ લગભગ પોતાની છાવણી પાસે જઇ પહોંચ્યા હતા. પ્રમદા પણ છુપી રીતે અન્નના અભાવથી અવસન્ન બની જઇ તેમની પાછળ પાછળ જતી હતી. તેના શરીરમાં સહજ પણ શક્તિ નહિ રહેલી હોવા છતાં તે ચંદ્રને પોતાની દૃષ્ટિમર્યાદા બ્હાર જવા દેતી નહિ. રસ્તામાં એક ઠેકાણેથી માત્ર એકાદ ફળ મેળવી પ્રમદાએ પોતાની ક્ષુધા શાન્ત કરવાનો પ્રયત્ન કર્યો હતો; કિન્તુ ત્રણ ચાર દિવસની ક્ષુધાની વ્યથા માત્ર એકાદ ફળના આહારથી શાન્ત થાય ખરી કે ?

ચોથા દિવસે રાત્રે યવન સૈનિકોએ પુનઃ એક સ્થળે છાવણી નાખી. હવે માત્ર એક જ દિવસનો માર્ગ બાકી હતો. જે સ્થળે યવનોએ છાવણી નાખી એ સ્થળથી થોડે દૂર આવેલા એક વૃક્ષ ઉપર

પ્રમદા પણ ચઢી બેઠી. આ વૃક્ષ યવન સૈન્યે મુકામ કર્યો હતો એ સ્થળની પાસે આવેલું હોવાથી જ પ્રમદા યવનોની સઘળી વાતચિત સાંભળી શકતી હતી. રાત્રિના સમયે બહાદુરજંગે ચંદ્ર પાસે બેસીને કહ્યું:—" વીરશ્રેષ્ઠ બાળક ! ફત્તેહગઢ સાથે થયેલા યુદ્ધમાં તમે જે અપૂર્વ શૌર્યવીર્ય પ્રદર્શિત કર્યું છે તેની સઘળી કીર્ત્તિ કથા મ્હારા સાંભળવામાં આવી છે. જો તમે એ યુદ્ધમાં ભાગ ન લીધો હોત તો અત્રે અવશ્ય રજપૂતોનો પરાજય કરી ફત્તેહગઢને સ્વાધીન કરી શકત. હજી પણ જો તમે અમને મળી જશો તો તમે મક્કાધિપતિ ખલિફાની કૃપા પ્રાપ્ત કરી અપાર ઐશ્વર્યના અધિકારી થઇ શકશો—તમે એક મહારાણાના જેવા ઠાઠમાઠમાં તમારા જીવનનો અવશિષ્ટ કાળ પસાર કરી શકશો. "

" સેનાપતિ સાહેબ, વિના કારણ મ્હને લોભ શા માટે દર્શાવો છો ? રાજ્યલોભને વશ થઇ હું કદાપિ મ્હારી જન્મભૂમિનો દ્રોહ કરી શકું તેમ નથી. હું ક્ષત્રિય—રજપૂત બાળક છું. ખરો રજપૂત દેશની સ્વતંત્રતાના મહાયજ્ઞમાં જ આત્મોત્સર્ગ કરી સ્વર્ગનો અધિકારી થાય છે.

નિજ ધર્મને ભૂલી જઇ જે દેશદ્રોહી થાય છે,
તેનું જીવન આ વિશ્વમાંહી વ્યર્થ તો લેખાય છે,
હો દુઃખના ડુંગર પડે, ચિંતા નથી તેની જરા,
વીર દેશભક્તો જે ખરા, ધ્રૂજાવતા આખી ધરા.

માટે સેનાપતિ સાહેબ ! આપ આપની ઇચ્છામાં આવે એવી મ્હારી દુર્દશા કરો; પરંતુ એટલું ચોક્કસ યાદ રાખજો કે, આ બાળક કદાપિ પોતાની માતૃભૂમિથી કૃતઘ્ન થઈ શકશે નહિ. " ચંદ્રસિંહે સ્વદેશભક્તિની દૃઢતા દર્શાવી.

" બહાદુર બાળક ! તમે વિના કારણ મૃત્યુને નિમંત્રણ કરો

છો. તમારાં હિન્દુશાસ્ત્રો પણ એમ જણાવે છે કે, પોતાનો પ્રાણ બચાવવાને માટે કોઈ પણ કાર્ય કરવામાં પાપ નથી.” બહાદુરજંગે કહ્યું.

“ ના ના—તમે સર્વથા અસત્ય વચનો ઉચ્ચારો છો. હિંદુ ધર્મ અને હિન્દુશાસ્ત્રો જગત્‌માં ઉત્તમોત્તમ છે. તેની કલ્પના તમને કાળાંતરે પણ આવી શકે તેમ નથી. વળી રણઘેલા રજપૂતો અને સતી રજપૂતાણીઓ પોતાના પ્રાણ કરતાં પણ સ્વદેશને વિશેષ મૂલ્યવાન્ સમજે છે. એમ હોવાથી જ આજકાલ સમસ્ત સંસારમાં રજપૂતોની સ્વદેશભક્તિની પ્રશંસા થાય છે. જે બહાદુર રજપૂતો સ્વતંત્રતાના હિમાયતી છે—એકનિષ્ટ દેશભક્તો છે તેઓ કદાપિ સ્વાર્થને સમજતા જ નથી. આત્મોત્સર્ગ કરવો—જન્મભૂમિની સ્વાધીનતાના મહાયજ્ઞમાં જીવન સમર્પણ કરવું એ જ એમના જીવનનું ધ્યેય હોય છે. તેઓ સમરાંગણને જ પોતાની સુખશય્યા સમજે છે.”

બહાદુરજંગે કહ્યું:—“ ત્યારે તમે અમને કોઈ પણ પ્રકારની સહાયતા નહિ જ કરો કે ? અંતે અમારે તમારા ઉપર જુલ્મ ગુજારવો પડશે કે ? ”

“ મ્હારા તરફથી સહજ પણ સહાયતા મેળવવાની આપ આશા રાખશો નહિ. તમારે આ દેહના ઉપર જેટલો જુલ્મ ગુજારવો હોય તેટલો બેલાશક ગુજારો.” ચંદ્રે પોતાની દૃઢતાનો ત્યાગ ન જ કર્યો.

બરાબર આ સમયે એક લગભગ પચાસ પોણોસો ઘોડેસ્વારોની ટુકડી ત્યાં આવી પહોંચી. શત્રુઓ સાવધાન થઇ ગયા, અને તેઓ પણ ઘોડેસ્વાર થઈ ગયા. તેમણે એમ જ વિચાર્યું કે, ચંદ્ર એકાએક ગૂમ થઇ જવાથી ફત્તેહગઢના સૈનિકો તેને સહાયતા કરવાને જ આવેલા હોવા જોઇએ. પ્રમદા વૃક્ષ ઉપરથી આ સઘળો પ્રકાર જોઇ રહી હતી.

ચંદ્રસિંહ આવનાર સૈનિકોને પિછાની ગયો. ઉભયપક્ષ વચ્ચે

જોત જોતાંમાં પ્રચંડ યુદ્ધનો આરંભ થઇ ગયો. હવે ચંદ્ર પણ અશ્વ ઉપર સ્વાર થઈ જઇ શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. તેના અપૂર્વ વીરત્વથી અને અદ્દભુત અસિચાલનાથી અસંખ્ય યવન સૈનિકો જમીનદોસ્ત થઈ ગયા. જો કે યવન સૈનિકો કરતાં રજપૂત સૈનિકોની સંખ્યા માત્ર અડધી હતી તો પણ બહાદુર રજપૂતોએ યવનોનો પરાજય કર્યો. જે દશ પંદર યવન સૈનિકો જીવતા રહ્યા હતા તેમને સાથે લઇ બહાદુરજંગ પલાયન કરી ગયો. ચંદ્ર મુક્ત થયો.

આ સમયે આકાશમાં ચંદ્રદેવ ઉદિત થયા હતા. પૃથિવી ઉપર સુવિમળ–સ્નિગ્ધ પ્રકાશનો વિસ્તાર થયો હતો. અદ્યાપિ વિશેષ રાત્રિ પસાર થઇ નહોતી.

યવનો સાથેના આ યુદ્ધમાં લગભગ ત્રીસ ચાળીસ સૈનિકો માર્યા ગયા હતા. બાકીના સૈનિકોને પૂછપરછ કરતાં તેઓ રત્નગઢથી ચંદ્રસિંહની આજ્ઞાથી પોતાને તેડવા માટે આવે છે એમ ચંદ્રસિંહ જાણી શકયો. થોડો સમય એ સ્થળે વિશ્રાંતિ લઈ તેમણે રત્નગઢ તરફ જવાનો વિચાર કર્યો.

વૃક્ષ ઉપર ચઢી બેઠેલી પ્રમદા હવે ક્ષુધાની વેદના સહન કરી શકતી નહોતી. તેનો જીવ આકુળ વ્યાકુળ બની ગયો હતો. તેનું મસ્તક ભમ્યા કરતું હતું. શરીરમાં સખ્ત તાવ આવ્યો હતો. અંતે વૃક્ષ ઉપર બેસી નહિ શકાયાથી તે જમીનપર ગબડી પડી. તે સાથે જ મ્હોટો અવાજ થયો. એ અવાજ સાંભળી ચંદ્ર કેટલાક સૈનિકોસહ પ્રમદાના દેહ પાસે જઇ પહોંચ્યો. આ સમયે પ્રમદા બેશુદ્ધાવસ્થામાં હતી. ચંદ્રે તેના મસ્તકને પોતાના ખોળામાં લીધું. પ્રમદાને ઓળખતાં જ તે ઘણું આશ્ચર્ય પામ્યો. આવા એકાન્ત અરણ્યમાં પ્રમદા પોતાની પાછળ કયાંથી આવી ચઢી, વૃક્ષ ઉપર તે ક્યારની બેઠી હતી વગેરે વિચારોથી તે વિહ્‌વળ બની ગયો. પોતાના મન સાથે તે કાંઇ

નિર્ણય કરી શકયો નહિ.

ઘણી સેવા શુશ્રુષા થતાં પ્રમદા શુદ્ધિમાં આવી. ચાર પાંચ દિવસના ઉપવાસથી તેનું શરીર શક્તિહીન થઇ ગયેલું હોઈ નેત્રો ઉંડાં ઉતરી ગયાં હતાં. તેણે નેત્રો વિકાસ્યાં એટલે ચંદ્રે નમ્રસ્વરે કહ્યું: — " પ્રમદા ! "

પ્રમદાએ અસ્પષ્ટ સ્વરે કહ્યું:—" હા હા—જીવનાધિક ! હવે મ્હને ' પ્રમદા ' કહીને જ બોલાવો. મ્હારા નામનું આજે સાર્થક થયું છે. મ્હારા અંતરમાં સળગી રહેલી પ્રચંડ ચિતા આજે શાન્ત થઈ ગઇ છે. લાવો લાવો—જીવનાધિક ! એક વખત તમારો કોમળ હાથ મ્હારા હાથમાં લાવો. તમારા ખોળામાં હવે હું સુખેથી મરી શકીશ. દયાળુ દીનાનાથે અંતકાળે મ્હારી આકાંક્ષા પૂર્ણ કરી છે ! હવે મ્હારી ક્ષુધાની વેદના શાન્ત થઇ ગઇ છે ! " ચંદ્ર આ સઘળાં વચનોનું તારતમ્ય કિંવા રહસ્ય સમજી શકયો નહિ. તેણે તો એમ જ વિચાર્યું કે, પ્રમદા ઉન્માદિની બની ગઇ છે, અને તેથી જ તે સ્વેચ્છાનુસાર વચનો ઉચ્ચારે છે.

આમ છતાં અભાગિની પ્રમદાનું સર્વાંગ ધીમે ધીમે વિશેષ શીતળ થતું હતું. તેનો તાવ દૂર થઇ ગયો હતો. તેનું સર્વાંગ લીલાસ પડતું થઈ જતું હતું. આ સઘળાં મૃત્યુનાં ચિહ્નો જોઈ ચંદ્ર ભયભીત બની ગયો. વ્યાકુળતાથી તેણે પ્રમદાને જળ પાવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ પ્રમદા જળનું એક પણ બિંદુ પી શકી નહિ. સઘળું જળ તેના મુખમાંથી બ્હાર નીકળી પડયું, અને અલ્પકાળમાં જ તેનો પ્રાણ આ માયાવી મૃત્યુલોકનો ત્યાગ કરી કોઈ અગમ્ય સ્થાને ચાલ્યો ગયો. અભાગિનીના જીવનનો અંત અરણ્યમાં જ આવ્યો.

ચંદ્રસિંહે સજળ નયને પ્રમદાના મૃતદેહનો એ અરણ્યમાં જ અગ્નિસંસ્કાર કર્યો. ત્યાર પછી એ સ્થળે વિશેષ રોકવામાં ભય હો-

વાથી તેણે એક સૈનિકને રામચંદ્ર તરફ તેની પુત્રીના મૃત્યુના વર્ત્તમાન પહોંચાડવા રવાના કર્યો, અને અન્ય સૈનિકોની સાથે તે રત્નગઢ તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૯ મું —યવનોની છાવણી.

યવનોએ એકાન્ત પહાડી સ્થળે પોતાની છાવણી નાખી હતી એ હકીકત વાચકબંધુઓથી અવિદિત નથી. રજપૂતોથી પરાજિત થઇ જીવતો રહેલો સૈનિકોસહ બહાદુરજંગ પોતાની છાવણીમાં જઇ વસ્ત્રો બદલી પોતાના તંબૂમાં એક વિરામાસન ઉપર પડયો પડયો વિચારો કરવા લાગ્યો.

એક ખૂબસુરત બાંદી એક ચાંદીના થાળમાં ઉત્તમ પ્રકારનો મદ્ય લઇ આવી. એક પાત્રમાં થોડી સુરા કાઢી એ પાત્ર તેણે બહાદુરજંગના મુખ આગળ ધર્યું.

જો કે ઈસ્લામ ધર્મમાં મદ્યપાન કરવાની સાફ મના કરેલી છે, છતાં પૂર્વે તેમ જ હમણાં ઘણાખરા મુસલ્માનો મદ્યપાન કરે છે; પરંતુ તેથી કાંઇ સઘળા મુસલ્માનો મદ્યપાન કરનાર છે એમ અમે કહેતા નથી. બહાદુરજંગ સુરાસુંદરીનો ભક્ત હતો. લાલીની પ્યાલીને કંઠમાં ખાલી કર્યા સિવાય તેનો બેચેન જીવ શાન્ત થતો નહિ. મદિરાને તે એક શાન્તિદાયક ઔષધ સમજતો હતો. બાંદીના હાથમાંનું પાત્ર લઇ તેણે તેને ઇન્સાફ આપ્યો. બીજાં પણ એક બે પાત્રો ભરી તેણે પોતાના કંઠમાં રેડી દીધાં. ધીમે ધીમે મદ્યની ક્રિયા તેના મસ્તિષ્કમાં થવા લાગી. પછીથી ગાયિકાને બોલાવી તેણે તેને એકાદ સંગીત ગાવાની આજ્ઞા કરી; ગાયિકાએ સૂર આલાપી મધુર કંઠે અને બાંદીને આકર્ષક હાવભાવથી સંગીત ગાવા માંડયું:—

" જાદુ નયનોંકા મનકો લુભાય ગયોરે
મોરા સુખ લે ગયો અપના દુઃખ દે ગયો
આગ બિરહાકી તનમેં લગાયે ગયોરે—જાદુ૦
ઉસ સિતમગાર કાપતા હય મંય પાંઉ કયું કર ?
ઔર પાઉં તો હાલ સુનાઉ કયું કર ?
સામને ભી હો ખડા ગર તો બુલાઉં કયું કર ?
રૂઠ જાય તો સિતમ ઉસકો મનાઉં કયું કર ?
ખૌફ હય મુઝકો કે મંય આંખ મીલાઉં કયું કર ?
ન કુછ કહે શકું, ન કુછ સુન શકું,
રાહ ચલતા જીગર આ ચુરાય ગયોરે...જાદુ૦

સંગીત સાંભળી તથા ગાયિકાના આકર્ષક હાવભાવ જોઈ બહાદુરજંગ વિશેષ ઉત્તેજિત બની ગયો. તેણે કહ્યું:—" વાહ જાન વાહ ! ખૂબ કરી ઔર કોઈ દુસરી ચીજ ચલાવ. "

" જેવી જનાબની આજ્ઞા." કહી ગાયિકાએ બીજું એક શ્રૃંગારિક સંગીત લલકાર્યું:—

" નયનાં લગાકે ભરમાએરે મોહન મન લોભા ગયો.
જાદુ ચલા ગયો, જીમેં સમા ગયો...નયના.
ફસલે ગુલ તુજસે મેરા દરતે જુનું યાદ આયા,
દિન ભલે આયે મેરા મોસમે ફરિયાદ આયા.
જાને શારીંકે લીએ આશિકે નાશાદ આયા,
નાજ ઉઠાનેકે લીએ કોહસે ફરયાદ આયા.
નયનાં લગાકે ભરમાએરે મોહન મન લોભા ગયો. "

આવી રીતે બહાદુરજંગ નિશ્ચિંત જીવે સંગીતસુધાનું પાન કરતો હતો એવામાં એક પહેરેગીરે આવી કુરનીસ બજાવી નમ્ર સ્વરે કહ્યું:—" જનાબ ! એક રજપૂત આપને મળવાને ઇચ્છે છે. "

"તેની પાસેનાં હથિયાર ત્હારી પાસે લઇ તું તેને બેલાશક અત્રે આવવા દે." બહાદુરજંગે આજ્ઞા કરી.

પહેરેગીર ચાલ્યો ગયો. તે સાથે ગાયિકા પણ ત્યાંથી ચાલી ગઇ. અલ્પકાળમાં જ આપણા પૂર્વપરિચિત કૂરસિંહે બહાદુરજંગ પાંસે આવી તેને યોગ્ય માન આપી નમ્રતાથી કહ્યું:—"શહેનશાહ ખલિફા દીર્ઘાયુ થાઓ. નામવર સેનાપતિ સાહેબ ! હું એક રજપૂત છું મ્હને મ્હારા કાર્યનો યોગ્ય બદલો મળશે એમ વિચારી હું આપની પાસે આપને સહાયતા કરવા આવ્યો છું."

"તમે અમને સહાય કરવાના જ ઉદ્દેશથી અત્રે આવ્યા છો એની સાબિતી શી છે? જ્યાં સૂધી તમે ખાત્રીપૂર્વક ખુલાસો નહિ કરો ત્યાં સૂધી હું તમારાં આ વચનો ઉપર વિશ્વાસ મૂકી શકીશ નહિ." બહાદુરજંગે રૂઆબમાં જ કહ્યું.

"હું સઘળી હકીકત આપને કહેવાને તૈયાર છું. હું રત્નગઢના હમણાંના મહારાણા વિજયસિંહનો કાકો થઉં છું. કૂરસિંહના નામથી સર્વ મ્હને સારી રીતે પિછાને છે. કહો, આટલી પિછાન પ્રાપ્ત થયા પછી તો આપ મ્હારા ઉપર વિશ્વાસ મૂકી શકશોને?"

"પરંતુ તે પહેલાં હું એટલું જાણવાને ઇચ્છું છું કે, તમે અમને શી સહાયતા કરી શકો તેમ છો?" બહારજંગે સહજ પ્રસન્નતા દર્શાવતાં પૂછ્યું.

"આપનો હજી રાજસ્થાનને સ્વાધીન કરવાનો વિચાર છે એ હું સારી રીતે જાણું છું. આપના આ કાર્યમાં આપને હું મ્હારાથી બની શકતી હરેક પ્રકારની સહાયતા કરીશ. વળી થોડા સમયમાં જ વિજયસિંહ રાજસ્થાનના સઘળા રાજાઓને નિમંત્રણ કરી આપની વિરૂદ્ધ યુદ્ધ જાહિર કરનાર છે; એ સમયે જો આપને રત્નગઢ રાજ્ય ઉપર વિજય મેળવવામાં હું પૂરતી સહાયતા કરું તો આપ તેના બદલા-

માં મ્હને શું આપશો ?" ક્રૂરસિંહે અધર્મની સીમા ઓળંગી જઇને પૂછ્યું.

"બહાદુર રજપૂત ! તમે જો રત્નગઢ મેળવવાના કાર્યમાં અમને પૂર્ણ સહાયતા કરશો તો રત્નગઢનું રાજ્ય અમે તમને જ સમર્પણ કરીશું. અમારે કાંઇ રાજસ્થાનને સ્વાધીન કરી અહીં રાજ્ય કાર્યભાર ચલાવવો નથી; કિન્તુ રાજસ્થાનને અમારી બાદશાહી સત્તા નીચે રાખવાની જ અમારી પ્રબળ ઇચ્છા છે; તેથી જો નામવર ખલિફાની સત્તા નીચે તમે રત્નગઢનો રાજ્યકારભાર ચલાવવાની ઇચ્છા રાખતા હશો તો રત્નગઢનું રાજસિંહાસન તમનેજ પ્રાપ્ત થશે. ઉપકારનો બદલો યવનો કેવી ઉદારતાથી વાળે છે તેનો તમને પૂરો અનુભવ થશે." બહાદુરજંગે ક્રૂરસિંહને રાજ્યલોભ દર્શાવ્યો.

"હું આપની ઇચ્છાનુસાર વર્તવા તૈયાર છું; પરંતુ જ્યા સુધી આપણું કાર્ય સર્વાંશે ફળિભૂત ન થાય ત્યાં સુધી હું આપને મળેલો છું એ હકીકત આપ કોઇને જણાવશો નહિ. એમાં આપણું ઉભયપક્ષનું કલ્યાણ છે એ આપ સારી રીતે જાણો છો." ક્રૂરસિંહે સંમતિ દર્શાવતાં સૂચના કરી.

"એ માટે તમે નિશ્ચિંત્ત રહેશો. આજથી તમારો અમારી સાથે દોસ્તીનો સંબંધ સંધાયો છે તેથી આપ આ આનંદજનક પ્રસંગે થોડો ઉત્તમ શરાબ સ્વીકારશો કે ?" બહાદુરજંગે ક્રૂરસિંહને પોતાના તરફ સર્વાંશે આકર્ષવાના ઉદ્દેશથી કહ્યું.

"જોકે શરાબ પીવાનો મ્હને વિશેષ અભ્યાસ નથી; છતાં આપની ઇચ્છાને માન આપવા હું થોડો શરાબ સ્વીકારીશ." ક્રૂરસિંહે સૌજન્ય દર્શાવ્યું.

તરત જ બાંદીને બોલાવવામાં આવી. ગાયિકાને પણ નિમંત્રણ કરવામાં આવ્યું.

બહાદુરજંગે પોતાના હાથે જ મદ્યપાત્ર ભરીને ક્રૂરસિંહના હાથમાં આપ્યું. ક્રૂરસિંહે એ પાત્રને ઇન્સાફ આપી દીધો એટલે ગાયિકાને સંગીત ગાવાની આજ્ઞા થઈ. ગાયિકાએ પણ મદિરાનું પાન કરેલું હોવાથી તથા તેના મસ્તિષ્કમાં તેની અદ્ભુત ક્રિયા ચાલુ થઇ ગયેલી હોવાથી તે પ્રથમના કરતાં પણ વિશેષ આકર્ષક હાવભાવથી અને મધુર સુરથી ગાવા લાગીઃ—

દરસ દિખાઓ અપની પ્યારીકો પ્રેમકી મારીકો;
તુમેરે દરસમેં રોવત અખીઆં આઓ લગાઓ.
છતીઆં અપની પ્યારીકો.
બીનતી સુનો મેરી નાહી સખ્ય ઉસ અપની દુલારીકો,
મુખ નહીં ફેરો, દરસ દીખાઓ, અપની પ્યારીકો.

આવી રીતે એક પછી એક સંગીત ગવાવા લાગ્યું. મદિરાનો પણ યથેચ્છ ઉપયોગ થવા લાગ્યો. ઘણી રાત્રિ વીતિ ગયા પછી બહાદુરજંગે એક તંબૂમાં ક્રૂરસિંહના શયનની વ્યવસ્થા કરી તેને ત્યાં મોકલ્યો. એ તંબૂમાં જઇ તે સ્વગત કહેવા લાગ્યો—" યુવરાજ વિજયસિંહ ! ત્હેં મ્હારું ભયંકર અપમાન કરેલું હોવાથી હું તેનો બદલો અવશ્ય લઈશ. રાજ્યપ્રાપ્તિ આગળ મ્હને સ્વદેશની પણ ચિંતા નથી. આપણો મહામંત્ર તો એ જ છે કે, '**येन केन प्रकारेण स्वोदरं परिपूरियेत.**' જ્યાં સૂધી હું રત્નગઢનું રાજ્ય મેળવી શકીશ નહિ ત્યાં સુધી હું નિશ્ચિંત્ત થનાર નથી. યવન સેનાપતિ બહાદુરજંગની કૃપા પ્રાપ્ત કરી હું રત્નગઢનો મહારાણો બનીશ, અને તને શત્રુઓના સપાટામાં ફસાવીશ. બસ આજકાલ મ્હારા પાસા પોબાર છે!"



## પ્રકરણ ૪૦ મું:—પ્રણય નિરાશા.

મક્કા નગરીમાં ઘણો ખળભળાટ થઇ રહ્યો હતો. ખલિફા પોતાની પ્રેમપ્રતિમાઓને અદ્રશ્ય થઇ ગયેલી જોઇ મુબારકના ઉપર અગ્નિશર્મા બની ગયો હતો. તેણે પોતાના અંતરમાં એવો દૃઢ નિશ્ચય કર્યો હતો કે, શાહજાદીને પણ પુનઃ એ જ લઇ ગયેલો હોવો જોઇએ. આ ઉપરાંત ખલિફાની માનીતી બેગમ સુલ્તાનાના જાણુવામાં એમ આવ્યું હતું કે, ખલિફા અજમેરરાજનન્દિનીઓના યૌવનનો આસ્વાદ લેવાની મહત્વાકાંક્ષા રાખે છે. આ હકીકત જાણુવામાં આવ્યાથી તેના અંતરમાં પણ પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો હતો. પોતાના પ્રત્યે ખલિફાનો માત્ર કૃત્રિમ સ્નેહ જ છે એમ જ હવે તેને લાગતું હતું. આથી કરીને હવે તે ખલિફાની સાથે પ્રથમની માફક હાસ્યવદને વાર્ત્તાવિનોદ કરતી નહિ.

સ્ત્રીજાતિ જગતમાં સઘળું દુઃખ સહન કરી શકે છે; પરંતુ પોતાના પ્રેમિકને પરસ્ત્રી ઉપર આસક્ત થયેલો જોઈ શકતી નથી. એવો પ્રકાર જોવામાં આવતાં જ તેમને પોતાના જીવન ઉપર પણ તિરસ્કાર છૂટે છે; આથી સુલ્તાના બેગમને પણ પોતાના જીવન ઉપર તિરસ્કાર છૂટયો.

એક દિવસે મધ્યાહ્નકાળે પોતાના વિશ્રામભુવનમાં સુલ્તાના એકલી એક વિરામાસન ઉપર આડી પડી. તેનાં તેજોમય નેત્રો નિસ્તેજ બની ગયાં હતાં. તેનાં લાવણ્યોજ્વળ વદનમંડળ ઉપર ગંભીર ચિંતાની છાયા છવાઇ ગયેલી હતી. તેના કટાક્ષ, તેનું હાસ્ય આદિ અદ્રશ્ય થઇ ગયું હતું. પ્રણયનિરાશાથી તેનો આત્મા અત્યંત વ્યથિત થતો હતો. તે સ્વગત વિચારવા લાગી:—" આ દુનિયામાં પુરુષોનો પ્રેમ આવો સ્વાર્થી જ હોય છે. તેઓ હવસના જ દાસ હોય

છે. કોઈ રૂપવતી સુંદરી જોવામાં આવે છે એટલે તેમનું હૃદય એ સુંદરી તરફ આકર્ષાયા સિવાય રહેતું નથી. ”

બરાબર આ સમયે જ ખલિફાએ ત્યાં આવી ચઢી સુલ્તાના બેગમ પાસે પડેલા એક આસનપર બેસતાં કહ્યું:—“ જાનોજીગર ! આજે ત્હારું દિલ બેચેન કેમ જણાય છે ? કહે કહે કે શાથી તને દુ:ખ થાય છે ? ”

સુલ્તાનાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. તેણે કશો ઉત્તર આપ્યો નહિ. તેણે પોતાનું મ્હોં બીજી દિશા તરફ ફેરવ્યું.

આવો પ્રકાર જોઇ ખલિફાએ કહ્યું:—“ દિલદાર દિલારા ! તું આટલો બધો ક્રોધ શા કારણથી પ્રદર્શિત કરે છે ? મ્હારાથી ત્હારો કાંઇ અપરાધ થયો છે ? જો એમ જ હોય તો આ પ્રેમિકની ગુસ્તાખી માફ કર. અને ત્હારા ક્રોધનું કારણ જાહિર કર. ”

આ સમયે સહજ ક્રોધસૂચકસ્વરે, સજળ નયને સુલ્તાનાએ કહ્યું:—“ ના ના— કૃપા કરી આપ મ્હને કાંઈ પૂછશો જ નહિ. આપ-આપના મનના માલિક છો. હવે આપને મ્હારી ચિંતા કરવાનું કાંઇ પ્રયોજન નથી.

મરી જે ઇશ્કકે ગમકી દવા કેરી તો કયા કેરી,
હમારે વસ્લકી આખિર સલાહ કેરી તે કયા કેરી.

શાહેઆલી, આપની મહબ્બતનો મ્હને પૂર્ણ પરિચય થઇ ગયો છે. આજે મ્હારા અંતરમાં એવો દૃઢ વિશ્વાસ થઇ ગયો છે કે, આ દુનિયામાં મહબ્બત એ એક ઠગાઇની વિદ્યા છે—ખરી મહબ્બત આ દુનિયામાં છે જ નહિ. ”

“ ના ના—પ્યારી સુલ્તાના ? આમ ન કહે. આ જગતમાં મહબ્બતથી જ સુખ મેળવી શકાય છે—મહબ્બતથી જમાનો આબાદ ગણાય છે. કુદરતે દુનિયામાં મહબ્બતનો મહેલ ચણ્યો છે, તથા ખુદાએ

આગ, મટ્ટી, પાણી હવા વગેરેને મહબ્બતના પાણીમાંજ મેળવીને આ બોલતું મકાન બનાવ્યું છે.

બુલબુલ નિસાર હોતા હય વેલવાએ બાગપર,
પરવાના જાન દેતા હય જનકર ચિરાગ પર.
દુનિયાકે જરરા જરરામેં ઉલ્ફતકી લાગ હય,
પથ્થરકે ભી જીગરમેં મહબ્બતકી આગ હય."

" ત્યારે આપે જે કાર્ય કર્યું છે તે મહબ્બતનું કાર્ય કર્યું છે કે ?" સુલ્તાનાએ વક્રદષ્ટિથી પ્રશ્ન કર્યો.

" કેમ, મ્હારી મહબ્બતમાં તને શાથી અવિશ્વાસ ઉપજ્યો છે?" ખલિફાએ પ્રતિપ્રશ્ન કર્યો.

" અજમેર રાજાઓની કન્યાઓના સૌંદર્યનું દર્શન કરી આપે એમની સાથે મહબ્બત કરવાનો પ્રયત્ન નહોતો કર્યો કે ? આપ મ્હને કાંઇ કહેતા નથી; પરંતુ સઘળી હકીકત હું જાણું છું. મ્હારી મહબ્બતનો બદલો આવી રીતે જ મ્હને આપવાનો આપનો વિચાર હશે ? " સુલ્તાનાએ સત્ય વાર્ત્તાનું વિવેચન કર્યું.

આ હકીકત સાંભળવામાં આવતાં ખલિફા ઘણા વિચારમાં પડી ગયો. ઘણા સમય પછી તેણે કહ્યું:—" પ્યારી સુલ્તાના ! હું કાંઇ એ બન્ને રજપૂત કન્યાઓને મ્હારી બીબીઓ બનાવવાને ઇચ્છતો નહોતો કોઈ પણ ઉપાયથી તેમને સ્વાધીન કરી, તેમના શીયળધનનો ભંગ કરી તેમને ત્હારી બાંદીઓ બનાવવાની મ્હારી ઇચ્છા હતી; કે જેથી અહીંથી તેઓ પુનઃ નાશી જાય નહિ. પ્યારીજાન ! મ્હારો ઇશ્ક વફાદાર છે—ત્હારા અંતરમાં ઉપજેલો સંશય નાપાયાદાર છે—તું જ બસ આ મક્કાધિપતિ ખલિફાની માનીતી મહોરદાર છે."

ખલિફા પોતાની સમક્ષ સઘળી અસત્ય હકીકત કહે છે એ સુલ્તાના સારી રીતે સમજતી હતી. તેણે કહ્યું:—" નામવર ખલિફા!

આપે જ્યારે સેનાધિપતિ મહમ્મદખાનને રાજસ્થાન ઉપર ચઢાઇ કરવા મોકલ્યા ત્યારે મ્હારી પાસે કેવી પ્રતિજ્ઞા કરી હતી ! જેને આપ આપનાં નેત્રોની કીકી સમજતા હતા તેની પાસે તો હમણાં આપ આવતા પણ નથી. મ્હારા ઉપરથી તમારો ઈશ્ક દૂર થઇ ગયો છે. અરેરે ! આ અભાગિનીના ભાગ્યમાં પ્રણયસુખ નિર્માણ થયેલું નથી જ. ખલિફા ! મ્હારી ગમગિનીની કલ્પના આપ કરી શકો તેમ નથી. અજમેરરાજનન્દિનીના અપૂર્વ સૌંદર્યના આકર્ષણથી આપ તેના પ્રત્યે આકર્ષાયા છો; તેથી જ હવે આ સુલ્તાના આપના દર્શનસુખથી વંચિતા થઇ છે."

"જાનોજીગર ! તું વિના કારણ આમ વિચારે છે. હમણાં મ્હારું મન કેટલાક વિચારોથી ઘણું વ્યાકુળ રહે છે. આપણી એકની એક પુત્રીને પુનઃ નિષ્ઠુર લૂંટારો મુબારક ઉપાડી ગયો છે. અદ્યાપિ આપણા સૈન્યે રાજસ્થાનને સ્વાધીન કર્યું નથી. સેનાપતિ મહમમ્દે પણ ભયંકર રાજદ્રોહ કરેલો છે, આવી આવી અનેક ચિંતાઓના કારણે હું અલ્પકાળના માટે પણ શાન્તિ મેળવી શકતો નથી. એથી જ હવે હું પ્રસન્નમુખે ત્હારી પાસે આવી શકતો નથી. જ્યાં સુધી રાજસ્થાન મ્હારી સત્તામાં નહિ આવે, જ્યાં સુધી લૂંટારા મુબારકને હું પ્રાણદંડથી દંડિત નહિ કરું ત્યાં સુધી મ્હારા આત્માની અશાન્તિ દૂર થનાર નથી. મ્હારી ગુલબદન ! જીવનપર્યંત મ્હારો ઇશ્ક વફાદાર જ રહેશે. તું આ ખલિફાના અંતરની શાન્તિ છે. તું ત્હારા મનમાંથી સંદેહને દૂર કર."

હજી સુધી ખલિફા અસત્ય બોલે છે એમ વિચારી સુલ્તાનાએ આ વાર્તાને વિશેષ લંબાવી નહિ. ખલિફા પણ થોડા સમય સુધી ત્યાં બેસીને પછીથી વિષણ્ણવદને ત્યાંથી ચાલ્યો ગયો.

—(૦)—

## પ્રકરણ ૪૧ મું.—યુદ્ધમાં આમંત્રણ.

વાચકબંધુઓ ! ઘણા સમયથી આપણે રત્નગઢની રંભા અને કેશરીસિંહનું દર્શન કર્યું નથી; માટે ચાલો એક વખત આપણે ચિત્તોડાધિપતિ કેશરીસિંહની વિલાસવાટિકામાં પ્રવેશ કરીએ.

સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો. શીતળ સુગંધિત વાયુ સ્વેચ્છાથી વિહરતો હતો. પશ્ચિમાકાશે વિવિધરંગી દેખાવ ધારણ કર્યો હતો. આવા રમણીય સમયે સુરસુંદરી રંભા પોતાની સખી બંસરીબાલા સાથે વિલાસવાટિકામાં ફર્યા કરતી હતી. સૂર્યપ્રકાશનાં તેજસ્વી કિરણો રંભાના વદનમંડળ ઉપર પ્રકાશી રહેલાં હોવાથી તેનું સૌંદર્ય વિશેષ ઉજ્વળ અને મનોહર લાગતું હતું. કામી પુરુષોના અંતરને વીંધી નાખે એવો તેનો કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો હતો. રંભા પૂર્ણયૌવના હતી. તેનાં સ્તનદ્વય ક્ષણે ક્ષણે ઉંચાં નીચાં થતાં જોવામાં આવતાં હતાં. તેનાં નેત્રો ચંચળ દેખાતાં હતાં. તેના મુખમંડળ ઉપર વીરત્વની જ્યોતિ પ્રકાશી રહી હતી.

રંભાએ એક આસ્માની રંગની સાડી પહેરેલી હોઇ, ગુલાબી મખમલની જરીથી ભરેલી ચોળીમાં તેણે પોતાનાં સ્તનદ્વયને તેણે મહા મુશિબતે છુપાવી રાખ્યાં હતાં. તેના પગમાં જરીથી ભરેલી મોજડીઓ હતી. તેનું શરીર સુદઢ હોઇ તે ગૌરાંગી હતી.

રંભાની સખી બંસરીબાલાની ઉમ્મર પંદર સોળ વર્ષની હોઈ તેના શરીરનો રંગ સહજ શ્યામ કિન્તુ ઉજવળ હતો. તે નવયૌવના હતી. તેના યૌવનસુધારસનું પાન અદ્યાપિ કોઇ પણ ભાગ્યશાળી ભોક્તારૂપ ભ્રમરે કર્યું નહોતું. તેનું મ્હોં પ્રત્યેક ક્ષણે હાસ્યપ્રફુલ્લ જોવામાં આવતું હતું.

રંભાએ ઉદ્યાનમાં ફરતાં ફરતાં બંસરીબાલાને ઉદ્દેશીને કહ્યું:—

" બંસરિ ! ત્હારે પણ હવે વિવાહિતા થઈ આ સંસારમાં સ્વર્ગીય સ્નેહસુખનો અનુભવ લેવો જોઇએ. સ્નેહશૂન્ય જીવન જીવન જ નથી. સ્નેહ–પ્રણય એજ સકળ સુખનું કેંદ્ર છે. "

" બ્હેન ! તમે ભૂલો છો, સ્નેહથી જ મનુષ્યને દુ:ખ ભોગવવું પડે છે. અમુક પાત્રની સાથે પ્રેમસંબંધ થયા પછી તેની પ્રણયિની પ્રેમિકનો ક્ષણ માત્રનો વિયોગ થતાં પણ અપાર દુઃખી થાય છે. તમે તમારી જ પરિસ્થિતિનો વિચાર કરી જુઓ. મહારાણાની અલ્પકાળની ગેરહાજરીથી તમે કેવાં આકુળવ્યાકુળ બની જાઓ છો ? માટે જ હું કહું છું કે, સ્નેહ એ દુઃખનું દ્વિતીય સ્વરૂપ છે. આવા સ્વતંત્ર જીવનને પરાધીનતાના બંધનમાં બાંધી હું દુઃખ ભોગવવાને ઇચ્છતી નથી. " બંસરીએ પ્રફુલ્લ મુખે કહ્યું.

" બંસરી, હું નહિ પરંતુ તું જ ભૂલે છે. સ્નેહના યોગથી જે દુ:ખ ભોગવવું પડે છે તેમાં પણ એક પ્રકારનું અવ્યક્ત કિંવા ગુપ્ત સુખ સમાઇ રહેલું છે. વળી સત્ય પ્રેમ તું કોને કહે છે? યથાર્થ અનુરાગમાં, મિલન અને વિયોગની ભાવના સમાન હોય છે. પ્રેમિકના વિયોગં પ્રસંગે તેનું ધ્યાન અને સ્મરણ કરવું એમાં જ પ્રેમિકાનું સુખ છે. વળી વિયોગથી પ્રેમિક પ્રેમિકાના અંતરનો અનુરાગ દઢ થાય છે. વિયોગ એ જ પ્રેમની કસોટી છે. જેના ઉપર આપણો આંતરિક સ્નેહ હોય છે તેની પ્રતિમા તેના વિયોગ પ્રસંગે પણ આપણી અંતર્દષ્ટિ સમક્ષ ઉપસ્થિત હોય છે. " રંભાએ યથાર્થ સ્નેહમહિમાનું વર્ણન કર્યું.

" પરંતુ માયિક પ્રેમ કરવા કરતાં ઇશ્વરસ્નેહને પોતાના અંતરમાં સ્થાન આપવું એ હું વિશેષ ઉત્તમ સમજું છું. " બંસરીએ વાર્ત્તાપ્રવાહને બીજી દિશામાં પલટાવ્યો.

" બંસરી, ઇશ્વર પ્રેમમાં મસ્ત રહેનારાં મનુષ્યો આ માયાવી

મૃત્યુલોકમાં વિરલ જ હોય છે. એવો પ્રેમ ઘણા કાળના સંયમ, યોગ્યાભ્યાસ, અને સાધના સિવાય દૃઢ થઇ શકતો નથી. વળી ઇશ્વર પ્રેમ અને માયિક પ્રેમમાં ઘણી ભિન્નતા છે. પરંતુ કાળક્રમે માયિક પ્રેમથી જ ઇશ્વરીય પ્રેમના અધિકારી થઇ શકાય છે. પરમાત્માનું સ્વરુપ સમજવાને જેવી રીતે પ્રથમ પ્રતિમાના દર્શન અને ભક્તિની આવશ્યક્તા છે તેવી જ રીતે ઇશ્વરીય પ્રેમનાં અધિકારી થવાને માટે પ્રથમ પતિ પ્રેમની આવશ્યક્તા છે. જગત્‌માં પરમાત્માએ શા ઉદ્દેશથી સ્ત્રી પુરુષની ઉત્પત્તિ કરી છે તેનો વિચાર કરી જો. સ્ત્રીજાતિનું પુરુષજાતિ સિવાય કલ્યાણ થઈ શકતું નથી અને પુરૂષજાતિનું સ્ત્રી-જાતિ સિવાય કલ્યાણ થતું નથી. આમ હોવાથી જ આપણા દેવા-ધિદેવોએ અને મહાત્માઓએ પણ પત્ની સ્વીકારી હતી.” રંભાએ વિશેષ વિવેચન કર્યું.

“બ્હેન ! તમારાં વચનો ઉપરથી કાંઈ એવો સિદ્ધાન્ત નથી નીકળી શકતો કે, પ્રત્યેક સ્ત્રીએ વિવાહિતા થવું જ જોઇએ. આપણી આર્યભૂમિમાં અનેક રમણીઓ જીવનપર્યંત કૌમાર્યવ્રતનું પાલન કરી દેશપર અનેક ઉપકારો કરી ગઇ છે. આપણી પૂ-ર્વકાલીન આર્ય રમણીઓના અદ્‌ભુત સંયમનું દર્શન કરી સમસ્ત જગત્ મુગ્ધ બની ગયું છે.” બંસરીબાલાએ આર્યરમણીઓની પ્રશંસા કરી.

“એ ખરું છે; પરંતુ આપણાં શાસ્ત્રોમાં એમ સ્પષ્ટ જણાવેલું છે કે, પતિ જ સ્ત્રીજાતિનો દેવતા જે સ્ત્રી મનસા, વાચા અને કર્મણાથી સ્વામીની સેવા કરે છે તે આલોક અને પરલોકમાં સુખ મેળવી સ્વર્ગની સ્વામિની થાય છે. વળી પ્રણય એવો વિચિત્ર છે કે, અંતરમાં એક વખત તે ઉત્પન્ન થાય છે એટલે પછી કદાપિ દૂર થતો નથી. સ્ત્રીજીવનની સાર્થકતા સ્વામીસ્નેહમાં અને સેવાવ્રતમાં જ

છે." રંભાએ કહ્યું.

બરાબર આ સમયે રાજમહાલય તરફથી કેશરીસિંહને વિશ્રાસ-વાટિકામાં આવતો જોઇને બંસરીએ કહ્યું:—"લ્યો બ્હેન ! તમારા પ્રેમમંદિરના પૂજારી તમારાં દર્શનાર્થે આ તરફ પધારે છે એટલે હવે હું વિદાય થઇશ."

આમ કહી ઉત્તરની રાહ જોયા સિવાય ક્ષણકાલમાં જ બંસરી ત્યાંથી ચાલી ગઇ, અને કેશરીસિંહ રંભાની પાસે આવી પહોંચ્યો. અલ્પકાળ સુધી બન્ને જણાં મૌન ધારણ કરી ઉભાં રહ્યાં. ત્યાર પછી કેશરીસિંહે કહ્યું:—"હૃદયહારિણિ ! આજે રત્નગઢથી એક નવા વર્ત્તમાન આવ્યા છે."

"શા વર્ત્તમાન આવ્યા છે, વ્હાલા ?" રંભાએ પૂછ્યું.

"ત્હારા બહાદુર ભાઇ વિજયસિંહ યવનોસહ યુદ્ધ કરવાને ઇચ્છે છે. તેમણે આપણને સહાયતા માટે બોલાવ્યા છે. વળી વિજયસિંહની ગેરહાજરીમાં તેમના કાકા ક્રૂરસિંહે રાજ્યમાં એટલો બધો જુલ્મ ગુજાર્યો હતો કે, વિજયસિંહે ક્રૂરસિંહને દેશનિકાલની સજા કરી છે. આમ હોવાથી વિજયસિંહને સ્વદેશસેવાના કાર્યમાં સહાયતા કરવા જવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે." કેશરીસિંહે ઉત્તરમાં કહ્યું.

"સ્વામિન્ ! હું પણ આપની સાથે રત્નગઢ આવીશ. પિતાશ્રીનું મૃત્યુ થયાપશ્ચાત્ હું ભાઈને મળી શકી નથી; તેથી ભાઇને મળવા માટે હું આપની સાથે અવશ્ય આવીશ. વળી યુદ્ધક્ષેત્રમાં શત્રુઓનો સંહાર કરવાની મ્હારી પ્રબળેચ્છા છે. કદાચ યુદ્ધક્ષેત્રમાં આ માયાવી જીવનનો અંત આવે તો પણ તેની મ્હને ચિંતા નથી. વીર રજપૂતોની જન્મદાયિની વીર માતાઓ દેશના દુર્દૈવ પ્રસંગે જ્યારે જનાનામાં જ છુપાઈ રહે ત્યારે તેના જેવો લજ્જાસ્પદ વિષય બીજો

કર્યો હોઇ શકે ? ” રંભાએ પોતાની ઇચ્છાસહ પોતાનો સ્વદેશપ્રેમ પ્રદર્શિત કર્યો.

“ પ્રિયા ! આ પ્રસંગે યવનો સાથે રજપૂતોનું અંતિમ યુદ્ધ થવાનું હોવાથી યુદ્ધ ઘણો ભયંકર દેખાવ ધારણ કરનાર છે. વળી અદ્યાપિ રાજસ્થાનના રજપૂતો વીર્યહીન કિંવા નામર્દ નથી બની ગયા કે તેઓ પોતાના બદલે રજપૂતાણીઓને યુદ્ધભૂમિમાં જવા દે. વળી આર્ય સતીઓનું શૂરાતન હવે કોઈથી અજ્ઞાત નથી. આ પ્રસંગે તો એવા જ નિશ્ચયથી યુદ્ધ કરવાનું છે કે, ‘कार्यं साधयामि वा देहं पातयामि । ’ કેશરાસિંહે પત્નીને ઉદ્દેશીને કહ્યું.

“ ના નાથ ! આપ રણસંગ્રામમાં જાઓ અને હું અહીં રહું એ ઉચિત નથી. હું આપની છાયાની માફક સર્વત્ર આપની સાથે જ રહીશ. ” રંભાએ યુદ્ધમાં જવાનો દૃઢ નિશ્ચય દર્શાવ્યો.

“ ઠીક ત્યારે જેવી ત્હારી ઇચ્છા. ” કેશરીસિંહે નિરુપાયે સંમતિ દર્શાવી.

ત્યાર પછી બીજી કેટલીક વાતચિત કરી પતિ પત્ની ત્યાંથી રાજમહાલયમાં ભોજન કરવા માટે ચાલ્યાં ગયાં.

---

## પ્રકરણ ૪૨ મું:—વિયોગની વેદના.

પરદેસી સૈયાં નેહા લગાયે દુ:ખ દે ગયો,
આવનકી ઔધિયાં કિયે ગયો, સુખ લે ગયો, દુ:ખ દે ગયો—
સૌતન બિરમાય રાખો, બયરન લલચાય રાખો,
કેહકો અમૃતરસ ચાખો, કેહકે રસ બસ અબી લાખો,
હમસે બતીયાં કરકે પતીયાં ના દયો—સુખ લે ગયો—પરદેસી.

વીરશિરોમણિ ચંદ્રના અદ્રશ્ય થયાપશ્ચાત્ સમસ્ત ફત્તેહગઢ

રાજ્યમાં હાહાકાર થઈ રહ્યો હતો. રાણા જાલિમસિંહે ચોતરફ પોતાના સિપાહીઓને મોકલી ચંદ્રની ઘણી શોધ કરાવી હતી; કિન્તુ તેનો પત્તો લાગ્યો નહોતો. જો કે આ હકીકત વૃદ્ધ રામચંદ્રના જાણવામાં આવી હતી; કિન્તુ પોતાની એકની એક પુત્રીના મૃત્યુશોકથી તે એટલો બધો અસ્થિર બની ગયો હતો કે, તેને કોઇની સાથે વાતચિત કરવી પણ પસંદ નહોતી.

હવે રાજકુમારી પુષ્પાવતીની પરિસ્થિતિનું દિગ્દર્શન કરીએ. ચંદ્રના ગૂમ થયાપશ્ચાત્ તેનું સકળ સુખ અને શાન્તિ ચાલ્યાં ગયાં હતાં. રાત્રિ દિવસ પોતાના એકાન્ત વિશ્રામાલયમાં બેસી રહીને તે ચંદ્રના જ વિચારો કર્યાં કરતી હતી.

વર્ષાઋતુના દિવસ હતા. મધ્યાહ્નકાળ થયો હતો. સૂર્ય ભગવાન્ વાદળાંઓમાં છુપાઇ રહ્યા હતા. ઝરમર ઝરમર વૃષ્ટિ થયા કરતી હતી. ઉદ્યાનની પુષ્પલતાઓ અને વૃક્ષોએ અભિનવ મનોહર સૌન્દર્ય ધારણ કર્યું હતું. આવી અપૂર્વ શાન્તિ હોવા છતાં અને શીતળ વાયુ વિહરતો હોવા છતાં પુષ્પાવતી સહજ પણ શાન્તિ અનુભવી શકતી નહોતી. જેવી રીતે આકાશમાંથી વૃષ્ટિબિંદુઓ ટપકતાં હતાં તેવી જ રીતે તેનાં નેત્રોમાંથી અવિરલ અશ્રુધારાઓ પ્રવાહિત થતી હતી. એક વિરામાસન ઉપર આડી પડીને તે સ્વગત વિચાર્યાં કરતી હતી કેઃ—" હે ચંદ્ર ! મ્હને મોહિની લગાડીને તમે આવું કઠિન હૃદય શા માટે કર્યું ? હે મનમોહન ! શા માટે આ અભાગિનીનો ત્યાગ કરી આપ એકાએક અહીંથી ચાલ્યા ગયા ? હે પ્રાણજીવન ! હું આપના વિયોગની વેદના સહન કરી શકતી નથી. મ્હારા અંતરમાં પ્રેમની જ્યોતિ જગાવીને આપ અદ્રશ્ય કેમ થઈ ગયા ? શું જીવનપર્યંત મ્હને રૂદન કરાવવાની જ આપની ઇચ્છા છે ? જીવનાધિક ! આપે જો કે પાષાણ જેવું કઠિન હૃદય કરીને મ્હારો ત્યાગ કર્યો છે; પરંતુ

આ પુષ્પાવતીના હૃદયસિંહાસન ઉપર આપની જ પ્રેમપ્રતિમા નિરંતર પ્રતિષ્ઠિત થઇ રહેશે. આપનું સ્મરણ કરવામાં—આપનું ધ્યાન ધરવામાં જ હું સુખનો અનુભવ કરી શકું છું. ”

પુષ્પાવતી આવી રીતે ચિંતા કર્યા કરતી હતી એવામાં તેની સહચરી ઉષાએ તેની પાસે આવી એક આસન ઉપર બેસીને કહ્યું:— “ બ્હેન ! રાત્રિ દિવસ શા માટે ચિંતા કર્યા કરો છો ? પરદેસીની પ્રીતિ આવી ક્ષણસ્થાયી જ હોય છે. ચંદ્રની ચિંતાને અંતરમાંથી દૂર કરી તમે પિતાશ્રીની સંમતિથી કોઇ સુયોગ્ય રાજકુમારને પરણી સુખી થાઓ. ”

આ વચનો સાંભળવામાં આવતાં પુષ્પાવતીને ઘણો ક્રોધ ઉપજ્યો. તેણે રોષદર્શક સ્વરે કહ્યું:—“ ઉષા ! હું ત્હારી સલાહ માગતી નથી. તું મ્હને મ્હારા પ્રાણાધિક ચંદ્રને ભૂલી જવાનું કહે છે ? ના ના— જ્યાં સુધી મ્હારા શરીરમાં જીવ છે ત્યાં સુધી તો હું તેમને ભૂલી શકું તેમ નથી. તેમણે મ્હારા અંતર ઉપર પૂર્ણ અધિકાર મેળવ્યો છે. તેઓ કોઇ રાજકુમારને બદલે કંગાલમાં કંગાલ મનુષ્ય હોય તો પણ હું તેમના જ ચરણોની દાસી છું. પ્રેમના માર્ગમાં લક્ષ્મીનો હિસાબ હોતો નથી. શુદ્ધ અને આંતરિક પ્રેમ માત્ર આંતરિક આકર્ષણને જ ઇચ્છે છે. હવેથી તું મ્હને તેમના વિરુદ્ધ એક પણ શબ્દ કહીશ નહિ. ”

“ રાજનન્દિનિ ! હું જે કાંઇ કહું છું તે તમારા કલ્યાણાર્થે જ કહું છું. વિચાર કરી જુઓ કે, આ રાજ્યના સિંહાસનનું ભવિષ્યનું માલિક કોણ છે ? જે ભાગ્યશાળી પુરુષનાં તમે સહધર્મિણી થશો. તેજ પુરુષ આ રાજ્યનો મહારાણો થશે. આમ હોવાથી તમારે તમારી માન પ્રતિષ્ઠાનો વિચાર કરવો જોઇએ એવી મ્હારી નમ્ર વિનંતિ છે. ” ઉષાએ કહ્યું.

"ઉષા ! તું તદન મૂર્ખ છે. શુદ્ધ સ્નેહ સમક્ષ માત્ર રાજસિંહાસન તો શું પરંતુ કુબેરનો રત્નભંડાર પણ તુચ્છ છે. જો કે અદ્યાપિપર્યંત હું તેમના વિશેષ પરિચયમાં આવી નથી; પરંતુ પ્રથમ પરિચયથી જ મ્હેં તેમને મ્હારા પ્રિયતમ માની લીધા છે. મ્હારા હૃદયસિંહાસન ઉપર તેમની જ પ્રેમપ્રતિમા સ્થાપિત થયેલી છે." પુષ્પાવતીએ દૃઢતાસૂચક સ્વરે કહ્યું.

ઉષા ત્યાંથી ચાલી ગઈ. રાજકુમારી પુનઃ ચંદ્રની જ ચિંતા કરવા લાગીઃ—"હે ચંદ્ર ! હે મનમોહન ! આ દીન કિંકરીને આપ કદાપિ ભૂલી જશો નહિ. તમારા સિવાય સમસ્ત જગતમાં અન્ય કોઇ મ્હારા મનનું અને તનનું માલિક નથી. હે પ્રવાસી ! આપ આ અભાગિની બાળિકાના પ્રાણને સાથે લઇ ક્યાં અદ્રશ્ય થઈ ગયા ? આવો આવો—હવે હું આપના વિયોગશોકની હૃદયવિદારક વ્યથા સહન કરી શકતી નથી."

આટલું બોલતાં બોલતાંમાં તો રાજનન્દિની પુષ્પાવતીનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેના અંતરની અપાર વ્યથાનું વર્ણન માત્ર નિર્જીવ શબ્દોથી થઈ શકે તેમ નથી, કેમ કે પ્રેમભક્ત કવિ દયારામે સત્ય જ કહ્યું છે કે,

પ્રેમબાણ વાગ્યાં હોય તે જાણે,
પ્રસૂતાની પીડા ન વંધ્યા પિછાને—પ્રેમ૦

## પ્રકરણ ૪૩ મું.—પુનર્દર્શન.

યુવરાજ વિજયસિંહે યવન સેનાપતિ બહાદુરજંગને યુદ્ધમાં ઉતરવાનું કહેણ કહેવડાવી દીધું હતું. મક્કાના સૈન્ય સાથે રણઘેલા રજપૂતોનું આ અંતિમ યુદ્ધ હોવાથી વિજયસિંહે રાજસ્થાનના સઘળા

રાણા મહારાણાઓને રણસંગ્રામમાં સહાયતા કરવા આવવાનું નિમંત્રણ કર્યું હતું. આ યુદ્ધમાં ચંદ્રસિંહે પણ પોતાના વીરત્વનો સર્વેને સંપૂર્ણ પરિચય કરાવવાનો નિશ્ચય કર્યો હતો. રાજસ્થાનનાં ઘણાંખરાં રાજ્યોના અધિપતિઓએ આ યુદ્ધમાં સહાયતા કરવા આવવાનું જણાવ્યું હતું. રત્નગઢમાં સેંકડો—હજારો દેશભક્ત રજપૂતો એકત્ર થતા હતા. સર્વત્ર કોલાહલ થતો જોવામાં આવતો હતો. સઘળા ધંધાદારીઓની રોજી પણ સારી ચાલવા લાગી હતી. કિલ્લાની અંદર આવેલી વિશાળ ધર્મશાળામાં આગંતુકોના ઉતારાની યોગ્ય વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી. રાજા મહારાજાઓને રાજમહાલયમાં જ ઉતારો આપવામાં આવતો હતો.

યવન સેનાધિપતિ બહાદુરજંગ પોતાના મન સાથે વિવિધ પ્રકારના હવાઇ કિલ્લાઓ બાંધતો હતો. વિશ્વાસઘાતક દેશદ્રોહી નરપીશાચ ક્રૂરસિંહની સહાયતાથી પોતે સહેલાઇથી રણસંગ્રામમાં રજપૂતોનો પરાજય કરી સમસ્ત રાજસ્થાનમાં પોતાની વિજયપતાકા ઉડાવી શકશે એમ તે ધારતો હતો. વળી અજમેર અને ફત્તેહગઢના યુદ્ધમાં બહાદુર રજપૂતોનો પરાજય થએલો હોવાથી તે રજપૂતોની શક્તિને સામાન્ય સમજતો હતો. ગાન તાન અને સુરાપાનમાં જ તેનો ઘણો ખરો સમય પસાર થઇ જતો હતો. સુરાપાન કરી લાવણ્યમયી લલનાની સાથે કામક્રીડા કરવામાં અને સંગીતસુધાનું પાન કરવામાં જ તે પ્રવૃત્ત રહેતો હતો.

હવે અત્રે અમારે અમારા વાચકબંધુઓના અંતરમાં શંકા ઉત્પન્ન ન થાય એટલા માટે જણાવવું પડે છે કે, યવન બાદશાહો અને સેનાધિપતિઓ જ્યારે જ્યારે યુદ્ધ કરવા વિદેશમાં જતા હતા ત્યારે તેઓ પોતાની વિકારવૃત્તિ પરિતૃપ્ત કરવાને માટે પોતાની સાથે કેટલીક ખૂબસુરત સુંદરીઓને પણ લઈ જતા હતા. મહમ્મદ

જો કે એકપત્નીવ્રત પાળનાર આદર્શ પુરુષ હતો તો પણ તે સંગીતનો ઘણો શોખીન હતો એ પ્રકાર પાઠકબંધુઓથી અજ્ઞાત નથી. તેથી તે પણ પોતાની સાથે બે ત્રણ નિપુણ ગાયિકાને મક્કાથી રાજસ્થાનમાં લઇ આવ્યો હતો. મહમ્મદે કદાપિ એ ગાયિકાઓની સાથે પોતાના જીવનને કલંક લાગે એવો વ્યવહાર ચલાવ્યો નહોતો; પરંતુ બહાદુરજંગે એ ગાયિકાઓની સાથે સ્વેચ્છાનુસાર વ્યવહાર ચલાવવા માંડયો હતો. અસ્તુ.

ધીમે ધીમે યુદ્ધનો દિવસ પાસે આવી પહોંચ્યો. સઘળા રજપૂતો રત્નગઢમાં એકત્ર થઈ ગયા. આ પ્રસંગે ફત્તેહગઢાધિપતિ મહારાણો જાલિમસિંહ પણ રત્નગઢમાં આવ્યો હતો. રત્નગઢમાં ચંદ્રને જોઇ તે અતિ આનંદિત થયો હતો. વિજયસિંહદ્વારા તેણે ચંદ્રનો પરિચય પ્રાપ્ત કર્યો હતો. ચંદ્રે પણ પોતે શત્રુઓના પંઝામાં ફસાઇ પડી કેવી રીતે મુક્ત થઈ શક્યો હતો એ હકીકત જાલિમસિંહને કહી સંભળાવી હતી.

અજમેરરાણી કમળાવતી આ ભયંકર યુદ્ધ પ્રસંગે પોતાના પુત્રતુલ્ય વિજયસિંહને મંગળ આશીર્વાદ આપવા પોતાની પુત્રીઓસહ રત્નગઢ આવી હતી. રાણા જાલિમસિંહની સાથે તેની પુત્રી પુષ્પાવતી પણ યુદ્ધનું દર્શન કરવાની લાલસાથી રત્નગઢ આવી હતી. તેના અંતરમાં એવો દૃઢ વિશ્વાસ હતો કે, તેનો પ્રાણાધિક ચંદ્ર એક વીર બાળક છે. તે કદાપિ આવા મહા ભયંકર યુદ્ધમાં ભાગ ન લે એ અસંભવિત હતું. તેથી પોતે યુદ્ધનું દર્શન કરવાનું બાહ્ય કારણ દર્શાવી પ્રિયતમનું દર્શન કરવાની પ્રબળ ઈચ્છાથી જ પિતાની સાથે રત્નગઢ આવી હતી; કિન્તુ હજી સૂધી તે ચંદ્રસિંહનું દર્શન કરી શકી નહોતી.

સ્ત્રીમંડળને રાજમહાલયના અંતઃપુરમાં ઉતારો આપવામાં

આવ્યો હતો, તથા તેમનો સત્કાર કરવાનું કાર્ય નરાધમ ક્રૂરસિંહની સાધ્વી પત્ની સુશીલા બજાવતી હતી.

વર્ષાઋતુની રમણીય સંધ્યાનો સમય હતો. રાજમહાલયની આસપાસ આવેલા મનહર ઉદ્યાનની પુષ્પલતાઓએ અભિનવ અને મનોરમ સૌન્દર્ય ધારણ કર્યું હતું. શીતળ સુગંધિત વાયુ સ્વેચ્છાથી વિહરતો હતો. કેટલીક પુષ્પલતાઓ ઉપર વિવિધ પ્રકારનાં સુગંધિત પુષ્પો વિકસિત થયેલાં હતાં. પુષ્પવિહારી ભ્રમરો મૃદુ ગુંજારવ કરી પુષ્પોના રસનું યથેચ્છ પાન કરતા હતા, તથા માયાપ્રાબલ્યનું પ્રત્યક્ષ દર્શન કરાવતા હતા.

આવા સમયે રાજનન્દિની પુષ્પાવતી અસ્થિર હૃદયે ઉદ્યાનમાં ફર્યા કરતી હતી. તેના મનમંદિરમાંથી ચંદ્રની પ્રેમપ્રતિમા એક ક્ષણને માટે પણ દૂર થતી નહોતી. વર્ષા ઋતુમાં વિરહિણી સુંદરીઓની હૃદયવ્યથા સહસ્રધા વૃદ્ધિંગત થઈ જાય છે તદનુસાર પુષ્પાવતીની વ્યથાનો પણ પાર નહોતો.

પુષ્પાવતી ફરતી ફરતી ઉદ્યાનમાં આવેલા એક વિરામકુંજ પાસે જઇ સ્થિરતાથી ઉભી રહી. પુષ્પલતાઓ એક બીજીને આલિંગન કરી પ્રણયના આકર્ષણનું સૂચન કરી રહી હતી. પ્રકૃતિએ મનમોહક સૌન્દર્ય ધારણ કરેલું હોવા છતાં એ સૌન્દર્ય પુષ્પાવતીને વિશેષ વ્યથિત કરતું હતું.

બરાબર આ સમયે જ ચંદ્રસિંહ પણ ફરતો ફરતો એ વિરામકુંજ પાસે જઇ ચઢ્યો. તેના પગનો અવાજ સાંભળી પુષ્પાવતીએ પાછું ફરીને જોયું. જોતાંની સાથે જ તે આશ્ચર્યમગ્ન અને આનંદમગ્ન બની ગઇ. ચંદ્રના આનંદની પણ સીમા રહી નહિ. પુષ્પાવતીનું મુખમંડળ લજ્જાથી લાલચોળ બની ગયું. તે શરમાઇ અધોવદની થઇ ઉભી રહી. થોડા કાળ પછી કિંચિત્ સ્વસ્થ થયા પછી તેણે રુદ્ધ

કંઠે કહ્યું:—" હે ચંદ્ર ! આ અભાગિનીના હૃદયની ચોરી કરી આપ ક્યાં ચાલ્યા ગયા હતા ? "

"રાજનન્દિનિ, મ્હારા દુર્ભાગ્યે હું શત્રુઓનો શિકાર થઇ પડયો હતો; કિન્તુ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી હું જીવતો રહી તમારું દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું. " ચંદ્રે પ્રફુલ્લ મુખે ઉત્તર આપ્યો.

" વીરવર ! હવે કૃપા કરી આ સેવિકાને આપ આપનો પરિચય આપશો ? જો કે હું મ્હારા અંતરથી આપને જ મ્હારા પ્રિયતમ માની ચુકી છું. આપ કોઈ ભાગ્યશાળી યુવરાજ હો કિંવા દિનદરિદ્ર હો તો પણ હું આપની સેવિકા બનીને સ્વર્ગીય સુખ અનુભવી શકીશ. હે જીવનાધિક ! કૃપા કરી આપ મ્હારાથી કોઈ પણ વાર્ત્તા છુપાવશો નહિ. " પુષ્પાવતીએ ગદ્દગદ કંઠે કહ્યું.

" પ્રિયતમે ! મ્હારો પરિચય હું તમારા પિતાને આપી ચુકયો છું. હું આ રત્નગઢના બહાદુર મહારાણા વિજયસિંહનો કનિષ્ટ બંધુ થઉં છું. મ્હારું નામ ચંદ્રસિંહ છે. કેટલાંક ગુપ્ત કારણોને લીધે જ મ્હારે તમારા પિતાજીના આશ્રયમાં રહેવું પડયું હતું. રાજનન્દિનિ ! તમારું જ્યારથી પ્રથમ દર્શન થયું ત્યારથી જ મ્હારા અંતરમાં તમારા માટે અપૂર્વ પ્રેમભાવ ઉપજ્યો હતો. ત્યારથી એક ક્ષણના માટે પણ હું તમારું વિસ્મરણ કરી શકયો નથી. " ચંદ્રે સત્ય હકીકત કહી સંભળાવી.

" ચંદ્રસિંહ ! જીવનાધાર ! મ્હારા અંતરથી મ્હેં કોઇ બહાદુર વીર યુવકની અર્ધાંગના થવાની પ્રતિજ્ઞા કરી હતી. માતૃમંદિરમાં આપના હૃદયોદ્દગાર સાંભળી હું આપના વીરત્વથી મુગ્ધ બની ગઇ હતી. ત્યાર પછી યુદ્ધક્ષેત્રમાં તમારું અતુલ પરાક્રમ જોઇ હું આશ્ચર્યચકિતા બની ગઇ હતી. ત્યારથી જ આ અંતરમાં આપની પ્રેમપ્રતિમા કોત-

થઈ રહેલી છે. પિતાજી સમક્ષ હું યુદ્ધદર્શન કરવાનું બાહ્ય કારણ દર્શાવી આપનું દર્શન કરવાની મહત્વાકાંક્ષાથી અત્રે આવી હતી. મ્હારી ખાત્રી હતી કે, આ ભીષણ સંગ્રામમાં આપ જ્યાં હશો ત્યાંથી આવી આપના યુદ્ધકૌશલથી રણઘેલા રજપૂતોના નામને કીર્ત્તિશાળી કરશો" પુષ્પાવતીએ કહ્યું.

"પ્રાણેશ્વરિ! યવનો સાથે રજપૂતોનું આ અંતિમ યુદ્ધ છે. આ મહાયુદ્ધના ભવિષ્ય ઉપર જ આપણી જન્મભૂમિની સ્વાધીનતાનો અને પરાધીનતાનો તથા આપણા માનાપમાનનો આધાર રહેલો છે. આ વખતે સઘળા રજપૂતોમાં અપૂર્વ ઉત્સાહ અને દેશપ્રીતિનું દર્શન થાય છે. આ પ્રસંગે અમે જન્મભૂમિની સ્વાધીનતાનું અને પૂર્વજોની કીર્ત્તિનું રક્ષણ કરીશું, અને તેમ નહિ બને તો માતૃસેવામાં જીવન સમર્પણ કરી સ્વર્ગમાં સંચરીશું ક્ષણભંગુર માનવજીવનનો મોહ રાખી કર્ત્તવ્યભ્રષ્ટ થવા જેવું મહાપાપ બીજું એક પણ નથી. જો આ યુદ્ધમાં ઇશ્વરકૃપાથી વિજય મળશે તો આપણે ચિરકાળને માટે એક બીજાંના પ્રણયબંધનમાં બંધાઇ રહીશું, અને આપણા દુર્દૈવે કદાચ તેમ નહિ બને તો સ્વર્ગમાં આપણું સ્નેહમિલન અવશ્ય થશે જ" ચંદ્રસિંહે અપૂર્વ દેશ પ્રેમ દર્શાવ્યો.

"પ્રાણાધાર! આપની મહત્વાકાંક્ષા જગન્નિયંતા નારાયણ ફળિભૂત કરશે. વળી હું પણ એક રજપૂતાણી છું. દેશના આવા કટાકટીના પ્રસંગે, હું આપને તુચ્છ મોહબંધનમાં બાંધી રાખી કર્ત્તવ્યભ્રષ્ટ કરવાને ઇચ્છતી નથી. જાઓ, જન્મભૂમિની સેવા કરતાં કદાચ આપ સ્વર્ગના અધિકારી થશો તો આ સેવિકાનો આપને સ્વર્ગમાં સત્વર મેળાપ થશે. જેવી રીતે બહાદુર રજપૂતો સ્વદેશસેવા સમક્ષ અન્ય સકળ પ્રકારોને તુચ્છ સમજે છે તેવી જ રીતે માતૃભૂમિના કલ્યાણ સમક્ષ રજપૂતાણીઓ મોહમાયાને તુચ્છ જ સમજે છે."

પુષ્પાવતીએ રજપૂતાણીઓના હૃદયની મહત્તાનું સૂચન કર્યું.

ત્યાર પછી ચંદ્રસિંહ અને વિમળા વિવિધ પ્રકારની વાતચિત કરતાં કરતાં ઉદ્યાનમાં ફરવા લાગ્યાં.



## પ્રકરણ ૪૪ મું:—પ્રતિજ્ઞા ભંગ.

મુબારકખાનના આશ્રયસ્થાનનો ત્યાગ કરી ગુલજાર ક્યાં ચાલી ગઇ તથા તેણે શું કર્યું તે આપણે જોઇએ. શાહજાદી જોએદીએ વંચાવેલા પત્ર ઉપરથી ગુલજારના અંતરમાં એવો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે, મુબારક બાહ્યપ્રેમ દર્શાવી પોતાની પ્રતારણા કરવાને જ ઇચ્છતો હતો. આવો નિશ્ચય થવાથી તેમ જ કોઇ પણ રીતે સમશેરજંગને મુક્ત કરવાની ઇચ્છા હોવાથી ગુલજારે પોતે મુબારક સમક્ષ જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાનો ભંગ કરવાનો તેણે નિશ્ચય કર્યો. સ્ત્રીજાતિનું હૃદય આવું વિચિત્ર જ હોય છે. તે ક્યારે અબળાને બદલે પ્રબળાનું સ્વરુપ ધારણ કરશે તેનો નિર્ણય કરવાનું કાર્ય ઘણું મુશ્કિલ છે, જે સ્ત્રીજાતિના હૃદયને ઓળખવા સૃષ્ટિનિર્માણકર્ત્તા સાક્ષાત બ્રહ્મા પણ અસમર્થ છે તે રહસ્યમયી સ્ત્રીજાતિના હૃદયને પિછાનવાની શકિત પામર પુરુષ જાતિમાં હોવી સર્વથા અસંભવ જ છે. આમ હોવાથી મુબારકખાન જેવો બહાદુર, ચતુર તેમ જ કાર્યકુશળ પુરુષ પણ રહસ્યમયી ગુલજાર ઉપર વિશ્વાસ મૂકી છેતરાયો. તે ગુલજારને કોમળ હૃદયની કામિની સમજતો હતો; કિન્તુ ગુલજારે જ તેના જીવનનો વિનાશ કેવી રીતે કરાવ્યો એ હવે અલ્પકાળમાં જ વાચકબંધુઓના જાણવામાં આવશે.

સ્ત્રીજાતિ સઘળું દુઃખ અને વેદના વેઠી શકે છે; કિન્તુ તે પોતાના પતિ કિંવા પ્રેમિકને પરદારા ઉપર આસક્ત થયેલો જોઈ

શકતી નથી કિંવા વેઠી શકતી નથી. એવા પ્રસંગે અનેક અબળાઓ પ્રબળાનું સ્વરુપ ધારણ કરી પોતાના પ્રેમિકના સર્વસ્વનો વિનાશ કરવામાં પણ પાછી ન્હાની કરતી નથી. વાસ્તવિક રીતે ગુલજાર પણ પોતાના અંતરથી મુબારકને ચ્હાતી હતી; કિન્તુ એ એવી રહસ્યમયી સુંદરી હતી કે, તેણે પોતાના અંતરનો અનુરાગ મુબારક સમક્ષ કદાપિ પ્રદર્શિત કર્યો નહોતો. જો કે, મુબારકનાં કેટલાંક કૃત્યો માટે તેને માન હતું પરંતુ તેનાં કેટલાંક કૃત્યો માટે તિરસ્કાર પણ હતો; છતાં જ્યાં સુધી મુબારકના ચારિત્ર્યથી પોતે સર્વાંશે માહિતગાર ન થાય ત્યાં સુધી મૌન ધારણ કરવું જ તેણે ઉચિત ધાર્યું હતું; પરંતુ શાહજાદી જોબેદીની પ્રપંચજાળની ગુલજારપર અસર થઇ અને તેના પરિણામે ગુલજારના અંતરમાં મુબારક માટે જે ગુપ્ત અનુરાગ હતો તે અદ્રશ્ય થઇ ગયો.

મુબારકના આશ્રયનો ત્યાગ કરી ગુલજાર મક્કા નગરીમાં જઇ પહોંચી તથા રાજમહાલય પાસે જઇ તેણે પહેરેગીરને કહ્યું:—“ હું શહેનશાહ નામવર ખલિફાને મળવા ઇચ્છું છું. તું સત્વર જઇને તેઓ નામવરની રજા લઇ આવ. ”

પહેરેગીર ગુલજારને ત્યાં ઉભી રાખી ખલિફા પાસે ગયો, તથા થોડા સમયમાં જ પાછા આવીને તેણે કહ્યું:—“ આપ બેલાશક પધારો. શહેનશાહ હમણાં પોતાના વિશ્રામાલયમાં બિરાજ્યા છે.”

પહેરેગીર સાથે વિશેષ કાંઇ વાતચિત નહિ કરતાં ગુલજાર રાજમહાલયમાં પ્રવેશ કરીને ખલિફાના વિશ્રામાલયમાં ગઇ. ત્યાં ખલિફા એક વિરામાસન ઉપર આડો પડયો હતો. બે ગુલબદન મનોહારિણી બાંદીઓ હાથમાં મયુરનાં પીંછાંના મૂલ્યવાન્ પંખાઓ લઈ ખલિફાને મૃદુમંદ વાયુ ઢોળતી હતી.

ખલિફાના વિશ્રામાલયમાં પ્રવેશ કરી ગુલજારે કમરમાંથી નમી

કુરનસ બજાવી નમ્ર સ્વરે કહ્યું:—" શહેનશાહ દીર્ઘાયુ થાઓ. "

ખલિફાએ આશ્ચર્ય પામીને પૂછ્યું:—" સુંદરિ ! શા હેતુથી તમે અત્રે આવ્યાં છો? તમારાં જેવાં એક સુંદરીને મ્હારી પાસે શું કાર્ય હશે તેની કલ્પના હું કરી શકતો નથી. "

" જહાંપનાહ ! હું એક અગત્યના કારણને લીધે જ આપને મળવા આવી છું, અને મ્હને સંપૂર્ણ ખાત્રી છે કે, આજની મ્હારી મુલાકાતથી આપને અવર્ણનીય આનંદ થશે. "

"સુંદરિ ! પ્રથમ મ્હને જણાવશો કે તમે કોણ છો ?" ખલિફાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"મહારો પરિચય આપ નામવરને આપના નગરરક્ષક સમશેરજંગ આપશે. " ગુલજારે ઉત્તર આપ્યો.

" એમ બનવું સર્વથા અસંભવ છે. મ્હારા નગરરક્ષક સમશેર જંગને નિષ્ઠુર લૂંટારા મુબારકખાને ઘણા કાળથી કેદ કરી રાખેલો છે. " ખલિફાએ અડચણ દર્શાવી.

" જે અસંભવિત છે તેને હું સંભવિત કરવાને માટે જ આપની પાસે આવી છું." ગુલજારે કહ્યું.

" સુંદરિ ! તમારાં વચનોમાં ઘણું રહસ્ય સમાઇ રહેલું હોય એમ મ્હને લાગે છે. તમે જે કાંઇ કહેવાને આવ્યાં છો તે સત્વર કહો અને મ્હારી અધીરતા દૂર કરો. " ખલિફાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

" જહાંપનાહ ! આપ શાન્તિથી મ્હારી હકીકત સાંભળો. જે મુબારકખાનને કેદ પકડાવવાનો આપ ઘણા કાળથી પ્રયત્ન કરો છો, જે મુબારકખાનના ગુપ્તનિવાસસ્થાનની આપ ઘણા દિવસોથી શોધ કર્યા કરો છો તે જ મુબારકખાનનો સઘળો ભેદ હું આપના સમક્ષ જાહિર કરી શકું તેમ છું. મ્હારી સહાયતા અને સલાહથી આપ તેને કેદ પકડી તેના ગુપ્ત નિવાસસ્થાનમાંથી નગરરક્ષક સમશેરજંગ અને શાહ-

જાદીસાહબાને મુક્ત કરી શકો તેમ છો." ગુલજારે ખુલાસો કર્યો.

આ ખુલાસો સાંભળવામાં આવતાં ખલિફા આનંદમગ્ન અને આશ્ચર્યમગ્ન બની ગયો. જે મુબારકને કેદ પકડાવવાને માટે તેણે મ્હોટું ઇનામ આપવાનું જાહીર કર્યું હતું તેજ મુબારકને આજ સુધી કોઇ પણ કેદ પકડાવી શકેલું નહોતું; છતાં આ એક સામાન્ય અબળા એ કાર્ય કરવાને તૈયાર થઇ છે એવું જાણવામાં આવતાં ખલિફાને આશ્ચર્ય ઉપજે એમાં શું આશ્ચર્ય ? તેણે કહ્યું:–"તમે કેવી રીતે મુબારકખાનને કેદ પકડાવી શકો તેમ છો તે જણાવશો ?"

"પ્રથમ મ્હારા કાર્યનું મ્હને શું ઇનામ મળશે તે આપ નામદાર કહેશો ?" ગુલજારે પોતાનો સ્વાર્થ સાધી લેવાના ઉદ્દેશથી કહ્યું.

"સુંદરિ ! ઇનામ મેળવવાની ત્હારી ઇચ્છા છે તો મુબારકનો પત્તો આપનારને જે ઇનામ આપવાનું જાહિર કરવામાં આવ્યું છે તે ઇનામ તને મળશે." ખલિફાએ ઉત્તર આપ્યો.

"શહેનશાહ ખલિફા ! મેહેરબાની કરી આપ મ્હારી હકીકત લક્ષ્યપૂર્વક સાંભળો. મ્હારી બાલ્યાવસ્થામાં મ્હારાં માતાપિતાનો મ્હારા દુર્ભાગ્યે મ્હારાથી વિયોગ થયો હતો. અંતે કર્મ ધર્મ સંયોગે હું નિષ્ઠુર લૂંટારા મુબારકખાનના પંઝામાં સપડાઇ ગઇ હતી. આજ સૂધી તેણે મ્હને પોતાના ગુપ્તનિવાસસ્થાનમાં જ રાખી હતી. તે મ્હને કોઇ પણ પ્રકારનું દુઃખ દેતો નહિ. પરંતુ કેટલાંક કારણોના લીધે મ્હેં તેનો ત્યાગ કર્યો છે. એ કારણો હું આપને જણાવી શક્તી નથી એ માટે આપ મ્હને ક્ષમા આપજો. આપનાં પુત્રી અને આપના નગરરક્ષક—બન્ને જણાં મુબારકની કેદમાં છે. હું આપને મુબારકના ગુપ્તનિવાસસ્થાનનો પત્તો આપું છું જેથી આપ સહેલાઇથી તેમને બન્નેને મુક્ત કરી, મુબારકને કેદ કરી શકશો. આપ આપના સૈ-

નિકોની એક ટુકડી મ્હારી સાથે મોકલજો. આજે મધ્યરાત્રે હું એ ટુકડી સાથે જઇશ અને તેને મુબારકનું ગુપ્ત નિવાસસ્થાન બતાવીશ." ગુલજારે કહ્યું.

"તમે મુબારકના આશ્રયમાં ઉછરી મ્હોટાં થયાં છો, છતાં તેને કેદ પકડાવવાનો પ્રયત્ન શા માટે કરો છો ?" ખલિફાએ આતુરતાથી પૂછ્યું

"જહાંપનાહ ! ક્ષમા કરો—એ ખુલાસો હું કરી શકીશ નહિ. હમણાં હું માત્ર એટલું જ કહું છું કે, આપ મ્હારાં વચનોપર વિશ્વાસ રાખો." ગુલજારે ઉત્તરમાં કહ્યું.

"સુંદરિ ! તમારું જીવન મ્હને ભેદભરેલું જણાય છે !" આશ્ચર્ય-સૂચક સ્વરે ખલિફાએ કહ્યું.

"એ ભેદનો પડદો અંતે ખુલ્લો થશે જ." ગુલજારે શાન્ત ચિત્તે ઉત્તર આપ્યો.



## પ્રકરણ ૪૫મું.—શિકાર છટક્યો.

મધ્યરાત્રિનો સમય થયો હતો. આકાશમાં અસંખ્ય વાદળાંઓ દોડધામ કરી રહ્યાં હતાં. પૃથિવીપર સર્વત્ર ભીષણ અંધકારનો વિસ્તાર થયો હતો. આવા સમયે પ્રતિશોધપરાયણા ગુલજાર ખલિફાના સૈનિકોની એક ટુકડીને સાથે લઇ સાવધાનતાથી મુબારકખાનના ગુપ્ત નિવાસસ્થાન તરફ જતી હતી. એ ટુકડી સો સૈનિકોની હતી. દરેક સૈનિકના કમ્મરપટ્ટામાં તેજસ્વી તલવાર મ્યાનમાં લટકી રહી હતી. ગુલજાર સઘળા સૈનિકોની આગળ ચાલતી હતી.

એક કલાક સૂધી માર્ગ કાપ્યા પછી ગુલજાર સઘળા સૈનિકોસહ મુબારકના ગુપ્ત નિવાસસ્થાન પાસે જઇ પહોંચી. ગુલજાર જાણતી હતી કે એ સ્થળે મુબારકના બે વિશ્વાસુ પહેરેગીર રાત્રિ દિવસ પહેરો

ભર્યા કરતા હતા તેથી પોતાની સાથેના સૈનિકોને થોડે દૂર ઉભા રાખી તેમને કાંઇ સૂચના કરીને ગુલજાર એ પહેરેગીરો પાસે જઈ પહોંચી. બન્ને પહેરેગીરો ગુલજારને સારી રીતે ઓળખતા હતા. આવી મધ્યરાત્રે એકલી ગુલજારને પોતાની પાસે આવેલી જોઇને તેમના અંતરમાં આશ્ચર્ય ઉપજ્યું. તેઓમાંના એકે પૂછ્યું:—"ગુલજાર બીબી, તમે અત્યારે ક્યાંથી આવો છો? મુબારકખાન હમણાં જ નિદ્રાધીન થયેલા છે. તેમની રજા સિવાય તમે અત્યારે અંદર જઇ શકશો નહિ. વળી સરદાર સાહેબને નિદ્રામાંથી જાગ્રત કરવાનું સાહસ અમારાથી થઇ શકે તેમ નથી."

"હમણાં જ મ્હારે મુબારકખાનને મળવાની જરૂર છે મ્હારે તેમને એક ગુપ્ત પરંતુ આવશ્યક વાત કહેવાની છે. જો હમણાં જ હું તેમને મળી સાવધાન નહિ કરી શકું તો તેમનાપર ભયંકર સંકટ આવી પડવાનો સંભવ છે." ગુલજારે કહ્યું.

ગુલજારનાં વચનો સાંભળી પહેરેગીરોનું મુખમંડળ ચિંતામગ્ન બની ગયું. ઉપરોક્ત પહેરેગીરે કહ્યું:—"ત્યારે તમે અહીં ઉભાં રહો. હું મુબારકખાન પાસે જઈ, તેમને જાગ્રત કરી તેમની રજા મેળવી આવું છું. પછીથી તમે બેલાશક તેમની પાસે જજો."

"વારું, તું જઇને સત્વર તેમની રજા લઇ આવ." ગુલજારે કહ્યું;

તરત જ પહેરેગીર અંદર ચાલ્યો ગયો. ગુલજારના વિદાય થયા પછી મુબારક તદ્દન બેચેન બની ગયો હતો. અંતે મધ્યરાત્રિનો સમય થતાં તે શરબત પી, સહજ નિશ્ચિંત્ત થઇને શય્યાવશ થઈ ગયો હતો. હમણાં તે તંદ્રાધીન હતો. પહેરેગીરના પગનો અવાજ સાંભળવામાં આવતાં જ તે જાગી ઉઠયો, તથા પલંગમાં બેઠા થઇ અધીરતાથી તેણે પૂછ્યું:—"તું અત્યારે મ્હારી પાસે કેમ આવ્યો છે?"

પહેરેગીરે કંપતાં કંપતાં ઉત્તર આપ્યો:—"સાહેબ! ગુલજાર

બીબી આપને મળવા માટે આવ્યાં છે. તેઓ આપને એક જરૂરી વાત કહેવાને ઇચ્છે છે."

આ ઉત્તર સાંભળી મુબારક વિચારમાં પડી ગયો. તેને એવી કલ્પના પણ ઉપજી નહોતી કે, પુનઃ ગુલજાર તેનો આશ્રય સ્વીકારવા કિંવા તેને મળવા આવશે. તેણે પ્રફુલ્લ મુખે કહ્યું:–"બત્તીને સતેજ કરી તું તેને અત્રે લઇ આવ."

પહેરેગીર બત્તીને સતેજ કરી બ્હાર ચાલ્યો ગયો, અને મુબારક પલંગમાંથી ઉઠી એક આસનપર બેઠો. અલ્પકાળમાં જ ગુલજાર મુબારક પાસે આવી પહોંચી, તથા તેણે પણ એક આસનપર બેસીને ગંભીર સ્વરે કહ્યું:–"મુબારકખાન ! તમે એમ ન સમજશો કે હું પુનઃ તમારો આશ્રય સ્વીકારવાની ઇચ્છાથી અત્રે આવી છું. સ્ત્રીજાતિની પ્રતિશોધપરાયણતા કેવી પ્રબળ હોય છે તેનો અનુભવ થોડા સમયમાં જ તમને થઇ જશે."

આ વાકયો સાંભળી મુબારક સ્તંભિત બની ગયો. અલ્પકાળ સુધી મૌન ધારણ કર્યા પછી તેણે કહ્યું:–"ગુલજાર ! હું એક લૂંટારો છું. મ્હારા ભયથી શહેનશાહ ખલિફા પણ સ્વસ્થ રહી શકતા નથી. ખુદાની મહેરબાનીથી હું ઇચ્છિત કાર્ય કરી શકું તેમ છું. જો મ્હેં ઇચ્છયું હોત તો હું બળાત્કારે પણ તને મ્હારી બીબી બનાવી શકયો હોત; પરંતુ બળાત્કારપૂર્વક જે પ્રેમ સંબંધ સાંધવામાં આવે છે તેથી સુખ પ્રાપ્ત થવાને બદલે દુઃખ પ્રાપ્ત થવાની સંભાવના હોવાથી મ્હેં તેમ નહિ કરતાં પ્રેમપૂર્વક ત્હારું પ્રતિપાલન કર્યું છે. મ્હારા નિઃસ્વાર્થ પ્રેમનો બદલો–મ્હારા ઉપકારનો બદલો તું અપકારથી જ વાળવાને ઇચ્છે છે કે શું ? ત્હેં મ્હારા સમક્ષ જે પ્રતિજ્ઞા કરી છે એ પ્રતિજ્ઞાનું રક્ષણ તું નહિ કરે કે શું ? ગુલજાર ! તું મ્હારી પ્રેમપ્રતિમાને બદલે પાષાણી પ્રતિમા થવાને ઇચ્છે છે કે શું ? વિચાર કરી

જો કે, હમણાં પણ તું મ્હારી સત્તામાં છે–હું તને મ્હાય તે કરવાને સમર્થ છું; પરંતુ ત્હારું અનિષ્ટ આ મુબારક પ્રાણાન્તે પણ કરી શકે તેમ નથી."

"મુબારકખાન! તમે જ્યારે મ્હારા ઉપર આટલો બધો પ્રેમ રાખો છો, ત્યારે તમે મ્હારી એક વિનતિ સ્વીકારો." ગુલજારે કહ્યું.

"જો મ્હારાથી ત્હારી વિનતિ સ્વીકારાય એવી હશે તો અવશ્ય સ્વીકારીશ." મુબારકે ઉત્તર આપ્યો.

"ત્યારે તમે સમશેરજંગને તમારી કેદમાંથી મુક્ત કરો." ગુલજારે ખુલાસો કર્યો.

"ગુલજાર! શું તું જાણી જોઇને મ્હારા કટ્ટા દુશ્મનને મુક્ત કરવાને ઇચ્છે છે? જો હું સમશેરજંગને મ્હારી કેદમાંથી મુક્ત કરીશ તો તે વળી અન્ય કોઇ પ્રસંગે મ્હારું અનિષ્ટ કરવામાં પાછી પ્હાની નહિ જ કરે. ગુલજાર! સમશેરજંગ સાથે ત્હારો એવો શો સંબંધ છે કે તું તેને મુક્ત કરવાને ઇચ્છે છે?" મુબારકે અંતરોદ્ગાર કાઢ્યા.

"મુબારકખાન! હવે તમારાથી કોઇ પણ વાર્ત્તા છુપાવવાની જરૂર નથી. સમશેરજંગ મ્હારા કાકાના પુત્ર–મ્હારા ભાઇ થાય છે. તમારે તેમને મુક્ત કરવા જ પડશે." ગુલજારે સત્ય વાર્તા પ્રદર્શિત કરી.

એકાએક રસ્તે ચાલતો મુસાફર માર્ગમાં સર્પ જોઇ જેવી રીતે ચમકી ઉઠે તેવી રીતે ચમકી ઉઠીને મુબારકે કહ્યું:–"ગુલજાર! સમશેરજંગે મ્હારી કેદમાંથી મુક્ત થવાના હેતુથી જ તને આવી અસત્ય વાર્ત્તા સમજાવેલી હોવી જોઇએ; તું શા ઉપરથી એનાં વચનોપર વિશ્વાસ રાખે છે?"

"જો આ વાર્ત્તાને તમે અસત્ય માનતા હો તો જે માદળીઆમાં મ્હારા જીવનનો ગુપ્ત ભેદ છુપાઇ રહેલો હતો એ માદળીઆદ્વારા હું તમને મ્હારી વાત સાબિત કરી આપવાન તૈયાર છું. હવે કહો

જોઇએ કે. તમે મ્હારા ભાઇને મુક્ત કરવાને તૈયાર છો કે નહિ ?" ગુલજારે કહ્યું.

" ત્યારે તો તું કોઇ મ્હોટા અમીર ઉમરાવની પુત્રી હોવી જોઇએ એમ હું ધારું છું; પરંતુ ગુલજાર ! હું તને મુક્ત કરી ચુકયો છું. તું ત્હારી ઇચ્છાનુસાર કાર્ય કર; પણ સમશેરજંગ મ્હારો કટ્ટો શત્રુ હોવાથી હું તેને તો મુક્ત નહિ જ કરી શકું. " મુબારકે ગંભીરતાથી ગુલજારની વિનતિનો અસ્વિકાર કર્યો.

" તેમને મુક્ત કરવાની હું તમને ફર્જ પાડીશ. તમારે તેમને મુક્ત કરવા જ પડશે. " ગુલજારે દૃઢતાસૂચક સ્વરે કહ્યું.

" ત્યારે તો ત્હારે પણ મ્હારી કેદમાં જ રહેવું પડશે. ગુલજાર ! મ્હેં ત્હારા ઉપર પ્રેમ રાખી તને જે સ્વાધીનતા આપી હતી તેનો તું દુરુપયોગ કરીશ એવી મ્હને સ્વપ્નમાં સુદ્ધાં કલ્પના ઉપજી નહોતી. સ્ત્રીજાતિમાં સ્વભાવતઃ જે કોમળતા હોય છે તે ત્હારામાં બિલકુલ નથી કે શું ? " મુબારકે પશ્ચાત્તાપ દર્શાવતાં કહ્યું.

" મ્હારા ઉપર તમારો પ્રેમ હતો તેથી જ તમે શાહજાદી જોબેદીના પ્રેમની યાચના કરી હતી , કેમ ? " ગુલજારે સહજ રોષમાં જ પૂછ્યું.

" એ વાત સર્વથા અસત્ય છે. મ્હેં શાહજાદીના પ્રેમની યાચના જૂદા જ ઉદ્દેશથી કરી હતી; છતાં વિશ્વમાં સંદેહનું ઔષધ નથી. ગુલજાર ! હવે હું એવી જ ઇચ્છા રાખું છું કે, તું કોઇ આબરુદાર ધનાઢ્ય અમીર ઉમરાવની બીબી થઇ ત્હારા સાંસારિક જીવનમાં સુખી થા. " મુબારકે નિરાશાસૂચક સ્વરે કહ્યું.

" હું મ્હારા ભાઇને કેદમાં રહેવા દઇ સુખી થઇ શકું એમ નથી. મુબારકખાન ! આજથી હું તમારી પ્રેમિકા નહિ પરંતુ શત્રુ છું. મ્હારાથી જે કાર્ય થઇ ગયું છે તે નહિ થયું થનાર નથી—હાથ-

માંથી છૂટેલું તીર કદાપિ પાછું ફરનાર નથી.” ગુલજારે કહ્યું.

“ત્યારે શું ત્હેં ત્હારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે? પાષાણી ગુલજાર! ત્હારા જેવી નિષ્ઠુર નારી મ્હેં સમસ્ત જગત્‌માં બીજી એક પણ જોઇ નથી. રહસ્યમયી નારીના ઉપર વિશ્વાસ મૂકનાર પુરુષને અંતે પશ્ચાત્તાપના પ્રચંડ અગ્નિમાં બળી મરવું પડે છે એવી આજે મ્હારી ચોક્કસ ખાત્રી થઈ છે. ગુલજાર! તું અબળા નહિ પરંતુ પાષાણ હૃદયની પ્રબળા છે.” મુબારકે આવેશમાં જ કહ્યું.

આ સમયે જ ગુલજારે સાવધાનતાથી એક સીટી વગાડી. એ સીટીનો અવાજ સાંભળવામાં આવતાં જ મુબારક ગુલજારની પ્રપંચજાળને પિછાની શક્યો. જે સિપાહીઓ બ્હાર ઉભા રહી ગુલજારના સંકેતને જાણવાની ઇચ્છા રાખતા હતા તે સિપાહીઓ આ સંકેતધ્વનિ સાંભળી મુબારકના નિવાસસ્થાન પાસે આવી પહોંચ્યા, અને જે બન્ને પહેરેગીરો ત્યાં પહેરો ભરતા હતા તેમને તેમણે બાંધી લીધા, અને તેમણે મુબારકના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો. એ સિપાહીઓના પગનો અવાજ સાંભળવામાં આવતાં મુબારકના અંતરનો સંશય દૃઢ થઇ ગયો. તેણે ગુલજારની દૃષ્ટિ ચુકાવીને પોતાની પાસેની દિવાલની એક કળ દબાવી. તરત જ જે સ્થળે મુબારક ઉભો રહ્યો હતો એ સ્થળનો પત્થર ખસી ગયો, અને મુબારક અંદર ઉતરી પડ્યો. ત્યાર પછી ક્ષણ માત્રમાં જ નીચેની કળ દબાવીને મુબારકે એ પત્થરને યથાસ્થિત કરી નાખ્યો. આ સઘળું કાર્ય અલ્પકાળમાં જ બની ગયું. ગુલજાર આ પ્રકારનું દર્શન કરી ઘણી વિસ્મિતા અને આશ્ચર્યચકિતા બની ગઇ. બરાબર આ સમયે જ ખલિફાના સૈનિકોએ પણ એ સ્થાને પ્રવેશ કર્યો. એ સૈનિકોના સરદારે ગુલજારને ત્યાં એકલી ઉભી રહેલી જોઇને પૂછ્યું:—“બીબીસાહેબા, શિકાર ક્યાં છે?”

“અફસોસની વાત એ છે કે, શિકાર મ્હારી આંખ્યોમાં ધૂળ

નાખી આ સ્થળે જ અદ્રશ્ય થઈ ગયો છે. મુબારકને કેદ પકડવો એ કાંઈ સામાન્ય શક્તિનું કાર્ય નથી. " ગુલજારે ઉત્તર આપ્યો.

" ત્યારે તે કેવી રીતે ક્યાં અદ્રશ્ય થઈ ગયો ? " સરદારે ઉત્સુકતાથી પૂછ્યું.

" તેને જ્યારે એમ માલૂમ પડ્યું કે, તે મ્હારી બિછાવેલી જાળમાં ફસાયો છે ત્યારે તેણે કાંઇ ઉપાય અજમાવ્યો; જેથી તેના પગ નીચેનો પત્થર ખસી ગયો, અને તે એ સ્થળે ઉતરી પડયો. ત્યાર પછી જોત જોતાંમાં એ પત્થર પાછો યથાસ્થિત થઇ ગયો. હવે આપણે વિલંબ કરવાનું પ્રયોજન નથી. તમે તમારા સૈનિકોમાંથી થોડા સૈનિકોને બ્હાર પહેરો ભરવા રાખેલા હોવાથી આ ગુપ્ત નિવાસસ્થાનનું એક પણ મનુષ્ય અન્યત્ર પલાયન કરી જાય તેમ નથી. હવે આપણે શાહજાદીસાહેબા અને નગરરક્ષક સમશેરજંગને કેદમુક્ત કરીએ. " ગુલજારે કહ્યું.

" જેવી આપની આજ્ઞા. " સરદારે નમ્રતાનું સૂચન કર્યું.

ત્યાર પછી ગુલજારે એ સરદારની સાથે જઇ બાદશાહજાદી અને સમશેરજંગને કેદમુક્ત કર્યાં. મુબારકખાનના સઘળા ગુલામો અને અનુયાયીઓને કેદ પકડવામાં આવ્યા. એ ગુપ્ત મકાનમાં મુબારકની ઘણી શોધ કરવામાં આવી; પરંતુ તેનો પત્તો નહિ લાગ્યાથી એ મકાનની આસપાસ દશ પંદર સૈનિકોને મુબારકની તપાસ કરવા માટે રાખી ગુલજાર, શાહજાદી જોબેદી, સમશેરજંગ તથા અન્ય સૈનિકોએ મક્કા તરફ ગમન કર્યું ચતુરા રમણી ગુલજારની અદ્દભુત ચાલાકી જોઇ, સમશેરજંગને જે આનંદ થયો તેનું વર્ણન અમે નિર્જીવ શબ્દોથી કરી શકીએ તેમ નથી.

## પ્રકરણ ૪૬ મું:—પ્રણયયાચના કે વિલાસવાસના?

યવન સેનાપતિ મહમ્મદખાન શહેનશાહ ખલિફાના આદેશાનુસાર મક્કા આવી ચઢયો હતો. ખલિફાએ તેને કારાગારમાં કેદ કરી રાખ્યો હતો. એક અઠવાડીઆ પછી તેને મૃત્યુની સજા કરવાની ખલિફાએ આજ્ઞા કરી હતી. પોતાની પત્ની કયાં કેવી સ્થિતિમાં છે એની પણ મહમ્મદખાનને માહિતી નહોતી. તેના શોકસંતાપની સીમા નહોતી. માનસિક ચિંતાથી તેનો બળવાન્ દેહ દુર્બળ બની ગયો હતો.

સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો. મહમ્મદ કેદખાનાની કોટડીમાં બેઠો બેઠો પ્રાણાધિકા પત્નીની ફિકર કરી રહ્યો હતો. તેનાં નયનોમાં ઉષ્ણ અશ્રુજળ ભરાઈ આવ્યું હતું. તે સ્વગત બોલતો હતો હતો કે, “ મર્જીના ! જીવનાધિક ! આજે તું કયાં કેવી સ્થિતિમાં છે ? અરેરે ! હવે મ્હને પૂર્વેનાં સઘળાં વચનો યાદ આવે છે. ત્હારા મનમાં મ્હારા વિયોગ પ્રસંગે જે આશંકા ઉત્પન્ન થઈ હતી તે સત્ય ઠરી છે. અરેરે ! બેઇમાન મલિકની સેવાની આવી અયોગ્ય કદર થાય છે અને નિમકહલાલ માણુસ અંતે મૃત્યુને જ શરણે થાય છે એનો મ્હને પૂરેપૂરો અનુભવ થયો છે. મ્હેં મ્હારી જીવનાધિકા મર્જીનાના કાલાવાલા તરફ—તેના રુદન તરફ લક્ષ્ય નહિ આપતાં, પાષાણુથી પણ વિશેષ કઠિન કાળજું કરી ખલિફાની આજ્ઞા માન્ય કરી તેનો આવો બદલો—આવો અંજામ ? હે ખુદા ! હું નિરપરાધ છું. માત્ર આપ જ મ્હારા રક્ષણકર્ત્તા છો. ”

વળી થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી મહમ્મદખાન સ્વગત કહેવા લાગ્યો:—“ મર્જીના ! મ્હારા અંતરની અધિષ્ઠાત્રી દેવિ ! આવ આવ—ત્હારા મિલનથી હું મૃત્યુનું ભીષણ દુઃખ પણ થોડા સમયને માટે ભૂલી જઇશ. ઘણા કાળથી થયેલો ત્હારો વિયોગ મ્હારી

વર્ત્તમાન વ્યથાને સૂચિંગત કરે છે. જીવનાધાર! ત્હારું કહેવું મ્હેં ન સાંભળ્યું તેથી હવે મ્હને અપાર પશ્ચાત્તાપ થાય છે. અરેરે! મ્હેં હતભાગીએ જાણી જોઇને તને દુઃખી કરી છે. મર્જીના! મ્હારા અપરાધને તું ભૂલી જા."

બરાબર આ સમયે જ શાહજાદી જોબેદીએ ત્યાં આગળ આવી પહોંચીને અધીરતાથી કહ્યું:—"પ્રિયતમ! મર્જીના તમારો અપરાધ ભુલી ગઇ છે. મર્જીનાનું મૃત્યુ થયું છે. હવે તે આ ફાની જહાનમાં નથી. મહમ્મદખાન! આપણા ઉભયના પ્રેમસંબંધમાં હવે કોઇ અડચણ કરી શકે તેમ નથી. પ્રાણાધાર! હવે કહો કે આ બાદશાહજાદીના અંતરની અભિલાષા આપ ફળિભૂત કરશો કે નહિ?"

"શાહજાદીસાહબા! અદ્યાપિ તમારા વિચારોમાં બિલકુલ પરિવર્ત્તન થયું નથી તેથી મ્હને ઘણો અફસોસ થાય છે. જે દિલ એકને અપાયલું હોય છે તે કદાપિ અન્યને આપી શકાતું નથી. જો તમારું કહેવું સત્ય હોય—મ્હારી મર્જીના મૃત્યુ પામી હોય તો હું પણ થોડા જ દિવસમાં તેની પાસે જઇશ. આ હૃદય ઉપર મ્હારી મર્જીનાનો જ અધિકાર છે. તમારો પ્રેમ સ્વીકારવાને આ પત્નીભક્ત મહમ્મદ તદ્દન લાચાર છે." મહમ્મદે પત્નીપ્રેમની દૃઢતા દર્શાવી.

"મહમ્મદખાન! સ્વર્ગમાં તમે તમારી મર્જીનાને મેળવી શકશો એનો શો વિશ્વાસ છે? જાણી જોઇને ભ્રમિત બની જઇ શા માટે તમે વિકાળ કાળને નિમંત્રણ કરો છો? શહેનશાહ ખલિફાના ક્રોધાગ્નિની જ્વાળામાં તમારે બળી ખાકસાર થઇ જવું પડશે; છતાં એક-શર્તથી હું તમારું રક્ષણ કરવાને તૈયાર છું." જોબેદીએ આશા દર્શાવી.

"શાહજાદી, શી શર્તથી તમે મ્હારું જીવન બચાવી શકો તેમ છો?" મહમ્મદે પૂછ્યું.

"શર્ત્ત એજ કે, આ બાદશાહજાદીના અંતરમાં સળગેલી ઇ-

શ્કની આગ આપ રતિરસની વૃષ્ટિથી બુઝાવો–મ્હને તમારી માશુક સમજીને પ્રીતિસુધાનું પાન કરાવો. જો મ્હારી આટલી શર્ત તમે સ્વીકારશો તો હું કોઇ પણ ઉપાયે તમારા જીવનનું સંરક્ષણ કરીશ.” શાહજાદીએ દુરાગ્રહનો ત્યાગ ન જ કર્યો.

“ શાહજાદી, સિંહ ક્ષુધાની વેદનાથી મરી જશે પણ ઘાસ કદાપિ નહિ ચરે. સુખડને અગ્નિમાં બાળવામાં આવશે તો પણ તે પોતાની સુગંધ કદાપિ નહિ ત્યજે; તે જ પ્રમાણે આ મહમ્મદ મૃત્યુની મુલાકાત કરશે; પરંતુ તમારી ગેરવ્યાજબી શર્ત્ત કાળાંતરે પણ કબૂલ નહિ જ કરશે. શાહજાદી, શા માટે તમે મ્હારા વિચારોને તમારા અંતરમાંથી દૂર કરતાં નથી ? ચાર દિવસની ચાંદની જેવા, સંધ્યાના ક્ષણસ્થાયી રંગબેરંગી પ્રકાશ જેવા આ તુચ્છ માયાવી જીવનને તમે સ્વેચ્છાથી શા માટે કલંકિત કરોછો ? જેટલો પ્રેમ તમે મ્હારા ઉપર રાખો છો તેટલો જ પ્રેમ તમે ખુદા ઉપર રાખ્યો હોત તો તમારા આ મનુષ્ય જીવનનું સાર્થક થાત. હજી પણ મ્હારાં વચનો માની અંતઃમાંથી મલિન વિચારો દૂર કરો, અને મંગળમય ખુદાનું સ્મરણ કરો.” મહમ્મદે શાહજાદીના વિચારોનું પરિવર્ત્તન કરવાનો પ્રયત્ન કર્યો.

“ મહમ્મદખાન ! જે પ્રેમપ્રતિમાની મ્હેં મ્હારા હૃદયસિંહાસનપર સ્થાપના કરી છે તે જ મ્હારું આલોક અને પરલોકનું સર્વસ્વ છે. વળી હવે મ્હને તમે નિરાશ કરશો તો મ્હારાથી શું થઈ જશે તેની કલ્પના હું પોતે પણ કરી શકતી નથી. હું ચોક્કસ જાણું છું કે, અજમેરરાજનન્દિનીઓની આબરુને તમે પાયમાલ કરી નથી; પરંતુ જો તમે મ્હારી શર્ત નહિ સ્વીકારો તો હું હાસ્યવિકસિત વદને તમને મરણને શરણ થતા જોઈશ. મ્હને નિરાશ કરી–મ્હારા હૃદયમાં પ્રણયનિરાશાનો પ્રચંડ અગ્નિ સળગાવી તમે સુખી નહિ જ થાઓ. જો

મ્હારી અભિલાષા તમે પરિતૃપ્ત નહિ કરો તો હું તમારા ભયંકર મૃત્યુને વિશેષ ભયંકર બનાવીશ. મહમ્મદખાન ! મ્હારૂં કહેવું માની તમે મર્જીનાને ભૂલી જાઓ. ”

“ શાહજાદી, હું જાણું છું કે, તમને હું ગમે એટલો ઉપદેશ આપીશ તો પણ તે વ્યર્થ થનાર છે. તમારું ચિત્ત સારાસારનો વિચાર કરી શકવાને સર્વાંશે નિર્બળ બની ગયું છે. તમે મ્હને ગમે એટલો ભય દર્શાવશો તો પણ હું મ્હારી મર્જીનાને ભૂલી શકું તેમ નથી. તમારા કરતાં મર્જીના સ્ત્રીજાતિમાં શ્રેષ્ઠ છે. મ્હારી મર્જીના આદર્શ નારી છે ત્યારે તમે ઇંદ્રિયાધીના પાપિષ્ઠા છો. ” રોષાવેશમાં જ મહમ્મદખાને જોએદીનો તિરસ્કાર કર્યો.

“ મહમ્મદખાન ! તમે કોનો તિરસ્કાર કરો છો એની તમને ખબર છે ? હું પળ માત્રમાં જ મ્હારા આ તિરસ્કારનો બદલો લઇ શકવાને શક્તિવતી છું. નિષ્ઠુર પુરુષ ! હું આટલી બધી કરગરું છું —નમ્રતાથી તમારા પ્રેમની યાચના કરૂં છું; છતાં તમારા મનમાં તેની સહજ પણ અસર થતી નથી ? તમારા જેવો મૂર્ખ પુરુષ આખી દુનિયામાં બીજો એક પણ નહિ હોય. ”

“ શાહજાદી, જો એક પત્નીવ્રત પાળનાર સ્વધર્મનિષ્ઠ પુરુષને તમે મૂર્ખ સમજતાં હો તો ભલે સમજો તેની મ્હને ચિંતા નથી; પરંતુ સત્યતાની ખાતર મ્હારે એટલું જણાવવું પડે છે કે, તમે જેને પ્રેમ કહોછો તે પ્રેમ નહિ; પરંતુ વાસના છે. તમારો પ્રેમ તમારી વાસના પરિતૃપ્ત થાય ત્યાં સૂધી જ ટકી શકે તેમ છે. ખરા પ્રેમમાં કદાપિ સ્વાર્થ હોતો જ નથી. ” મહમ્મદે યથાર્થ વચનો ઉચ્ચાર્યાં.

“ હું તમારી પાસે પ્રેમનું તત્વજ્ઞાન શિખવા આવી નથી. માત્ર ઉત્તર મેળવવાને જ આવી છું. હજી પણ હું તમને આગ્રહપૂર્વક વિચાર કરી જોવાની ભલામણ કરું છું. તમારા ઉત્તર ઉપર

એક તરફ શાહજાદીનો પ્રેમ છે અને બીજી તરફ ભયંકર મૃત્યુ છે. એ બન્નેમાંથી તમે શાને ચ્હાઓ છો ?" શાહજાદીએ રૂઆબમાં જ પૂછ્યું.

"હું મૃત્યુને જ ચ્હાઉં છું. આ પાપપંકિલ પૃથિવીમાં મ્હને કદાચ અન્યાય મળશે તો પણ મંગળમય ખુદાના દરબારમાં હું અવશ્ય ન્યાય મેળવી શકીશ. મ્હારા જેવા નિરપરાધનો જીવ લઇ શહેનશાહ ખલિફા કદાપિ સુખી થનાર નથી—તેમના મનની એકે મુરાદ પાર ઉતરનાર નથી."

"મહમ્મદખાન ! હું કદાચ તમારી મર્જીના સાથે તમારો પુનઃ મેળાપ કરાવી આપું તો તમે મ્હારી મહત્વાકાંક્ષા પૂર્ણ કરશો કે ?" જોબેદીએ એક પ્રયત્નમાં નિરાશ થઇ બીજો પ્રયત્ન કર્યો.

"બાદશાહજાદી, તમે અસત્યવાદિની હો એમ મ્હને લાગે છે. ન કરો—ન કરો, એક નિરપરાધ વ્યક્તિના ઉપર આટલો બધો જુલ્મ ન કરો અને તમારા પાષાણુ પ્રાણમાં સહજ રહમ ધરો. મ્હને મ્હારી પ્રિયતમા મર્જીનાના વર્ત્તમાન કહો કે તે ક્યાં છે? કેવી સ્થિતિમાં છે ? જો એક વખત તમે મ્હને તેનું દર્શન કરાવશો તો ખુદા—પાકપરવરદિગાર તમારૂં કલ્યાણ કરશે. કહો કહો કે, મ્હારા પ્રેમની પ્રતિમા, મ્હારા હૃદયનું લોહી અને મ્હારી આંખ્યોનું તેજ મ્હારી મર્જીના ક્યાં છે ?"

"મર્જીના મ્હારી સત્તામાં છે. હું ખુદા પાસે મ્હારું કલ્યાણ કરાવવાને ઇચ્છતી નથી; પરંતુ તમારી પાસે કરાવવા ઇચ્છું છું. મહમ્મદખાન ! બસ એકજ વખત મ્હારા અંતરની કામના પૂર્ણ કરો એટલે હું તમને તમારી મર્જીના મેળવી આપીશ." બાદશાહજાદી જોબેદીએ કહ્યું.

"અફસોસ કે હું તમારી કામના પૂર્ણ કરી શકતો નથી. જો

હું એક વખત કલંકિત થઉં—એક જ વખત અધર્માચરણ આચરું તો મ્હારી મર્જીનાને માટે નાલાયક કરું. જો મર્જીના જીવતી હશે તો મ્હારા મૃત્યુના વર્તમાન સાંભળી તે કદાપિ આ સંસારમાં જીવતી રહેવાની નથી. મ્હારા પરલોકગમનની સાથે જ તે પણ મ્હારી સહગામિની થશે.” મહમ્મદે વિષણ્ણવદને કહ્યું.

“ત્યારે તો તમારું કમભાગ્ય કિસ્મત તમને બરાબર સજા કરશે. નિષ્ઠુર પુરુષ ! હું હવે તમારી પાસે છેવટના વિદાય માગું છું.” જોબેદીએ સંપૂર્ણ નિરાશાસૂચક સ્વરે કહ્યું.

“વિ—દા—ય—” મહમ્મદે ત્રુટક સ્વરે વિદાય આપી, અને જોબેદી રોષાવેશમાં જ ત્યાંથી વિદાય થઇ ગઇ.

## પ્રકરણ ૪૭ મું:—સાધ્વી સતીનો આત્મોત્સર્ગ.

કાળને પસાર થતાં બિલકુલ વિલંબ લાગતો નથી. જેવી રીતે સુખના દિવસો પસાર થાય છે તેવી જ રીતે દુઃખના દિવસો પણ પસાર થાય છે. કાળ કોઈની રાહ જોઇને યા તો કોઇના સુખ દુઃખનું દર્શન કરીને રોકાઇ રહેતો નથી. આવી રીતે સાત આઠ દિવસ પસાર થઇ ગયા. બીજા દિવસે સ્હવારે મહમ્મદખાનને અડધો જમીનમાં દાટી હડકાયાં કૂતરાંદ્વારા તેનો જીવ લેવાની મક્કાધિપતિ ખલિફાએ આજ્ઞા કરી હતી; પરંતુ અફસોસની વાર્ત્તા એટલી હતી કે, ખલિફાએ ક્રોધથી ઉન્મત્ત બની જઇ મહમ્મદની મુલાકાત સુદ્ધાં લીધી નહોતી તો પછી તેણે તેની હકીકત ક્યાંથી જ સાંભળી હોય ?

રાત્રિનો સમય હતો. ચિંતાની પ્રબળતાથી મહમ્મદે બે ત્રણ દિવસથી કાંઈ ખાધું નહોતું. તેનું શરીર તદ્દન નિર્બળ બની ગયું હતું. તેનામાં હવે ઉઠીને ઉભા થવા જેટલી શક્તિ પણ નહોતી. ભાગ્યચક્રનું

પરિવર્ત્તન વિશ્વમાં આવી જ રીતે ફર્યા કરે છે. જો પોતાના ભાગ્યની સર્વ કોઇને માહિતી હોત તો વિશ્વમાં કોઈ પણ દુઃખને અનુભવી શકત નહિ. એક ક્ષણ પછી શું થશે તેની પણ કોઇને માહિતી હોતી નથી. જે મહમ્મદ થોડા દિવસ પૂર્વે મક્કાધિપતિ ખલિફાના જમણા હાથ સ્વરૂપ હતો, જેની સેવા કરવાને અસંખ્ય બાંદીઓ અને ગુલામો ઉપસ્થિત રહેતાં હતાં, જેની મહેરબાની મેળવવાની સર્વ કોઈના અંતરમાં મહત્વાકાંક્ષા હતી, જેને પ્રત્યેક મનુષ્ય ઝૂકી ઝૂકીને સલામો ભરતું હતું તે જ મહમ્મદખાન ભાગ્યદેવીની ભયંકરતાથી આજે કારાગારનું અસહ્ય કષ્ટ વેઠતો હતો. એજ મહમ્મદખાન ઉપર આજે એ બદામનો પહેરેગીર રૂઆબ કરતો કરતો હતો. તેનાં માન પ્રતિષ્ઠા, સત્તા આદિ સર્વ અદ્રશ્ય થઇ ગયું હતું. ભાગ્યચક્રનું આ કેવું ભયંકર પરિવર્ત્તન!

મહમ્મદ પોતાની ઓરડીમાં પડયો પડયો સજળનયને તેની પ્રાણાધિકા પ્રિયતમા મર્જીનાનું સ્મરણ કરતો હતો. તે સ્વગત બોલતો હતો કે, "હે પ્રાણેશ્વરિ! આવતી કાલે સ્હવારે આ દેહ અસહ્ય દુઃખ વેઠી, મ્હારો જીવ ખુદાના દરબારમાં ચાલ્યો જશે. જીવનાધિકે! ત્હારું દર્શન કરવાની મ્હારી માત્ર એક જ ઇચ્છા સુદ્ધાં પાકપરવરદિગારે પૂર્ણ કરી નહિ. હે ખુદા! તમારા શાન્તિમય સંસારમાં આટલી બધી અશાન્તિ, જુલ્મ અને નિષ્ઠુરતા કેમ છે? આ દાસપર દયા લાવો અને એક વખત કૃપા કરી મ્હારી મર્જીનાને મ્હારી પાસે લાવો."

કેદખાનાની બ્હારની દિવાલ પાસે એક પહેરેગીર ખુલ્લાં હથિયાર હાથમાં લઇ પહેરો ભર્યા કરતો હતો. એ દિવાલની પાસે જ કેદખાનામાં જવાનો દરવાજો હતો. દરવાજો હમણાં બંધ હતો. પહેરેગીર લક્ષ્યપૂર્વક પહેરો ભર્યા કરતો હતો; એવામાં એક યોગિની જેવી સ્ત્રી પહેરેગીર પાસે આવી પહોંચી. એ યોગિનીનો વેષ અંત-

રમાં ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન કરે એવો હતો. એ યોગિનીએ પહેરેગીર પાસે આવીને કહ્યું:-"ભાઇ ! મ્હારે હમણાં કેદખાનામાં એક માણસની મુલાકાત કરવી છે. તમે કૃપા કરી મ્હને અંદર જવા દેશો કે ?"

"શહેનશાહ ખલિફાના પરવાના સિવાય તમે કેદખાનામાં જઈ શકશો નહિ. હું આજ્ઞાધીન ગુલામ છું, તેથી મ્હારે શહેનશાહ નામવરની આજ્ઞાનુસાર વર્ત્તવું જ જોઇએ." પહેરેગીરે કહ્યું.

"ભાઇ ! તમે જાણો છો કે, મહમ્મદખાન નામના એક કેદીને આવતી કાલે ભયંકર મૃત્યુની સજા થવાની છે. એના જીવનના અંતકાળ સમયે હું તેને ધર્મોપદેશ આપવાના હેતુથી આવી છું. મૃત્યુ પછી એના જીવની સદ્ગતિ થાય એવી જ મ્હારી ઇચ્છા છે." યોગિનીએ નિષ્કામ ભાવ દર્શાવ્યો.

વાસ્તવિક રીતે આ પહેરેગીરના અંતરમાં પણ મહમ્મદખાન માટે સહાનુભૂતિ હતી. હમણાં કારાધ્યક્ષ હાજર નહોતો એટલે જો તે આ યોગિનીને અંદર જવા દે તો તેના શિરપર કાંઇ સંકટ આવે તેમ નહોતું. તેણે કહ્યું:—"જો તમે આ વાત કોઇને કહો નહિ તો હું તમને અંદર જવા દઉં. મહમ્મદખાન ઘણા ભલા માણસ છે. આવતી કાલે, અકાળે જ તેમનું મૃત્યુ નિષ્ઠુરતાથી થવાનું છે એ જાણી મ્હને પણ ઘણો શોક થાય છે—ખુદા તેમનું કલ્યાણ કરો."

આમ કહી એ પહેરેગીરે કેદખાનાનું પ્રવેશદ્વાર ઉઘાડયું, અને યોગિનીએ અંદર પ્રવેશ કર્યો ત્યાર પછી પહેરેગીરે પાછું એ પ્રવેશદ્વાર બંધ કરી દીધું.

જે સમયે યોગિનીએ કારાગારમાં પ્રવેશ કર્યો એજ સમયે મહમ્મદ ઉપર જણાવ્યા પ્રમાણે ચિંતા કર્યા કરતો હતો. યોગિનીએ તેનું છેવટનું વાક્ય સાંભળ્યું હતું. વિના વિલંબે મહમ્મદની ઓરડી પાસે તે જઈ પહોંચી. એ ઓરડીને લોઢાના સળીઆ જડી દીધેલા હોઈ

તેને મજબુત તાળું મારી બંધ કરેલી હતી.

યોગિનીએ એ જાળી પાસે જઇ સજળનયને અને ગદ્દગદ કંઠે કહ્યું:–"પ્રાણાધિક પ્રિયતમ ! તમારી હતભાગિની મર્જીના તમારી પાસે હાજર છે. આવતી કાલે પ્રભાતકાળે તમે આ ફાની દુનિયાનો ત્યાગ કરી જાઓ અને હું અભાગિની જીવતી રહું એ બને ખરું કે ? નાથ ! હું પ્રથમથી જ તમને રાજસ્થાનમાં જવાની ના કહેતી હતી; પરંતુ તમે મ્હારું કહેવું ન માન્યું તેનું કેવું પરિણામ આવ્યું એ તમે અનુભવ્યું ?"

"મર્જીના ! અંતકાળ સમયની મ્હારી પ્રાર્થના ખુદાએ સાંભળી છે. હવે હું મૃત્યુથી ડરતો નથી. જેવી રીતે શહેનશાહ ખલિફાએ મ્હારી દુર્દશા કરી છે તેવી જ રીતે બાદશાહજાદીએ ત્હારી દુર્દશા કરી છે એ હું જાણી શકયો છું. મર્જીના ! આ ફાની દુનિયામાં જો કે આપણને બન્નેને અપાર દુઃખ ભોગવવું પડયું છે; પરંતુ ખુદાના દરબારમાં આપણે આપણાં કાર્યોનો યોગ્ય ન્યાય અવશ્ય મેળવી શકીશું. એ સ્થળે, અશાન્તિ, દુઃખ, શોક, સંતાપ વગેરેમાંનું કાંઇ નથી. ત્યાં અક્ષય સુખ આનંદ અને શાન્તિ જ છે. એ સ્થળ બાગે બેહસ્તના નામથી ઓળખાય છે."

"જીગર ! તમારું કહેવું યથાર્થ છે. નેકીનો બદલો નેક છે. સત્કાર્યોનું પરિણામ સારું આવે છે અને દુષ્કૃત્યોનું ખરાબ આવે છે. મનુષ્યના અંતકાળ પ્રસંગે આ દુનિયામાંથી તે માત્ર પોતાનાં પાપ પુણ્યને જ સાથે લઈ જાય છે. પાપી મનુષ્ય મૃત્યુપશ્ચાત્ નરકવાસી થાય છે અને પુણ્યશાળી મનુષ્ય સ્વર્ગાધિકારી થાય છે. આ દુનિયામાં ખુદા દુઃખ દઇને મનુષ્યની કસોટી કરે છે. ગમે એવા સંકટ પ્રસંગે, દેહનો ભોગ આપીને પણ સ્વધર્મનું સંરક્ષણ કર્યાથી માનવજીવનની સદ્દગતિ થયા સિવાય રહેતી નથી." મર્જીનાએ સજળનયને ધર્મમાહ-

માનું સૂચન કર્યું.

"બરાબર છે. મર્જીના! મ્હેં ત્હારી નામરજી હોવા છતાં ખલિફાની આજ્ઞા શિરસાવંદ્ય કરી સૈન્યસહ રાજસ્થાનમાં ગમન કર્યું હતું. ત્યાં મ્હેં અનેક પ્રકારનું કષ્ટ વેઠયું હતું; છતાં મ્હારાં કાર્યોનો મ્હને કેવો અનુચિત બદલો મળ્યો છે એ તું જોઈ શકે છે. અજમેર રાજનન્દિનીઓએ, મ્હેં અજમેર રાજ્યનું નિકંદન કાઢેલું હોવાથી પોતાના વૈરની વસુલાત લેવાના હેતુથી જ ખલિફાને આવી અસત્ય હકીકત સમજાવી હશે, અને મદનના મદથી ઉન્મત્ત બનેલા ખલિફાએ તેમની હકીકત ઉપર વિશ્વાસ મૂકીને મ્હારી આવી દુર્દશા કરી હશે. છતાં મ્હને ચિંતા નથી. પ્રાણાધિકા! ત્હારે આત્મહત્યા કરવાની જરૂર નથી. આત્મહત્યા કરનારની કદાપિ સદ્દગતિ થતી નથી; તેથી જો તું આત્મહત્યા કરીશ તો હું ખુદાના સ્વર્ગમાં ત્હારા સહવાસસુખથી વંચિત થઇશ. જો મ્હારો ખલિફાએ ન્યાય કર્યો હોત તો હું તેમને સઘળી સત્ય હકીકત સમજાવી કદાચ શિક્ષામુક્ત થઇ શકત; કિન્તુ અફસોસ કે ન્યાય કર્યા સિવાય કિંવા મ્હારી કાંઇ હકીકત સાંભળ્યા સિવાય ક્રોધાવેશમાં જ તેમણે મ્હને આવી ભયંકર સજા કરી છે." મહમ્મદે અફસોસ જાહિર કર્યો.

"પ્રિયતમ! આપ મ્હને આત્મહત્યા કરવાનો નિષેધ કરો છો: કિન્તુ વૃક્ષ વિના જેમ વેલી ટકી શકતી નથી તેમજ પતિ વિના સ્ત્રી ટકી શકતી નથી. પતિથી જ સ્ત્રીજાતિની જગતમાં શોભા છે. ચંદ્ર વિના રાત્રિ જેવી રીતે શોભતી નથી તેવી જ રીતે પતિ વિના સ્ત્રી પણ સંસારમાં શોભતી નથી. મ્હારા જીવમાં જીવ હશે ત્યાં સુધી તો હું આપના ભયંકર મૃત્યુનું દર્શન નહિ જ કરી શકું. સ્વામિન! આપ જ મર્જીનાના ખુદા અને સંસારનું સકળ સર્વસ્વ છો. આપના વિયોગની દારુણ વ્યથા વેઠવા હવે આ દાસી અસમર્થ છે. વળી

હિન્દુનારીઓ પણ મૃતપતિસહ ચિતામાં બળી મરી સતી થાય છે તેવી જ રીતે હું પણ આપની સાથે જ મ્હારા જીવનનો અંત લાવીશ." મર્જીનાએ પતિપ્રેમની દઢતા દર્શાવી.

"મર્જીના! સ્ત્રીજાતિમાં તું આદર્શ સ્ત્રી છે. જો પુરુષજાતિના માટે ખુદાએ કોઈ અપૂર્વ શાન્તિની વસ્તુ નિર્માણ કરી હોય તો તે સ્વધર્મપરાયણા પતિપ્રાણા સ્ત્રી જ છે." મહમ્મદે પત્નીની પ્રશંસા કરી.

"યથાર્થ છે મર્જીના! એટલા માટે જ આત્મસંયમી મનુષ્યો સુખદુઃખમાં સમાન વૃત્તિ રાખે છે. વળી આ જન્મનું દુઃખ તે પૂર્વજન્મનાં પાપોનું પ્રાયશ્ચિત્ત પણ હોવાનો સંભવ છે; માટે દુઃખથી ગભરાવાની જરૂર નથી. ભાગ્યમાં જે દુઃખ ભોગવવાનું નિર્માણ થયું હોય છે તે ભોગવ્યા સિવાય મનુષ્યનો છુટકો થતો જ નથી." મહમ્મદખાને ધીરતાસૂચક સ્વરે કહ્યું.

"પરંતુ પ્રિયતમ! આ દાસી આપના અકાળ મૃત્યુનું દર્શન કરી શકે એટલી ધીરતા તેનામાં નથી. સ્વામિન્! આપના પહેલાં જ હું સ્વર્ગમાં જઇ એ દીનદયાળુ ખુદાના દરબારમાં આપની રાહ જોઉં છું. જુઓ તો ખરા કે કારાગારના અસહ્ય કષ્ટથી આપની દેહલતા કેવી દુર્બળ અને તેજોહીન બની ગઈ છે? ના ના—સ્વામિન્! હું વિશેષ દુઃખનું દર્શન કરવા કરતાં આ પ્રપંચી પૃથિવીમાંથી વિદાય થઈ જવું જ સુખકર સમજું છું."

આમ કહી સતી સાધ્વી આદર્શ રમણી મર્જીનાએ પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલી એક તીક્ષ્ણ કટાર પોતાના હૃદયમાં ખોસી દીધી, અને તરત જ તે છિન્ન થઇ ગયેલી વેલીની માફક કારાગારની કોટડી પાસે પડી ગઈ. તેના હૃદયમાંથી લોહીની ધારાઓ વહી જવા લાગી.

આ સમયે મહમ્મદખાન બંધનયુક્ત સ્થિતિમાં હતો, નહિ તો તે મર્જીનાને આત્મહત્યા કરવા દેત નહિ. તેના મુખમાંથી એક અક્ષર બ્હાર નીકળે તે પહેલાં તો મર્જીનાએ આ ભયંકર સાહસિક કાર્ય કરી નાખ્યું. મહમ્મદ જમીનદોસ્ત થયેલી પ્રિયતમા તરફ સજળનયને અને વિષણ્ણવદને જોઇ રહ્યો.

અલ્પકાળ પછી મર્જીનાએ કહ્યું:—“ પ્રિયતમ ! વિ—દા—ય. ”

મહમ્મદે ગદ્દગદ કંઠે કહ્યું:—“ દેવિ ! જા જા. આ પાપપંકિલ પૃથ્વીમાં રહેવા યોગ્ય તું નથી. તું સ્વર્ગની દેવી છે માટે સ્વર્ગમાં જા. મર્જીના ! ત્હારી પતિભક્તિ, ત્હારી સ્વધર્મપરાયણતા સમસ્ત સ્ત્રીજાતિના માટે આદર્શ સ્વરૂપ છે. પ્રિયા ! આ ત્હારો દુર્ભાગી પતિ તને ચિંતામગ્ન ચિત્તે વિદાય આપે છે. મર્જીના ! આ સંસારમાં તું સ્વર્ગની જ દેવી હતી. ” આટલું બોલી મહમ્મદ કારાગારની કોટડીમાં નીચે બેસી જઈ એક બાળકની માફક રડવા લાગ્યો. પતિપત્નીની અંતીમ એકાંત મુલાકાતનું આવું હૃદયવિદારક પરિણામ આવ્યું.

જે પહેરેગીર કારાગારના પ્રવેશદ્વાર પાસે પહેરો ભરતો હતો તે પહેરેગીરનો પહેરો બદલાવાનો વખત પાસે આવી પહોંચ્યો છતાં કારાગારમાં ગયેલી મર્જીના પાછી આવી નહિ તેથી સંશયાધીન થઇ તેણે કારાગારમાં પ્રવેશ કર્યો. જ્યારે તે મહમ્મદને જે કોટડીમાં કેદ કરેલો હતો તે કોટડી પાસે જઇ પહોંચ્યો ત્યારે તેણે મર્જીનાને મૃતવત્ સ્થિતિમાં ત્યાં આગળ પડી રહેલી જોઇ, આશ્ચર્યચકિત બની જઇને મહમ્મદખાનને પૂછ્યું:—“ સાહેબ ! જે યોગિની આપને ધર્મોપદેશ આપવા આવી હતી તે અહીં આવી ચૈતન્યહીન સ્થિતિમાં કેમ પડી રહી છે ? અદ્યાપિ તેના હૃદયમાંથી લોહી વહી જતું જોવામાં આવે છે. શા કારણથી અને કોના હાથથી આ યોગિનીનું મૃત્યુ થયું

છે એ હું સમજી શકતો નથી."

મહમ્મદ સમજી શક્યો કે, પોતાની પત્નીને આ પહેરેગીર ઓળખતો નથી; તેથી તેણે સઘળો ભેદ છુપાવી રાખવાના હેતુથી આત્મસંવરણ કરીને કહ્યું:—"ભાઇ! હું એ સંબંધી કાંઈ જાણતો નથી. ઘણા દિવસના ઉજાગરાથી આજે મ્હને અલ્પકાળને માટે નિદ્રા આવી ગઈ હતી. જ્યારે હું નિદ્રામાંથી જાગ્રત થયો ત્યારે મ્હેં આ અભાગિની અબળાને અહીં આવી જ સ્થિતિમાં પડી રહેલી જોઇ. હું ધારું છું કે, કોઈ કારણના લીધે તેણે આત્મહત્યા કરી હશે; કિન્તુ કારાગારમાં આવી આત્મહત્યા કરવાનું શું કારણ હશે તે હું સમજી શકતો નથી; છતાં તમે જ્યારે તેને યોગિની તરીકે ઓળખો છો ત્યારે તમારે હમણાં ને હમણાં તેના મૃતદેહનો યોગ્ય સત્કાર કરવો જોઇએ."

"હા—તેમ કરવાની મ્હારા શિરે ફર્જ પડી છે. આ યોગિનીએ આપને ધર્મોપદેશ આપવાનું કારણ જણાવ્યાથી મ્હેં તેને કારાગારમાં આવવા દીધી હતી. હવે આપ આ વાત કોઇને જણાવશો નહિ, નહિ તો હું ગરીબ માણસ માર્યો જઈશ. હું હમણાં જ એના મૃતદેહની યથોચિત વ્યવસ્થા કરું છું." પહેરેગીરે ભીતિસૂચક સ્વરે કહ્યું.

"ત્યારે હવે એ કાર્ય કરવામાં વિલંબ ન કરો." મહમ્મદે કહ્યું.

તરત જ પહેરેગીર ચાલ્યો ગયો, અને તેણે પોતાના પાંચ સાત વિશ્વાસુ માણસોને બોલાવી મર્જીનાના મૃતદેહનો એ અંધકારમયી રાત્રે કોઇ જાણે નહિ એવી રીતે સત્કાર કર્યો. પછીથી જ્યારે એ પહેરેગીર મહમ્મદ પાસે ગયો ત્યારે મહમ્મદે પોતાના કંઠમાંનો મૂલ્યવાન્ હાર તેના હાથમાં આપીને કહ્યું:—"ભાઇ! મ્હારા ઉપર કૃપા કરીને તમે આ મૂલ્યવાન્ હાર સ્વીકારો અને તે વેચી નાખી

જે સ્થળે તમે યોગિનીના મૃતદેહનો સત્કાર કર્યો છે એ સ્થળે એક સમાધિ તૈયાર કરાવજો, તથા એ સમાધિ ઉપર " **સંસારમાં સ્વર્ગની દેવી** " એટલા શબ્દો કોતરાવજો તેમ જ બાકી જે દ્રવ્ય તમારી પાસે રહે તે તમે તમારા ઉપયોગમાં લેજો. મ્હારી ખાત્રી છે કે, અંતકાળ સમયની મ્હારી આટલી વિનતિ તમે અવશ્ય સ્વીકારશો જ. "

" આપની ઈચ્છાનુસાર હું અવશ્ય કરીશ. લ્યો હવે મ્હારો પહેરો બદલાયો હોવાથી હું રજા લઉં છું. " આમ કહી પહેરેગીર ચાલ્યો ગયો, અને મહમ્મદ વિષણ્ણ વદને પોતાની કોટડીમાં બેસી રહ્યો.

—:o:—

## પ્રકરણ ૪૮ મું.—ભયંકર પ્રાયશ્ચિત્ત કિંવા જળસમાધિ.

ગયા પ્રકરણમાં દર્શાવ્યા અનુસાર બીજા જ દિવસે મક્કાધિપતિ ખલિફાએ નિષ્ઠુરતાથી સેનાધિપતિ મહમ્મદખાનનો જીવ લીધો. મહમ્મદના અકાળ મૃત્યુથી સઘળાં મક્કાવાસીઓ અતિ દિલગીર થયાં. શાહજાદી જોબેદા મહમ્મદનું મૃત્યુ થતાં પહેલાં જો કે સહજ સ્વસ્થ હતી; પરંતુ મહમ્મદનું ભયંકર રીતે મૃત્યુ થયેલું જોઈ તે તદ્દન ઉન્માદિની બની ગઇ. તેના અંતરની વ્યથા મહમ્મદના મૃત્યુથી ઓછી થવાના બદલે વૃદ્ધિંગત થઇ. તેના અંતરમાં શોકનો પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો. તેના મુખમાંથી માત્ર ' મહમ્મદખાન ! મ્હને ક્ષમા કરો. તમે દેવસ્વરૂપ હતા અને હું પાપિષ્ઠા છું. આ પાપિષ્ઠાના અપરાધની ઉદારતાથી ક્ષમા કરો. ' આ વાકયો ઉચ્ચારી ઉન્માદિનીની આફક તે ઇચ્છામાં આવે ત્યાં ફર્યા કરતી હતી.

જે દિવસે મહમ્મદનું મૃત્યુ થયું તે આખો દિવસ જોબેદાએ

આવી ઉત્તેજનામય સ્થિતિમાં જ પસાર કર્યો. સંધ્યાકાળ પછી રાજમહાલયની પાસેના ઉદ્યાનમાં જે એક સ્વચ્છ તળાવ આવેલું હતું તે તળાવના કિનારાપર જઇ સજળનયને તે સ્વગત કહેવા લાગીઃ– "મહમ્મદખાન ! પહેલાં હું એમ નહોતી જાણતી કે, તમારા અકાળ મૃત્યુથી મ્હારી વેદના વધી જશે. જીવનાધિક ! મ્હેં તમને લોભાવવાના ઘણા પ્રયત્નો કર્યા હતા છતાં તમે કોઇ પણ પ્રસંગે આ પાપિષ્ઠાનો સહવાસ કર્યો નહોતો. તમારા સંયમનો પ્રબળ પ્રભાવ હવે જ હું સમજી શકી છું. અરેરે ! મ્હેં જ તમારા સ્વર્ગીય સંસારને ભસ્મીભૂત કરી નાખી તમારું તેમ જ તમારી મર્જીનાનું જીવન દુઃખી બનાવી દીધું હતું. સ્ત્રીજાતિમાં મર્જીનાનું જીવન કેવું ઉત્તમ આદર્શ સ્વરૂપ હતું એ હવે મ્હારી સમજમાં આવ્યું છે. મહમ્મદખાન ! મર્જીના જેવા અમૂલ્ય રત્નનો ત્યાગ કરી તમે આ પાપિષ્ઠાના પ્રેમને શામાટે સ્વીકારો. હે ખુદા ! મ્હારાં મહાપાપોનું પ્રાયશ્ચિત્ત થઇ શકે એમ નથી. મહમ્મદખાન ! તમારું મૃત્યુ થતાંની સાથે જ મ્હારાં નેત્રો સમક્ષનો પાપપૂર્ણ અંધકાર સર્વાંશે દૂર થઇ ગયો છે. મહમ્મદખાન ! હું તમારી બાંદીની બાંદી થવાને પણ યોગ્ય નથી. મ્હારી પ્રણયનિરાશાની પ્રતિહિંસા શાન્ત થઈ ગઈ છે. મ્હેં રમણીને બદલે એક રાક્ષસીના જેવું જીવન ગુજાર્યું છે. આજે હું મ્હારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાના હેતુથી આ તળાવના શીતળ જળમાં ડૂબી મરીશ. હે જળદેવિ ! આ પાપિષ્ઠાને હવે તમારા સિવાય બીજું કોઇ આશ્રય આપે તેમ નથી.

દયા દિલમાં તમે લાવી, પ્રલય આ પાપનો કરજો;
દુઃખીના દર્દ પર દેવી, નિરંતર રહેમને ધરજો.
કર્યાં છે મ્હેં મહાપાપો, હવે સંતાપ થાયે છે;
ખુદા હે શાન્તિને સ્થાપો, અતિ પરિતાપ થાયે છે.

ભૂલી હું માર્ગ દુનિયામાં, જીવન મ્હેં વ્યર્થ ગાળ્યું છે;
સતી સંતાપીને તેનું, હૃદય મ્હેં હાય બાળ્યું છે.
અગમ છે પ્રેમના રસ્તા ન ભોગી પ્રેમ પિછાને;
હૃદયથી સ્વાર્થ ત્યાગે છે, ખરા જે પ્રેમને જાણે.
સળગતી અંતરે ચિતા, હૃદયને ખાક કરનારી,
ન પાપિષ્ઠા જગતમાં આ, જરાયે શાન્તિ ધરનારી.

અરેરે ! અશાન્તિના દારુણ અગ્નિમાં મ્હારું તનબદન બળીને ખાકસાર થઇ જાય છે. આવું છું—આવું છું—મહમ્મદખાન ! મ્હારા અપરાધની ક્ષમા માગવા હું તમારી પાસે આવું છું. તમે તમારા અંતકાળ સમયે મ્હને જે અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો તે મ્હેં સાંભળ્યો હોત તો આજે મ્હારા અંતરને આટલી બધી વ્યથા થાત નહિ."

શાહજાદી જોબેદીના અંતરમાં અપાર પશ્ચાત્તાપ થતો હતો. પ્રારંભમાં જ્યારે કોઇ પણ મનુષ્ય બ્હારથી મોહક જણાતા; કિન્તુ પરિણામે અપાર દુઃખદાયક થતા પાપકાર્યમાં પ્રવૃત્ત થાય છે ત્યારે તે પોતાના મનમાં અનેક મૃગજળ જેવી આશાઓને સ્થાન આપે છે; પરંતુ જ્યારે તેની એ સઘળી આશાઓ નિરાશાના સ્વરુપમાં ફેરવાઇ જાય છે, અને તેનાં નેત્રોમાં જ્ઞાનનો ઉજ્વળ પ્રકાશ પ્રકાશી નીકળે છે ત્યારે તેના પશ્ચાત્તાપની સીમા રહેતી નથી. જોબેદીની આજ સુધીની મહત્વાકાંક્ષા આજે સર્વાંશે દૂર થઇ ગઇ હતી, અને તેના અંતરમાં પ્રચંડ શોક સમુપસ્થિત થયો હતો. હવે આ માયાવી સંસારનો ત્યાગ કરી, આત્મહત્યાથી પોતાના સકળ કષ્ટનો અંત લાવવાનો તેણે પોતાના અંતરમાં નિશ્ચય કર્યો હતો, અને પોતાના નિશ્ચયને પૂરો પાડવા માટે જ તે સરિતા તટ ઉપર આવી સ્વગત આવાં વચનો ઉચ્ચારતી હતી.

વળી થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી પુનઃ તે સ્વગત કહેવા લાગીઃ—" આ દુનિયામાં માણસનો સ્વભાવ અને સંસ્કાર સ્થાન તથા સહવાસ ઉપર આધાર રાખે છે એવું જે સુજ્ઞ અને પંડિત પુરુષોનું કહેવું છે તે તદ્દન વ્યાજબી છે. હું શહેનશાહ ખલિફાની એકની એક પુત્રી છું; છતાં આજ સુધીમાં હું કોઈ સચ્ચરિત્ર મનુષ્યના સહવાસમાં આવી નથી. મ્હારા પિતા પણ એક રાજેંદ્ર હોવા છતાં, અને સર્વ સુખ સાધનો સમુપસ્થિત હોવા છતાં પોતાના વિકારોને વશ રાખી શકતા નથી એ કાંઈ સામાન્ય શોકની વાર્ત્તા નથી. જો બાલ્યાવસ્થાથી જ તેમણે કોઇ સુયોગ્ય અને વિદ્વાન્ પંડિત કિંવા વિદુષી પંડિતાદ્વારા મ્હને ધર્મનીતિનું શિક્ષણ આપ્યું હોત તો મ્હેં મ્હારા જીવનને વાસનાનું પોષણ કરવામાં પસાર નહિ કરતાં, ગરીબ દીનદુઃખી મનુષ્યોનું કલ્યાણ કરવામાં, પરોપકાર કરવામાં અને સત્તાનો સદુપયોગ કરવામાં પસાર કર્યું હોત. હું પાપીયસીના બદલે પુણ્યા થઈ શકી હોત; પરંતુ હવે એ સઘળી વાર્ત્તાનો વિચાર કરવાથી કાંઇ ફળ નથી. મહમ્મદખાનને મ્હેં જીવનપર્યંત દુઃખી કરેલા હોવાથી તેમ જ મર્જીનાના સ્વર્ગીય સંસારને મ્હેં બાળીને ભસ્મીભૂત કરી નાખેલો હોવાથી હવે હું જીવનપર્યન્ત સહજ પણ શાન્તિ મેળવી શકું તેમ નથી. મ્હેં સ્વેચ્છાથી જ મ્હારા મૃત્યુને નિમંત્રણ કર્યું છે. મ્હારા અંતરમાં હવે પશ્ચાત્તાપનો જે દારુણ અગ્નિ સળગી ઉઠયો છે તેને હું આ સરિતાના શીતળ જળમાં ડૂબી જઇને શાન્ત કરીશ. મ્હેં જે કુકર્મો કર્યાં છે—જે પાપો કર્યાં છે તેનું ફળ મ્હારે આ દુનિયામાં જ ભોગવવું પડશે—તત્પશ્ચાત્ આ મક્કાધિરાજનન્દિનીનો નરકમાં નિવાસ થશે. હે ખુદા ! આ અભાગિની ઉપર રહેમ રાખજે. હું મ્હારાં પાપોની સજા ભોગવવા સ્વેચ્છાથી જ અલ્પકાળમાં આપની પાસે આવું છું."

આમ કહીને રાત્રિના અંધકારમાં કોઇ પોતાને જોઇ શકે નહિ તેવી રીતે જોએદી સરિતાના જળમાં કૂદી પડી. વર્ષાઋતુનો દિવસ હોવાથી સરિતાનો પ્રવાહ ઘણા જ પ્રબળ વેગથી સાગર તરફ જતો હતો. સરિતામાં પુષ્કળ જળ હતું. જોએદી પડતાંની સાથે જ એ પ્રબળ પ્રવાહમાં કોઇ અગમ્ય સ્થાને તણાઇ ગઇ. તેણે પોતાના જીવનનો અંત આવી ભયંકરતાથી આણ્યો.



## પ્રકરણ ૪૯ મું:–કબરસ્થાનમાં માતાપુત્રીના મૃતદેહનું મિલન!

જે રાત્રે ઉપર્યુક્ત ભયંકર બનાવ બન્યો તે જ રાત્રે મક્કાધિપતિ ખલિફાના જનાનખાનામાં પણ બીજો એક ભીષણ અને હૃદયભેદક બનાવ બન્યો હતો. ચાલો, એક વખત આપણે એ બનાવનું દર્શન કરી આવી પુનઃ રણઘેલા રજપૂતોની બહાદુરી અને સતી રજપૂતાણીઓનું શૂરાતન જોવા રાજસ્થાનમાં જઇએ.

સુલ્તાના બેગમના અંતરમાં એવી દૃઢ માન્યતા બંધાઇ ગઈ હતી કે ખલિફાનો હવે તેના તરફ પ્રથમના જેવો અનુરાગ નહોતો. આ પ્રકાર વાંચકબંધુઓથી પણ કાંઈ અવિદિત નથી. ખલિફાની નિષ્ઠુર આજ્ઞાથી મહમ્મદખાનનું અકાળે મૃત્યુ નિપજ્યું તે દિવસે રાત્રે સુલ્તાના શાન્તિ ધારણ કરી શકી નહિ. પોતાના સમક્ષ ખલિફા કદાપિ સત્ય વાર્ત્તા કહેનાર નથી એવી સુલ્તાના બેગમની દૃઢ માન્યતા હતી. તેના અંતરમાં પ્રણયનિરાશાની પ્રબળ વેદના ઉત્પન્ન થઇ હતી. સ્ત્રીજાતિથી પ્રણયનિરાશાની વ્યથા સહન કરી શકાતી નહિ. એવા પ્રસંગે તેને પોતાનું જીવન પણ વ્યર્થ અને સારશૂન્ય જણાય છે.

ઘણા કાળ સૂધી પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા પછી સુલ્તાનાએ એક બાંદીને પોતાની પાસે બોલાવી તેની માર્ફત ઔષ-

ધનું કારણ દર્શાવી પ્રાણહારક વિષ મંગાવ્યું. પછી દાસીને વિદાય કરી તેણે સ્વગત વિચાર્યું:—"જે ખલિફાના પ્રેમમાં મસ્ત રહી મ્હેં મ્હારું સમસ્ત જીવન સુખાનંદમાં અને વિલાસવૈભવમાં પસાર કરવાનો વિચાર રાખ્યો હતો એ વિચાર હવે મ્હારા હૃદયમાંથી દૂર થઈ ગયો છે. હવે જીવન અને મૃત્યુ આ અભાગિની સુલ્તાના માટે સમાન છે. ખુદાએ પુરુષોના હૃદયને પાષાણ જેવું કઠિન તેમ જ કઠોર કેમ બનાવ્યું હશે તેની કલ્પના હું કરી શકતી નથી. સુંદરતાથી આકર્ષાઈ તેઓ પોતાની પ્રેમિકાથી બેવફા થાય છે એ શું તેમની પ્રેમિકાને માટે સામાન્ય દુઃખની વાત છે કે? કેટલાક શાયરોએ પુરુષોને ભોગી ભ્રમરની ઉપમા આપી છે એમાં અસત્યતાનો અંશ માત્ર પણ હોય એમ હું ધારતી નથી. દુનિયામાં ઘણાખરા પુરુષો આવા જ હોય છે. હે ખુદા! પ્રેમશૂન્ય જીવન કંટાળા ભરેલું દુઃખમય લાગે છે, હવે આ અભાગિની સુલ્તાના ત્હારો શાન્તિમય આશ્રય માગે છે. જ્યારે મ્હારા આ જીવનનો અંત આવશે ત્યારે જ ખલિફાને મ્હારા એકનિષ્ઠ પ્રેમની ખાત્રી થશે. જળ વિના જેવી રીતે મત્સ્ય જીવન ધારણ કરી શકતું નથી તેવી જ રીતે એક પ્રણયિની પણ પોતાના પ્રેમિકના પ્રેમ સિવાય આ શોકસંતાપપૂર્ણ સંસારમાં જીવન ધારણ કરી શકતી નથી. શુદ્ધ પ્રેમ આગળ રાજવૈભવ અને અન્ય સકળ સુખ સ્વચ્છંદતાની સહજ પણ કિમ્મત નથી. ખલિફા! મ્હારા એકનિષ્ઠ પ્રેમનો તમે મ્હને આવો બદલો આપશો—મ્હારા પ્રેમનું વિસ્મરણ કરશો એવી કલ્પના કદાપિ મ્હારા અંતરમાં ઉત્પન્ન થઈ નહોતી; પરંતુ હવે હું તમને દોષ નહિ દેતાં મ્હારા કમનસીબ કિસ્મતને દોષ દઉં છું."

આ પ્રમાણે સ્વગત વિચારી બાંદી જે પ્રાણહારક વિષ લઈ આવી હતી તેનું સુલ્તાનાએ સેવન કર્યું. પેટમાં વિષ જતાંની સાથે જ સુલ્તાનાના કાન્તિવાન્ અંગમાં તેની ક્રિયાનો આરંભ થઈ ગયો.

ધીમે ધીમે તેનું સર્વાંગ અવસન્ન થઇ જવા લાગ્યું. વિષના પ્રભાવથી અંગમાં પ્રચંડ અગ્નિ સળગી ઉઠ્યો હોય એવી વેદના તે અનુભવવા લાગી. તેના દેવદુર્લભ સૌંદર્યપરિપૂર્ણ વદનમંડળ ઉપર મલિનતાની છાયા છવાઇ જવા લાગી. તેનું મસ્તિષ્ક પ્રત્યેક ક્ષણે વિશેષ ભ્રમિત થઇ જવા લાગ્યું. થોડા સમયમાં જ અપાર વેદનાને લીધે સુલ્તાના પૃથિવીપર આડી પડી.

બરાબર આ સમયે જ ખલિફાએ ગંભીર વદને એ સ્થળે પ્રવેશ કર્યો. સુલ્તાનાને પૃથિવી ઉપર વ્યાકુળ સ્થિતિમાં પડી રહેલી જોઇને તથા તેનાં વસ્ત્રો અવ્યવસ્થિત થઈ ગયેલાં જોઇને તે આશ્ચર્યચકિત તથા ભયભીત બની ગયો. ઉતાવળા પગલે સુલ્તાના પાસે આવીને અધીરતાસૂચક સ્વરે તેણે પૂછ્યું:—"જાનોજીગર! આ હું શું જોઉં છું? તું આવી અસ્થિર સ્થિતિમાં પૃથિવીપર કેમ પડી રહી છે?"

"સ્વામિન્! આપ જે જુઓ છો તે આપના કાર્યનું ફળ જ જુઓ છો! આ અભાગિની સુલ્તાનાથી પ્રણયનિરાશાની અસહ્ય વેદના વેઠી નહિ શકાયાથી આત્મઘાતનો ઉપાય યોજ્યો છે. સ્વામિન્! મ્હારા મૃત્યુ પછી આપ આપની ઇચ્છામાં આવે તેમ કરજો. પછી મ્હારે કાંઈ જોવાનું નથી તેમ જ દાઝવાનું પણ નથી." સુલ્તાને રુદ્ધકંઠે કહ્યું.

"જાનોજીગર! સુલ્તાના! હું મ્હારો ગુન્હો કબૂલ કરું છું. ઉદારતાથી તું મ્હને માફી આપ. હમણાં જ હું હકીમને બોલાવું છું. તે ત્હારી જીવનજ્યોતિને બુઝાઈ જતી અટકાવશે." અધીરતાથી ખલિફાએ કહ્યું.

"ના ના—હવે આપ આપના અંતરમાં એવી આશા રાખશો નહિ. મ્હેં જે પ્રાણહારક વિષ ખાધું છે તેની સંપૂર્ણ ક્રિયાનો મ્હારા સર્વાંગમાં આરંભ થઇ ગયેલો હોવાથી ખુદા પોતે પણ મ્હારી જીવનજ્યોતિ વિશેષ કાળના માટે સતેજ રાખી શકે તેમ નથી. આપ વિના

કારણ કોઇ પણ પ્રકારની તકલીફ ઉઠાવશો નહિ.” સુલ્તાનાએ સંપૂર્ણ નિરાશા દર્શાવી.

“અફસોસ ! છતાં સુલ્તાના ! ત્હારું જીવન બચાવવા હું મ્હારાથી બનતો પ્રયત્ન સત્વર કરું છું.” આમ કહી એક ચપળ બાંદીને, ખલિફાએ હકીમને બોલાવી લાવવા માટે મોકલી. ત્યાર પછી ખલિફા પાછો સુલ્તાના પાસે આવીને ઉભો રહ્યો, તથા તેણે કહ્યું:–“સુલ્તાના ! મ્હારાથી જે ભયંકર ભૂલ થઈ છે તેનો હવે મ્હને ઘણો પસ્તાવો થાય છે; પરંતુ હું દિલગીર છું કે, મ્હારાથી જે થયું છે તે ન થયું થનાર નથી. જાનોજીગર ! ત્હારા અવર્ણનીય અનુરાગની કલ્પના ઉપજતાં મ્હારી જાતપર મ્હને ઘણો તિરસ્કાર ઉપજે છે. દિલદાર દિલારા ! મ્હને ક્ષમા આપ.” પશ્ચાત્તાપસૂચક સ્વરે, તથા સજળ નયને ખલિફાએ કહ્યું.

“જીવનાધિક ! આપને ક્ષમા આપવા જેટલી મહત્તા આપની આ સેવિકાની નથી. વળી જે કાંઈ બન્યું છે તે મ્હારા કમભાગ્ય કિસ્મતના લીધે જ બન્યું છે. આપના શિરપર હું દોષારોપ મૂકતી નથી. અંતે મ્હારી એટલી જ પ્રાર્થના છે આ ચરણસેવિકાનું નિરંતર સ્મરણ કરી મ્હારા નામપર માત્ર બે આંસુ પણ પાડશો તો હું જ્યાં હોઈશ ત્યાં સુખી રહીશ. પ્રિયતમ ! મ્હારી વેદના વધતી જાય છે. મ્હારાથી હવે વિશેષ બોલી શકાતું નથી. મ્હારા સર્વાંગમાં પ્રાણહારક વિષની પૂર્ણ ક્રિયાનો વિસ્તાર થઇ ગયો છે. હવે અંતકાળ પ્રસંગે મ્હારી પુત્રી જોબેદીને મળવાની મ્હારી ઇચ્છા છે. કૃપા કરી આપ તેને અત્રે બોલાવશો ?” સુલ્તાનાએ પૂર્વવત્ સ્વરે કહ્યું.

તરત જ ખલિફાએ જોબેદીને બોલાવવા માટે એક બાંદીને મોકલી. આ સમયે હકીમ આવી પહોંચ્યો. તેણે સુલ્તાનાના શરીરની સૂક્ષ્મ તપાસ કરી, નિરાશ બની જઇને કરુણ કંઠે કહ્યું:–“શાહેઆલી,

જે કાતિલ જહરનું બેગમસાહેબાએ સેવન કર્યું છે, તે તેમની પ્રત્યેક રગમાં વ્યાપ્ત થઈ ગયું છે. હવે મ્હારો એક પણ ઉપાય ચાલી શકે એવી સહજ પણ સંભાવના નથી: છતાં આપની ઇચ્છા હોય તો હું ઔષધ આપવાને તૈયાર છું."

આ ઉત્તર સાંભળી ખલિફાના મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થયો. તેણે સજળ નયને કહ્યું:—"હકીમજી, જો કોઈ પણ ઉપાયના અવલંબનથી તમે મ્હારી સુલ્તાનાની જીવનજ્યોતિને સતેજ રાખશો તો હું તમને ઇચ્છિત ઇનામ આપી પૂર્ણ પ્રસન્ન કરીશ. કહો કહો, કે સહજ પણ આશા છે?"

"વિષનું સેવન કર્યાને ઘણો સમય થઇ ગયેલો હોવાથી હવે આશા જેવું કાંઈ રહ્યું નથી. બેગમસાહેબા બહુ બહુ તો હવે માત્ર એક દોઢ કલાક સૂધી જીવિત સ્થિતિમાં આ વ્યથા ભોગવશે. ત્યાર પછી તેમનો આત્મા આ નશ્વર સંસારનો ત્યાગ કરી ખુદાના દરબારમાં ચાલ્યો જશે; છતાં હું ઔષધ આપું છું."

આમ કહી હકીમે ઔષધ તૈયાર કરી સુલ્તાના બેગમના મુખમાં રેડ્યું; પરંતુ એ ઔષધ સુલ્તાનાના કંઠમાં ઉતરી શક્યું નહિ. આટલા સમય દરમ્યાન તેની વાચાશક્તિ બંધ થઇ ગઇ હતી. તેનાં નેત્રો સ્થિર થઇ જતાં હતાં. તથા તેનું સર્વાંગ ક્રમે ક્રમે વિશેષ શિથિલ થઇ જતું હતું.

બરાબર આ સમયે શાહજાદીને બોલાવી લાવવા ગયેલી બાંદીએ આવી, કુરનસ બજાવી નમ્રતાથી કહ્યું:—"જહાંપનાહ! શાહજાદી સાહેબાની મ્હેં રાજમહાલયમાં તેમ જ બગીચામાં સર્વત્ર શોધ કરી; પરંતુ તેમનો પત્તો નહિ લાગ્યાથી બે પહેરેગીરોને તેમની શોધમાં મોકલ્યા છે."

આ ખુલાસો સાંભળવામાં આવતાં ખલિફાના અંતરમાં એવી

આશંકા ઉપજી કે, પુનઃ લૂંટારો મુબારક તો શાહજાદીને નહિ ઉપાડી ગયો હોય ! છતાં અત્યારે વિશેષ ચિંતા કિંવા વિચાર કરવાને અવકાશ નહિ હોવાથી ખલિફાએ બાંદીને ઉદ્દેશીને કહ્યું:-" ઠીક છે, તું હવે અહીંથી વિદાય થઈ જા."

ત્યાર પછી બીજો અડધો કલાક પસાર થયો. હકીમે આપેલા ઔષધની સુલ્તાનાના અંગમાં સહજ પણ અસર થઈ નહિ. થોડા સમયમાં જ તેનો આત્મા આ ફાની જહાનનો ત્યાગ કરી પાક પરવરદિગારના દરબારમાં ચાલ્યો ગયો. આ પ્રસંગે મક્કાધિપતિ ખલિફા પોતાના અંતરમાં ધૈર્ય ધારણ કરી શક્યો નહિ. તેણે સુલ્તાનાના મૃતદેહ પાસે બેસી અશ્રુપૂર્ણ નયને અને ગદ્‌ગદ કંઠે કહ્યું:—"પ્યારી સુલ્તાના ! જાનોજીગર ! આજથી ત્હારો વિયોગ થયેલો હોવાથી મ્હારું સંસારનું સકળ સુખ અદ્રશ્ય થઇ ગયું છે. મ્હારા કાર્યનો મ્હારે આવો ભયંકર અંજામ જોવો પડશે એવી કલ્પના સ્વપ્નમાં સુદ્ધાં મ્હારા અંતરમાં ઉપજી નહોતી. સુલ્તાના ! પ્રેમપ્રતિમા ! આજથી મ્હારા સંસારનું સુખ વિયોગશોકના અગ્નિમાં બળી ખાકસાર થઇ ગયું છે. હવે હું ખુદાની પાસે માત્ર મરવાની જ દુઆ માગું છું. આ જખ્મી જીગરપર હવે કોઈ પણ દવાની સહજ પણ અસર થવાની નથી. મ્હારા કાર્યની મ્હને ભયંકર સજા મળી ગઇ છે. હે ખુદા ! હવે હું શું કરું ? ક્યાં જઉં ?"

ખલિફા આવી રીતે શોકસાગરમાં નિમજ્જિત થઇ ગયો હતો. પાસે બેઠેલા હકીમે ખલિફાનું ઘણું સાંત્વન કર્યું. ત્યાર પછી સુલ્તાનાના મૃતદેહને બાદશાહી કબરસ્થાનમાં પૂરતા ઠાઠમાઠ સાથે લઇ જવામાં આવ્યો. આ સમયે લગભગ પ્રભાતકાળ થયો હતો.

* * * *

યથા સમયે સુલ્તાનાના મૃતદેહનો યથોચિત સત્કાર કરવામાં આવ્યો.

ખલિફાની બેવફાઇનું દર્શન કરીને જ પ્રેમમયી સ્નેહમયી સુલ્તાનાએ પોતાના મનુષ્ય દેહનો આત્મઘાતદ્વારા અંત આણ્યો. કબરસ્થાનમાં જ્યારે સુલ્તાનાના મૃતદેહને ચિરશાન્તિમાં સુવાડવામાં આવ્યો ત્યારે ત્રણચાર માછીઓ બાદશાહજાદી જોબેદીના મૃતદેહને ઉપાડી કબરસ્થાનમાં લઇ આવ્યા. તેમની સાથે બે સિપાહીઓ પણ હતા. પોતાની એકની એક બેટીના મૃતદેહનું દર્શન કરતાં જ શહેનશાહ ખલિફાનો શોક સહસ્ત્રધા વૃદ્ધિંગત થઈ ગયો. એક માછીએ શહેનશાહના ચરણોમાં નમી પડી નમ્રતાથી કહ્યું:—" ગરીબપરવર ! આજે મધ્યરાત્રિના સમયે અમે એક નૌકામાં મત્સ્ય પકડવા સરિતમાં માર્ગ કાપતા હતા. લગભગ એક કલાક સુધી અમે અમારો વ્યવસાય ચાલુ રાખ્યો હતો એટલામાં એક સ્ત્રીના મૃતદેહને અમે સરિતાના પ્રબળ અને પ્રચંડ પ્રવાહમાં તણાઇ આવતો જોયો. આ દેખાવ જોવામાં આવતાં જ અમારા અંતરમાં અનુકંપા ઉપજી, અને જો એ સ્ત્રીનામાં સામાન્ય પણ જીવ હોય તો અમે તેને બચાવવાનો નિશ્ચય કરી સરિતામાંથી તેને નૌકા ઉપર લાવ્યા; પરંતુ અફસોસ કે, એ સમયે તેનું સર્વાંગ સંપૂર્ણ શીતળ થઈ ગયું હતું. તેનાથી એટલું બધું પાણી પીવાઇ ગયું હતું કે જેના પરિણામે તેનો દેહ ઘણો ફુલી ગયો છે. અમે પાણી બ્હાર કાઢી નાખવાના ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ બિલકુલ પાણી બ્હાર નીકળ્યું નહિ. આથી અમે અમારા વ્યવસાયને બંધ કરી નૌકા કિનારે લાવ્યા; ત્યાં એક બે સિપાહીઓને જોઈ અમે એ મૃતદેહ તેમને બતાવ્યો; કેમકે મૃતદેહના ઉપર રાજવંશી વસ્ત્રાલંકારો જોઇ એ મૃતદેહ પણ રાજવંશની જ કોઇ પ્રતિષ્ઠિતા સુંદરીનો હશે એવી કલ્પના અમારા અંતરમાં ઉપજી હતી. ઉપર્યુક્ત સિપાહીઓ એ મૃતદેહનું દર્શન કરી ભયભીત અને આશ્ચર્યચકિત બની ગયા. અંતે તેમણે એમ જણાવ્યું કે, 'આ મૃતદેહ શાહજાદીસાહેબાનો છે. તમે હમણાં ને હમણાં અમારી સાથે બાદ-

શાહી કબરસ્થાનમાં ચાલો, કેમકે શહેનશાહ નામવરે બેગમસાહેબાના મૃતદેહની દફન ક્રિયા કરવા માટે હમણાં કબરસ્થાનમાં પધારેલા છે.' આ હકીકત સાંભળી અમે તેમની સાથે, બાદશાહજાદીસાહેબાના શબને અત્રે લઇ આવ્યા છીએ. ગરીબપરવર ! શાહજાદીસાહેબાનો જીવ બચાવવા અમે ઘણો પ્રયત્ન કર્યો છે; પરંતુ ખુદાની ઇચ્છાશક્તિ સમક્ષ અમારે લાચાર થવું પડયું છે. અમારો કાંઇ દોષ નથી. અમે તો આપ નામદારની દયાને પાત્ર છીએ. "

" અફસોસ ! અય ખુદા ! આજે તમે મ્હારા ઉપર આટલી બધી નિષ્ઠુરતા કેમ કરી છે તેની કલ્પના હું કરી શકતો નથી. મ્હારી પ્રાણાધિકા સુલ્તાના અને મ્હારી એકની એક બેટી જોબેદી આવી રીતે એક જ દિવસમાં મ્હારો ત્યાગ કરી જાય છે તેથી હું ધૈર્ય ધારણ કરી શકતો નથી. આ દુનિયા હવે મ્હને સુખનું નહિ પરંતુ દુઃખનું જ સ્થાન લાગે છે. અફસોસ ! આજે આ શું જોવાય છે ?" ખલિફાએ સજળ નયને તથાકરુણાજનક સ્વરે કહ્યું.

" શહેનશાહે આલી ? સત્તાના દુરુપયોગનું આ પ્રત્યક્ષ દર્શન થાય છે. કરેલાં કુકર્મોનું ફળ આવી જ રીતે ભોગવાય છે ! " આમ કહેતો એક યુવાન્ ફકીર શહેનશાહ ખલિફા સમક્ષ આવીને ઉભો રહ્યો. આ ફકીરની દાઢી લાંબી હોઇ તેનું અંગ બળવાન્ અને તેજોમય હતું. તેણે વિશેષમાં કહ્યું:—" મક્કાધિપતિ ખલિફા ! આપનાં કાર્યોનો વિચાર કરી જુઓ, પછીથી આપ મંગળકર્ત્તા પરવરદિગારને નિષ્ઠુર કહો. આપે વિનાપરાધે સ્વાધીન રાજસ્થાનને પરાધીન કરવાના પ્રયત્નો યોજી સ્વદેશભક્ત રજપૂતોનો સંહાર કર્યો છે. અસંખ્ય નિરાધાર બની ગયેલી પતિપ્રાણા સાધ્વી રજપૂતાણીઓના શ્રાપ અદ્યાપિ આપને લાગ્યા જ કરે છે. અજમેરરાજનન્દિનીઓના કૌમાર્યવ્રતનો વિનાશ કરવાના પાપજનક વિચારથી આપે તેમને કેટલું બધું દુઃખ

દીધું છે તેનો વિચાર કરો. લૂંટારા મુબારકખાનના પિતાનો વિનાપરાધે જીવ લઈ દ્વેષ બુદ્ધિવાળા અમીર ઉમરાવોના ચઢાવ્યાથી આપે કેવું અક્ષમ્ય પાપ કર્યું છે તેની કલ્પના કરો. એ સઘળાં નીંદ્ય કર્મોનું પ્રાયશ્ચિત્ત આજે આપને કરવું પડે છે; માટે આપ ન્યાયપરાયણ પરવરદિગારનાપર દોષારોપ ન મૂકો. જો આ ગુલામની ગુસ્તાખી થતી હોય તો માફ કરજો. ધર્મિક પુરુષો સત્ય વાણી વદતાં ખુદાનો પણ ભય રાખતા નથી."

આ વાક્યો સાંભળી ખલિફાએ અશ્રુપૂર્ણ નયને પૂર્વવત્ સ્વરે કહ્યું:—"મહાત્મન્! આ મક્કાધિપતિના અંતરમાંથી ક્રોધ, કામ, લોભ, મોહાદિ ષડ્રિપુઓ અદ્રશ્ય થઈ ગયા છે. આપનાં વચનો યથાર્થ છે. મનુષ્ય જેવું બીજ વાવે છે તેવું જ ફળ પામે છે. બાવળ વાવી આમ્રરસનો આસ્વાદ લેવાની અભિલાષા રાખનાર મહા મૂર્ખ ગણાય છે. કરણી તેવી પાર ઉતરણી એ સત્ય વાક્યનો આજે મ્હને સાક્ષાત્કાર થાય છે. મહાત્મા! યથાવકાશે આ સેવકના મહાલયમાં પધારી સેવકને યોગ્ય ઉપદેશ આપી કૃતાર્થ કરશો. ખુદા મ્હારી સુલ્તાનાના અને જોબેદીના આત્માને સ્વર્ગમાં શાન્તિ આપો એવી મ્હારી અનન્ય ભાવથી તેને પ્રાર્થના છે."

જગત્માં સર્વત્ર આવો જ પ્રકાર જોવામાં આવે છે. જે મનુષ્ય અનેકવિધ કુકર્મો કરતો હોય છે તે અનેક ઠોકરો ખાય છે તો પણ તેના અંતરમાં સદ્‌વિચાર ઉપજતા નથી; પરંતુ જ્યારે તે સર્વ પ્રકારે દીનહીન અને દુઃખી થઇ જાય છે—જ્યારે તેના હ્રદયપર મહા ભયંકર વજ્રાઘાત થાય છે ત્યારે જ એકાએક તેને ઇશ્વરનું સ્મરણ થાય છે. એવા પ્રસંગે જ તે પશ્ચાત્તાપના અગ્નિમાં બળી વિશુદ્ધ થાય છે. એ અગ્નિને વિદ્વાન પંડિતોએ 'દિવ્ય અગ્નિ'ની ઉપમા

આપેલી છે. આજે ખલિફા પણ એ પશ્ચાત્તાપના ‘દિવ્ય અગ્નિ’માં બળી વિશુદ્ધ થયો હતો; તેથી જ તેણે ઉપર્યુક્ત ફકીરનો ઉપદેશ નમ્રતાથી સાંભળ્યો.

ફકીર પછીથી ત્યાંથી જોતજોતાંમાં અદ્રશ્ય થઇ ગયો.

સુલ્તાનાનો મૃતદેહ જે સ્થળે સમાધિસ્થ કરવામાં આવ્યો હતો તે સ્થળની પાસે જ બાદશાહજાદી જોબેદીના મૃતદેહને સમાધિસ્થ કરવામાં આવ્યો. અને એ બન્નેના જીવનની સ્મૃતિને કાયમ રાખવાને માટે એ સ્થળે બે ‘સમાધિ મંદિર’ તૈયાર કરાવવાની ખલિફાએ વ્યવસ્થા કરી.

આવી રીતે માતાપુત્રીએ એક જ દિવસે એક બીજાંની સાથે ચિરનિદ્રામાં સૂઇ રહીને પોતાના અંતરની વ્યથા દૂર કરી. અંતે માતાપુત્રીના મૃતદેહનું કબરસ્થાનમાં મિલન થયું!

બન્ને શબદેહનો યથોચિત સત્કાર કરી ખલિફા સજળનયને અને વિષણ્ણવદને મક્કા નગરી તરફ પાછો ફર્યો. તેની પાછળ સઘળું સૈન્ય શોકસૂચક વસ્ત્રો પહેરી નગરી તરફ જવા લાગ્યું. અસંખ્ય પ્રજાજનો પણ આ ભયંકર ઘટનાની કલ્પના કરતાં કરતાં સ્વસ્થાન તરફ જવા લાગ્યાં. આ સમયે ખલિફાના શોકની સીમા રહી નહોતી. તેને હવે રાજવૈભવ તુચ્છ લાગતો હતો. આ શોભામય સંસાર સર્વથા અસાર લાગતો હતો. પ્રકૃતિની સુંદરતા આજે તેના અંતરમાં અપાર વ્યથા ઉત્પન્ન કરતી હતી. આજના પૂર્વાકાશમાં ઉદિત થયેલા પ્રભાકરનો પ્રકાશ તેને અસહ્ય થઇ પડતો હતો. તેની હૃદયવ્યથાનું વર્ણન આ નિર્જીવ લેખિનીથી થઇ શકવું સર્વથા અશક્ય છે.

—oco—

## પ્રકારણ ૫૦ મું:—વિજયપ્રાપ્તિ.

બહાદુર રજપૂતો યવનો સાથે છેવટનું યુદ્ધ કરી તેમને રાજસ્થાનમાંથી હાંકી કાઢવાને ઉત્તેજિત બની ગયા હતા. અનેક રણુવિજયી વીર રજપૂતોની સરદારો તરીકે નિમણુંક કરવામાં આવી હતી. બહાદુર વીરોનાં હથિયારો શત્રુઓનું શોણિતપાન કરવાને જાણે કે તૃષાતુર બની ગયાં હતાં. આજે બહાદુર વીરો યુદ્ધ કરવા રવાના થવાના હતા. સમસ્ત રત્નગઢમાં અસંખ્ય ન્હાના મ્હોટા રજપૂતોનો અવરજવર જોવામાં આવતો હતો. સર્વત્ર કોલાહલ થઈ રહ્યો હતો. સઘળા રજપૂત સૈન્યની મુખ્ય સરદારી ચિત્તોડાધિપતિ વીરવર કેશરીસિંહે સ્વીકારી હતી.

ધીમે ધીમે સમય ઉપસ્થિત થયો એટલે સઘળા રજપૂતો વ્યવસ્થાનુસાર ગોઠવાઇ જઇ પોતપોતાના સરદારની પાછળ, આગળ વધવા લાગ્યા. આર્ય રમણીઓ યુદ્ધમાં જતા દેશબંધુઓ ઉપર પુષ્પોની વૃષ્ટિ વર્ષાવવા લાગી. હાથીઓના હ્રદયભેદક અવાજ, ઘોડાઓના ખોંખારા, હથિયારોનો ખડખડાટ, સ્વદેશભક્તોના મુખમાંથી ઉચ્ચારાતી જયગર્જનાઓ વગેરેથી સર્વત્ર કોલાહલ થઇ રહ્યો. અજમેરરાજનન્દિની પ્રભાવતી અને વિમળા તથા ફત્તેહગઢ રાજનન્દિની પુષ્પાવતી પણ આ યુદ્ધમાં ભાગ લેવા પુરુષવેશ ધારણ કરીને જતી હતી. તેમના સિવાય બીજી પણ કેટલીક સ્વદેશભક્ત વીર રમણીઓ પોતાના અપૂર્વ શૌર્યનો શત્રુઓને પરિચય કરાવવાની મહત્વાકાંક્ષાથી, પુરુષવેશમાં સુસજ્જિતા થઇ સૈન્યસહ જતી હતી. જો કે તેમને સર્વેને યુદ્ધમાં નહિ આવવા માટે સમજાવવામાં આવી હતી; કિન્તુ તેમણે પોતાના નિશ્ચયને ફેરવ્યો નહોતો.

આવી રીતે કૂચ કરતું કરતું રજપૂત સૈન્ય યવનોની છાવણી નજીક જઇ પહોંચ્યું, તથા ત્યાં આગળ રાત્રિનો સમય ઉપસ્થિત થ-

ફેલો હોવાથી તેમણે છાવણી નાખી. યવન સૈન્યની છાવણી આ સ્થળેથી માત્ર અડધો માઇલ દૂર હતી.

મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ તથા સરદારોના નિવાસ માટે જોતજોતામાં મૂલ્યવાન્ તંબૂઓ ઠોકવામાં આવ્યા. સ્ત્રીમંડળને માટે એક બે અલગ તંબૂઓ ઠોકવામાં આવ્યા હતા તથા તેની આસપાસ પહેરાનો પૂરતો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. કેટલાક રજપૂત ગુપ્તદૂતનું કાર્ય કરી શત્રુઓની હિલચાલ તરફ લક્ષ્ય આપતા હતા; કેમકે યવનોની વિશ્વાસઘાતકતા તેમનાથી અજ્ઞાત નહોતી.

બીજા દિવસે પ્રભાતકાળે સકળ સૈન્યના મધ્ય ભાગમાં ઉભો રહી રાણો કેશરીસિંહ સૈનિકોને વિવિધ પ્રકારે ઉત્સાહિત કરતો કહેવા લાગ્યો:—" બહાદુર અને સ્વદેશભક્ત બંધુઓ ! તમે સર્વે જાણો છો કે, યવનોએ આપણા પરમપવિત્ર રાજસ્થાનમાં પ્રવેશ કરી આપણા ઉપર સ્વેચ્છાનુસાર જુલ્મ ગુજારવા માંડયો. તેમણે અજમેરાધિપતિ અજયપાલનો સંહાર કરી અજમેરવાસીઓના સકળ સુખનું હરણ કર્યું છે. અનેક આર્યરમણીઓ ઉપર તેમણે અપાર જુલ્મ ગુજારી તેમના ધર્મનો નાશ કરવાના, કાળજાં કંપાવે એવા ભયંકર પ્રયત્નો કર્યા છે. ફત્તેહગઢના રાજ્યને પણ પાયમાલ કરી નાખવાના તેમણે અનેક પ્રયત્નો કર્યા છે; છતાં હજી સુધી આપણે તેમને આપણા પરમપવિત્ર દેશમાંથી હાંકી નહિ કાઢીએ તો તેઓ સ્વાધીન રાજસ્થાનને પરાધીન કરી આપણી દુર્દશા કર્યા સિવાય રહેશે નહિ. દુશ્મનને ઉગતો જ દાબી દેવો એ જ ખરી રાજ્યનીતિ છે. જો આપણે તેમનો પરાજય કરી હાંકી નહિ કાઢીએ તો આપણા પૂર્વજોની દેશવિદેશમાં વિખ્યાત થયેલી કીર્ત્તિ કલંકિતા થશે—આપણાં માન પ્રતિષ્ઠાનો નાશ થઇ જશે. આપણી આર્ય ભગિનીઓ અને આર્ય

માતાઓને વિદેશીઓનો જુલ્મ વેઠવો પડશે. આપણા હિન્દુ ધર્મની પડતી થઇ સર્વત્ર વિદેશીય ધર્મનો વિસ્તાર થશે. જ્યાં હમણાં આપણાં દેવમંદિરોનું દર્શન થાય છે ત્યાં મસ્જીદોનું દર્શન થશે. એક નિષ્ઠ દેશભક્ત અને માતૃભક્ત બંધુઓ ! તમારા જીવમાં જીવ હશે ત્યાં સુધી તમે આ સર્વ પ્રકારોનું દર્શન કરી શકશો ? શું એ સઘળું જોઇ તમે નામર્દની માફક મૌન ધારણ કરી બેસી રહેશો ? બેઆબરુ બની, પરાધીનતાના બંધનમાં બંધાઇ રહીને જીવતા રહેવું તમે પસંદ કરશો ? વિચાર કરી જુઓ કે, આપણી માતૃભૂમિની સ્વાધીનતાનું સંરક્ષણ કરવાને માટે પૂર્વકાળમાં આપણા પૂર્વજોએ કેવા ભગીરથ પ્રયત્નો કર્યાં હતા ? તેમના આત્મોત્સર્ગના લીધે જ આપણા વીરત્વનાં, કીર્ત્તિનાં અને સ્વદેશપ્રેમના યશોગાન દેશવિદેશમાં ગવાય છે. શું આપણે પૂર્વજોની એ કીર્ત્તિનું વિસ્મરણ કરી વિદેશીય યવનોના દાસાનુદાસ થઇશું ? આપણે તેમની ગુલામી કરીશું ? આપણી વહુ બેટીઓને તેમની બાંદીઓ થવા દઇશું ?"

આ સમયે અસંખ્ય રજપૂત સૈનિકો ઉચ્ચ તેમ જ એકત્ર સ્વરે બોલી ઉઠ્યાઃ—" નહિ નહિ—અમે એમ કાળાંતરે પણ નહિ થવા દઈશું. માતૃભૂમિની સ્વાધીનતાના આ મહાયજ્ઞમાં અમે અમારાં માયાવી જીવન સમર્પણ કરીશું; પરંતુ વિદેશીય યવનોની આધીનતા તો કાળાંતરે પણ નહિ સ્વીકારીશું. અમે ક્ષત્રિય વીર છીએ. ક્ષત્રિય વીરો સ્વદેશ સમક્ષ—સ્વાધીનતા સમક્ષ તેમ જ પોતાના માન પ્રતિષ્ઠા સમક્ષ જીવનની પણ પરવાહ રાખતા નથી. અમે શત્રુઓનો સંહાર કરી અમારા અતુલ પરાક્રમથી તેમને આપણા પૂજનીય દેશમાંથી હાંકી કાઢીશું—અને તેમ નહિ જ બને તો પછી અમે અમારા જીવનની આહુતિ આપીશું."

પુનઃ કેશરીસિંહે ધીરગંભીર સ્વરે કહ્યુંઃ—"શાહબાશ છે ! વી-

રાખો તમારા વીરત્વને ! તમે રણસંગ્રામમાં કેસરિયાં કરો; સ્વદેશના માટે યુદ્ધક્ષેત્રમાં મરો, અને સ્વર્ગમાં જઇ અપ્સરાઓને વરો. બહાદુર બંધુઓ ! આ અંતિમ યુદ્ધમાં માતા ભવાનીની કૃપાથી આપણો વિજય થશે. જ્યાં ધર્મ છે જ્યાં ભક્તિ છે ત્યાં પરાજયનો સંભવ બિલકુલ હોતો નથી. અંતરમાં આશાને સ્થાન આપી ઉત્સાહથી યુદ્ધ કરજો—આપણી માતાની કુખને ઉજ્વળ કરજો. તમારા સર્વના સાહસ, શૌર્ય અને વીર્ય ઉપર જ સ્વદેશના મંગલામંગલનો આધાર છે.

સંહારી શત્રુ સૈન્યને નિજદેશની સેવા કરો,
જઇ યુદ્ધ ભૂમિની મહીં, નિજદેશના માટે મરો.

ક્ષત્રિય બંધુઓ ! શત્રુઓના રૂધિરનું પાન કરવા તૃષાતુર થયેલી તમારી તલ્વારોને શત્રુઓના શોણિતપાનથી પરિતૃપ્ત કરજો. પ્રાણાન્તે પણ આ રણસંગ્રામમાંથી પાછા ન ફરજો. જુઓ. તમે તમારા વીરત્વને દર્શાવવામાં પાછી પ્હાની કરશો તો તમારું જીવન મરણ તુલ્ય છે એમ જ સમજજો. બંધુઓ ! આપણે મૃત્યુનો ભય કદાપિ રાખ્યો નથી અને રાખવાનો નથી; કેમકે મૃત્યુપશ્ચાત્ એકનિષ્ઠ વીર સ્વદેશભકતો મોક્ષ પામે છે. ”

“ કબૂલ છે—કબૂલ છે—સ્વાધીનતાના માટે અમારો જાન પણ કબુલ છે, ” પુનઃ અસંખ્ય સૈનિકોએ ગર્જના કદીને કહ્યું.

+ + + +

હવે આપણે યવન સૈન્યની હિલચાલનું દર્શન કરીએ. યવન સેનાધિપતિ બહાદુરજંગ પોતાના ગુપ્તદૂતોદ્વારા એટલું તો જાણી શક્યો હતો કે, રણઘેલા રજપૂતો તેના ઉપર આક્રમણ કરવાને આવે છે. આમ હોવા છતાં તે ક્રૂરસિંહની સહાયતાથી સહેલાઇથી રજપૂતો ઉપર વિજય મેળવવાની આશા રાખતો હતો. વીર રજપૂતો યુદ્ધને

માટે જ્યારે તૈયાર થઈ રહ્યા હતા ત્યારે બહાદુરજંગના તંબૂમાં ગાનતાન સુરાપાન અને નૃત્યાદિ થતું હતું.

એક વિરામાસન ઉપર જમણી બાજુએ સેનાધિપતિ બહાદુર-જંગ આડગો પડયો હતો. તેની ડાબી બાજુએ વિશ્વાસઘાતક ક્રૂરસિંહ પોતાના અંતરમાં અનેક પ્રકારની હવાઈ કલ્પનાઓ કરતો મુછોને આમળતો બેઠો હતો. બન્નેનાં મુખમંડળ સુરાપાનની વિશેષતાથી રક્તવર્ણું બની ગયાં હતાં. તેમની સ્હામે જ સુરાથી ભરેલું પાત્ર અને મૂલ્યવાન્ પ્યાલાઓ પડયા હતા. ગાયિકાએ પણ સુરાપાન કરેલું હોવાથી તે આકર્ષક અને મદનોત્પાદક હાવભાવ દર્શાવી સંગીત લલકારી રહી હતી કેઃ—

( ગઝલ )

" ખફા હોકે ક્યોં હમસે જાતે હો સાહબ;
હુઇ ક્યા ખતા કુછ બતાતે હો સાહબ.
જો હરવક્ત જુલ્ફેં બનાતે હો સાહબ;
યહ આફત મેરે સરપૈ લાતે હો સાહબ.
કભી મેરે ઘર તુમ જો આતે હો સાહબ;
તો ગૈરોંકો ક્યોં સાથ લાતે હો સાહબ.
બહુત દિનકે બાદ અબ જો આના હુવા હય;
તો યાંસે કહાં જાને પાતે હો સાહબ.
જો માંગા રુખો—જુલ્ફકા હમને બોસા;
બિગડતે હો ક્યોં મુઁહ બનાતે હો સાહબ.
લિપટ જાઓ સીનેસે અબ માનો કહના;
ક્યોં હઁસ હઁસકે મુઝકો રુલાતે હો સાહબ.
નહીં ઇનમે અહમદ જરા બુએ—ઉલ્ફત;
હંસીનાંસે ક્યોં દિલ લગાતે હો સાહબ. "

આ આકર્ષણીય ગઝલ સાંભળવામાં બહાદુરજંગ અને ક્રૂરસિંહ ગુલતાન બની ગયા હતા. ગઝલ પૂર્ણ થતાં જ ઉભયે ગાયિકાની ગાયનકળા અને નૃત્યકળાની પુષ્કળ પ્રશંસા કરી.

બરાબર આ સમયે જ એક ગુપ્તદૂતે આવી, કુરનસ બજાવી નમ્રતાથી કહ્યું:—"જહાંપનાહ ! આ ગુલામની ગુસ્તાખી માફ કરજો. રજપૂતોએ આપણી છાવણીની છેક પાસે આવી મુકામ કર્યો છે, અને તેઓ આવતી કાલે પ્રભાતકાળે જ આપણા ઉપર ચઢાઇ કરશે એમ તેમની હિલચાલ ઉપરથી જણાય છે. આપણે પણ હવે સત્વર મયદાનેજંગમાં ઉતરવાની તૈયારી કરવાની જરૂર છે."

પછીથી રજપૂતોએ કયી દિશામાં કયા સ્થળે છાવણી નાખી હતી એ હકીકત જાણી લઈ દૂતને ત્યાંથી વિદાય કર્યો. ગાયિકાને પણ ત્યાંથી વિદાય કરી દઇને બહાદુરજંગે વિચારમગ્ન સ્થિતિમાં ક્રૂરસિંહને પૂછ્યું:—"કેમ ક્રૂરસિંહજી ! હવે આપણે શો ઉપાય અજમાવીશું ? આ પ્રસંગે જ આપણે આપણા બુદ્ધિકૌશલનો પૂર્ણ ઉપયોગ કરવાની જરૂર છે."

ક્રૂરસિંહે થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:—"સેનાધિપતિ સાહેબ ! આપનું કહેવું વ્યાજબી છે. હું ધારું છું કે, આ આ યુદ્ધ પ્રસંગે રાજસ્થાનના ઘણાખરા રાજાઓ વિજયસિંહની મદદે આવેલા હશે; તેથી જાહિર યુદ્ધમાં આપણને વિજય મળે એવી આશા અલ્પ સ્વલ્પ છે. મ્હારો વિચાર તો એવો છે કે, આપે લગભગ પોણા ભાગનું સૈન્ય લઇ રજપૂતો સાથે યુદ્ધ કરવા જવું, અને અવશિષ્ટ સૈન્ય લઇ હું છુપી રીતે રત્નગઢ તરફ રવાના થઇશ. રત્નગઢના કિલ્લામાં પ્રવેશ કરવાનો ગુપ્ત માર્ગ કયાં આવેલો છે તે હું સારી રીતે જાણું છું. હું મ્હારી સાથેના સૈન્યની સહાયતાથી રત્નગઢને સ્વાધીન કરી આપને સમાચાર પહોંચાડીશ; એટલે આપ જા-

હિર યુદ્ધમાં ભાગ નહિ લેતાં આપના સૈન્યસહ રત્નગઢ તરફ આવજો. આપ સૈન્યસહ સહેલાઈથી કિલ્લામાં પ્રવેશ કરી શકો એવી વ્યવસ્થા હું કરીશ, તથા રત્નગઢને સ્વાધીન કર્યા પછી અન્ય રાજ્યોને કેવી રીતે સ્વાધીન કરવાં તેનો નિર્ણય આ કાર્ય થઈ ગયાપશ્ચાત્ આપણે કરીશું." ક્રૂરસિંહે પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

બહાદુરજંગે આ વચનો સાંભળી પ્રસન્નમુખે કહ્યું:—"ક્રૂરસિંહજી ! તમારા કહેવા પ્રમાણે વર્ત્તવામાં જ આપણું કલ્યાણ છે. તમે મ્હને પહેલાં જણાવ્યું હતું તે ઉપરથી હું એમ ધારી શકું છું કે, રત્નગઢનો કિલ્લો ઘણો સુદૃઢ હોવો જોઇએ; તેથી જો આપણે એ કિલ્લાને સ્વાધીન કરવામાં ફત્તેહમંદ થઇશું તો શત્રુઓ આપણો એક વાળ પણ વાંકો કરી શકશે નહિ. હું આપણા સૈન્યના હમણાં જ ચાર વિભાગ પાડી નાખી એક ભાગનું સૈન્ય તમારી સાથે મોકલું છું. તમે આજે રાત્રે જ રત્નગઢ તરફ સાવધાનતાથી વિદાય થઈ જાઓ."

"આપની આજ્ઞા મ્હારે શિરસાવંદ્ય છે; પણ જો જો, આ સેવકદ્વારા કાર્ય સાધી લઈ તેને ભૂલી ન જતા." ક્રૂરસિંહે સ્વાર્થનું સ્મરણ કરાવ્યું.

"એ માટે તમે સર્વથા નિશ્ચિન્ત રહો. તમારા આ મહત્ કાર્યનો તમને યોગ્ય શિરપાવ અવશ્ય મળશે; તમારી સઘળી ચિંતા ટળશે. દોસ્તીનું મૂલ્ય ઉદાર યવનો બહુ સારી રીતે જાણે છે એનો અલ્પકાળમાં જ તમને અનુભવ થશે." બહાદુરજંગે નિર્ભયતા દર્શાવી.

ત્યાર પછી યવન સૈન્યના ચાર ભાગ પાડી નાખી એક ભાગને સાથે લઈ દેશદ્રોહી વિશ્વાસઘાતક ક્રૂરસિંહ રત્નગઢ તરફ રવાના થઇ ગયો. બીજી તરફથી અવશિષ્ટ રહેલા ત્રણ ભાગના સૈનિકોસહ બહાદુરજંગ યુદ્ધાર્થે જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે પોતાના સૈ-

નિકોને ઉદ્દેશીને કહેવા માંડયું:—"શૂરવીર બંધુઓ! આપણા ઉપર ચઢાઇ કરવાને માટે સઘળા રજપૂત સૈનિકો એકત્ર થઇ આપણી છેક પાસે આવી પહોંચ્યા છે. આ પ્રસંગે આપણે શાન્તિ ધારણ કરીને બેસી રહેવાનું નથી. તમે તમારા બાહુબળથી અજમેર રાજ્ય અને ફત્તેહગઢ રાજ્ય સાથેના યુદ્ધમાં અપૂર્વ શૌર્ય દર્શાવ્યું છે; પરંતુ જો આ પ્રસંગે આપણે પાછા હઠીશું તો રાજસ્થાનને સ્વાધીન કરવાની, અઢળક દ્રવ્ય મેળવવાની અને આર્યરમણીઓને આપણી બાંદીઓ બનાવવાની આપણી મહત્વાકાંક્ષાઓ ફળિભૂત થશે નહિ. આપણા બાહુબળથી આપણે આ સમયે શત્રુઓનો સંહાર કરી નાખી આપણી ઉન્નતિનો માર્ગ નિષ્કંટક બનાવવાનો છે. જો આ યુદ્ધમાં આપણે વિજય મેળવી શકીશું તો આપણે આપણું અવશિષ્ટ આયુષ્ય અયશઆરામ અને વૈભવવિલાસ ભોગવવામાં નિર્વિઘ્ને પસાર કરી શકીશું. કાલે પ્રભાતકાળે શત્રુસૈન્ય આપણાપર આક્રમણ કરવાને આવે તે પૂર્વેજ આપણે એકાએક તેમના ઉપર હુમલો કરીશું."

"આ યુદ્ધમાં અમે પ્રાણાંતે પણ પાછા નહિ હઠીશું." કેટલાક યવન સૈનિકો બોલી ઉઠયા.

ધીમે ધીમે નિશાકાળની સમાપ્તિ થઇ જવા આવી. પૂર્વાકાશમાં ક્ષીણ જ્યોતિ પ્રકાશી નીકળી. આ સમયે યવન સૈન્યે રજપૂતો ઉપર હુમલો કરવા માટે પ્રયાણ કર્યું.

પોતાના ઉપર યવનો આક્રમણ કરવાને આવે છે એ સમાચાર જાણવામાં આવતાં જ બહાદુર રજપૂતો સ્વસ્થ થઇ ગયા. કેશરીસિંહે પોતાના સૈન્યની ચતુરાઇથી વ્યૂહરચના કરી. અલ્પકાળમાં જ યવનો આવીને તેમના ઉપર તૂટી પડયા. ઉભય પક્ષનું સૈન્ય ગંભીર જયગર્જનાઓ કરી યુદ્ધ કરવા લાગ્યું. આ સમયે પૂર્વાકાશમાં ભગવાન પ્રભાકર પણ ઉદિત થયા. પ્રભાકરના પ્રકાશમાં યવન તેમ જ રજપૂ-

તોનો રણોન્માદ જોઈ યવન સૈનિકો આશ્ચર્યચકિત થઈ જવા લાગ્યા. "જય માતા ભવાનીનો જય, જય રાણા કેશરીસિંહજીનો જય" આદિ જયગર્જનાઓથી રજપૂત સૈનિકોએ દશે દિશાઓને ડોલાવી દીધી. અસંખ્ય યવન સૈનિકો કપાઈ જઈ જમીનદોસ્ત થવા લાગ્યા. આ યુદ્ધ પ્રસંગે યવનો રજપૂતોને પોતાનાથી વિશેષ સંખ્યામાં જોઇ પ્રથમથી જ ભયભીત બની ગયા હતા. તેમના અંતરમાં ભયંકર નિરાશા ઉત્પન્ન થઈ હતી; છતાં મરવું તો પણ શત્રુઓનો સંહાર કરીને જ મરવું એવો નિશ્ચય કરીને તેઓ જીવનની માયામમતાનો ત્યાગ કરી યુદ્ધ કરતા હતા. સતી રજપૂતાણીઓ પણ પુરુષનો વેશ ધારણ કરી અપૂર્વ તેમ જ અદ્દભુત શૂરાતન પ્રદર્શિત કરતી હતી. તેમનું શૌર્યવીર્ય જોઇ રજપૂતોનો ઉત્સાહ અને ઉત્તેજના વૃદ્ધિંગત જઇ જતી હતી. "મારો–કાપો" નો ભયંકર ધ્વનિ સર્વત્ર સાંભળવામાં આવતો હતો. કેશરીસિંહ વારંવાર ઉત્તેજનાસૂચક સંભળાવી સઘળા વચનો બહાદુર રજપૂતોને ઉત્સાહિત કરતો હતો. આ સઘળો પ્રકાર જોઈ બહાદુરજંગ પણ મનમાં ને મનમાં ઘણો ભય પામ્યો હતો; છતાં બ્હારથી પોતાના અંતરનો ભાવ કોઇને નહિ જણાવતાં તે યવન સૈન્યને ઉત્તેજિત કરવાનો વ્યર્થ પ્રયત્ન કરતો હતો. કૂરસિંહનો સંદેશો આવવાની રાહ તે અધીરતાથી જોયા કરતો હતો. જો આ યુદ્ધમાં પોતાનો પરાજય થશે તો પોતાને ખલિફાની અવકૃપાને પાત્ર થવું પડશે એમ તે ચોક્કસ જાણતો હતો.

લગભગ મધ્યાન્હકાળ સુધી યુદ્ધ ચાલ્યું. ત્યાં સુધી વિજયદેવીએ કોઇ પણ પક્ષ પ્રત્યે પોતાનો પક્ષપાત દર્શાવ્યો નહિ. તત્પશ્ચાત્ યુદ્ધનો રંગ બદલાવા લાગ્યો. યવનસૈન્યની સંખ્યા ક્રમે ક્રમે ઘણી ઓછી થઇ. તેઓ પલાયન કરી શકે એવો માર્ગ પણ રહ્યો નહોતો, કેમકે તેઓ સર્વે રજપૂતોના વ્યૂહમાં ઘેરાઈ ગયા હતા. બહાદુરજંગ મ-

નમાં ને મનમાં ક્રૂરસિંહપર ક્રોધે ભરાવા લાગ્યો.

સંધ્યાકાળ સુધીમાં તો સઘળા યવનસૈનિકોનો રણોન્મત્ત રજપૂતોએ સંહાર કરી નાખ્યો. બહાદુરજંગે પલાયન કરી જવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો પ્રયત્ન વ્યર્થ થયો તથા. વીરશિરોમણિ ચંદ્રના હાથે જ તે માર્યો ગયો. આવી રીતે સંધ્યાકાળના અરસામાં રણઘેલા રજપૂતો યવનો સાથેના આ અંતિમ યુદ્ધમાં વિજયી થયા. આ યુદ્ધમાં લગભગ એક હજાર રજપૂત સૈનિકો માર્યા ગયા હતા ત્યારે પાંચહજાર યવન સૈનિકોનો સંહાર થઇ ગયો હતો. યુદ્ધક્ષેત્રમાં લોહીની સરિતા જ પ્રબળ વેગથી વહેતી હોય એવો ભાસ થતો હતો. કોઇનું મુડદું ઘોડાના ચરણો નીચે ચગદાઇ ગયું હતું તો કોઈના મુડદાનો અડધો ભાગ જોવામાં જ આવતો નહોતો.

આવી રીતે સંધ્યાકાળપશ્ચાત્ વિજયી રજપૂતોએ રત્નગઢ તરફ પ્રયાણ કર્યું. આજે સર્વનાં વદનમંડળ હર્ષપ્રફુલ્લ જોવામાં આઆવતાં હતાં. વીર સ્વદેશભકતો માતૃભૂમિનું રક્ષણ કરવાના કાર્યમાં વિજયી થયા હતા. તેમના અંતરમાં આનંદના પ્રબળ તરંગો ઉછળી રહ્યા હતા. આ પ્રસંગનો આનંદ અવર્ણનીય હતો.

હવે આપણે વિશ્વાસઘાતક ક્રૂરસિંહે શું કર્યું તે જોઇએ. રજપૂતોથી છુપી રીતે રત્નગઢ જવાનો તેનો વિચાર હોવાથી તેણે બીજો ફેરવાળો રસ્તો સ્વીકાર્યો હતો. વળી રાત્રિના સમયે મશાલો સળગાવીને માર્ગ કાપવાથી કદાચ રજપૂતોના ગુપ્તદૂતો પોતાને જોઇ જશે એવા ભયથી તે પોતાની સાથેના સૈનિકોસહ અંધકારમાં જ માર્ગ કાપતો હતો.

પ્રભાતકાળ થયો ત્યારે ક્રૂરસિંહને એમ માલૂમ પડયું કે, અંધકારમાં માર્ગ કાપતાં તે રસ્તો ભૂલ્યો છે. જો પોતે રસ્તો ભૂલ્યો ન હોત તો પ્રભાતકાળ થતાં પહેલાં જ રાત્રિના અંધકારનો આશ્રય લઈ

ગુપ્તમાર્ગેથી રત્નગઢના અભેદ્ય દુર્ગમાં તે પ્રવેશ કરી શકયો હોત; પરંતુ ભાગ્યચક્રના અદ્ભુત પરિવર્ત્તનના પરિણામે તે માર્ગ ભૂલી રત્નગઢથી ઘણે દૂર નીકળી ગયો હતો, તેથી પોતાની સાથેના સૈનિકોસહ પ્રભાતકાળે તેણે રત્નગઢ તરફ જવા માંડયું.

આવી રીતે મધ્યરાત્રિના અરસામાં તેઓ રત્નગઢ પાસે જઇ પહોંચ્યા. હવે રત્નગઢ માત્ર બે ત્રણ માઇલ દૂર રહ્યું હતું. શુકલપક્ષની દ્વાદશી હોવાથી અદ્યાપિપર્યંત ચંદ્રદેવના શીતળ પ્રકાશનો વસુંધરા ઉપર વિસ્તાર થઇ રહ્યો હતો. રાત્રિનો 'ઝીમ ઝીમ' અવાજ સાંભળવામાં આવતો હતો. પશુપક્ષીઓ શાન્તિથી સ્વસ્થાનમાં નિદ્રાસુખ અનુભવતાં હતાં. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું હતું.

બરાબર આ સમયે બહાદુર વિજયસિંહ, કેશરીસિંહ, ચંદ્રસિંહ વગેરે યોદ્ધાઓ પણ સકળ સૈન્યસહ રત્નગઢ પાસે આવી પહોંચ્યા હતા. કેશરીસિંહ અને વિજયસિંહ ઘોડેસ્વાર થઇ સર્વની આગળ ચાલતા હતા. તેમણે થોડે દૂર ઘોડાઓનો અવાજ સાંભળી પોતાના સૈન્યને ત્યાં જ સાવધાનતાથી થોભવાની સૂચના કરી. ત્યાર પછી જે દિશા તરફથી અવાજ સાંભળવામાં આવતો હતો તે દિશાનો નિર્ણય કરી લઇ, કેશરીસિંહ અને વિજયસિંહ ત્રણસો ચારસો ઘોડેસ્વાર સૈનિકોસહ એ દિશા તરફ વાયુવેગે અગ્રેસર થયા. ત્યાં જતાં જ તેઓ ચંદ્રના ઉજ્વળ પ્રકાશમાં, યવન સૈન્યમાં વિશ્વાસઘાતક ક્રૂરસિંહને જોઇ શકયા. આવો પ્રકાર જોઇ ચંદ્રસિંહે પોતાના સૈનિકોને યવનોને કેદ કરવાની આજ્ઞા કરી. આવો ભયંકર પ્રસંગ ઉપસ્થિત થયેલો જોઇ ક્રૂરસિંહે યવન સૈનિકોને રજપૂતો વિરુદ્ધ યુદ્ધ કરવાની આજ્ઞા કરી. બન્ને પક્ષ વચ્ચે ક્ષણમાત્રમાં જ યુદ્ધનો આરંભ થઇ ગયો. યુદ્ધનો કોલાહલ સાંભળવામાં આવતાં જ બીજા જે રજપૂત સૈનિકો દૂર ઉભા રહ્યા હતા તેઓ પણ આવી પહોંચ્યા. માત્ર પા કલાકમાં જ સઘળા

યવન સૈનિકોનો રજપૂતોએ સંહાર કરી નાખ્યો. જે યવન સૈનિકો શરણે આવ્યા તેમને કેદ કરવામાં આવ્યા. વિજયસિંહની આજ્ઞાથી કેટલાક સૈનિકોએ ક્રૂરસિંહને પણ કેદ કર્યો. પછી વિજયસિંહે ક્રૂરસિંહને ઉદ્દેશીને કહ્યું:—"કાકા ક્રૂરસિંહ ! તમારામાં આટલી બધી કુટિલતા હશે એનો મ્હને સ્વપ્ને પણ વિચાર આવ્યો નહોતો. તમે મ્હારો જીવ લેવાનું ભયંકર કાવત્રું કરેલું હોવા છતાં મ્હેં દયાભાવે તમને જીવતા રહેવા દીધા તેનો તમે આવો બદલો વાળવાનો વિચાર કર્યો હતો ? ધિક્કાર છે તમને ! તમે રજપૂતજાતિમાં કલંકરૂપ છો. તમે દેશદ્રોહી થઈ મહાપાપ કર્યું છે. તમારો આ અપરાધ સર્વથા અક્ષમ્ય છે. યવનોનું દાસત્વ સ્વીકારી તમે તમારા જાતિબંધુઓને પરાધીનતાના બંધનમાં બાંધવાની અભિલાષા રાખતા હતા કે ? આર્ય અબળાઓની— તમારા સગાં સંબંધીઓની આબરુ લૂંટાતી જોવાની તમારી અભિલાષા હતી કે ? તમારા અંતરમાં બિલકુલ દેશદાઝ નથી તેથી તમે રજપૂત તરીકે ઓળખાવા સર્વાંશે નાલાયક છો. તમારા આ ભયંકર અપરાધના પ્રાયશ્ચિત્ત તરીકે તમારો જીવ લેવામાં આવશે. તમારાં આવા દુષ્કૃત્યથી કાકા ભત્રિજાના આપણા સંબંધનો સદંતર નાશ થઇ ગયો છે. તમારાં આવાં અધમ કર્યોથી મ્હને મ્હારી પોતાની જાત ઉપર તિરસ્કાર છૂટે છે !"

આ સમયે ચંદ્રસિંહે અગ્રેસર થઇ કહ્યું:—"બંધુ વિજયસિંહ ! આપનાં વચનો યથાર્થ છે. ક્રૂરસિંહ મ્હારા પિતા હોવા છતાં તેમનાં આવાં દુષ્કૃત્યોનું દર્શન કરી, પુનઃ જીવનપર્યંત હું તેમનું મ્હોં નહિ જોવાની પ્રતિજ્ઞા કરું છું."

આ સમયે ક્રૂરસિંહના પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ. આવો હૃદયવિદારક તિરસ્કાર તેનાથી વેઠી શકાયો નહિ; તેથી તેણે પોતાના કમરપટ્ટામાં ખોસી રાખેલી તિક્ષ્ણ કટાર બ્હાર ખેંચી કાઢી ક્ષણ માત્રમાં જ પોતાના હૃદયમાં ખોસી દીધી. આવી રીતે દેશદ્રોહી ક્રૂરસિંહે

આત્મહત્યાદ્વારા પોતાના મહાપાપનું પ્રાયશ્ચિત્ત કર્યું. ત્યાર પછી તેના મૃતદેહની ઉચિત વ્યવસ્થા કરી પ્રભાતકાળના અરસામાં સઘળા રજપૂતોએ રત્નગઢમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૫૨ મું:—ફકીરનો ઉપદેશ.

મક્કાધિપતિ ખલિફા પોતાની બેગમ સુલ્તાના તથા પ્રાણાધિકા પુત્રી જોબેદીના વિયોગશોકથી શોકાતુર બની જઇ પોતાના વિશ્રામ-ભુવનમાં બેઠો હતો. તેની વ્યાકુળતા કિંવા ચિંતાની સીમા નહોતી.

મધ્યાન્હકાળનો સમય હતો. ભગવાન્ પ્રભાકર મધ્યાકાશમાં પ્રકાશી રહ્યા હતા. મધ્યાન્હના તાપથી જેવી રીતે પૃથિવી તપ્ત બની ગઇ હતી તેવી જ રીતે ચિંતાની પરિસીમાથી શહેનશાહ ખલિ-ફા પણ અસ્થિર બની ગયો હતો. તે સ્વગત વિચાર્યા કરતો હતો કે, " હે ખુદા ! જ્યારે તમારો મ્હને આટલું બધું અસહનીય દુઃખ દેવાનો જ વિચાર હતો ત્યારે તમે મ્હને આવી રાજ્યસત્તા અને ભો-ગવિલાસોનાં સકળ સાધનો શા માટે આપ્યાં. પ્યારી સુલ્તાનાના સ-હવાસ સુખ આગળ આ સઘળા ભોગવિલાસોનું સુખ તુચ્છ છે. મ્હારા અપરાધને લીધે જ પ્યારી સુલ્તાના મ્હારો ત્યાગ કરી બેહસ્તમાં ચાલી ગઇ. સુલ્તાના ! જીવનપર્યંત હું ત્હારું વિસ્મરણ કરી શકું તેમ નથી. મ્હારા અપરાધનું પ્રાયશ્ચિત્ત હું જીવનપર્યંત કર્યા કરીશ. "

બરાબર આ સમયે એક પહેરેગીરે આવી કુરનસ બજાવી નમ્રતાથી કહ્યું:—" ગરીબપરવર ! એક ફકીર મહાત્માં આપ નામ-વરને મળવાની ઇચ્છાથી અત્રે આવ્યા છે. જો આજ્ઞા હોય તો હું તે-મને અત્રે આવવા દઉં. "

" તેમનો યોગ્ય સત્કાર કરી અત્રે લઈ આવ. " ખલિફાએ આજ્ઞા આપી.

થોડા સમયમાં જ એક ફકીરે શહેનશાહ ખલિફાના વિશ્રામભુવનમાં પ્રવેશ કરી, એક આસનપર સ્થાન લીધું, તથા કહ્યું:—"કેમ શહેનશાહ નામવર ! આ ફકીર સાથે કબરસ્થાનમાં આપનો મેળાપ થયો હતો એ વાર્ત્તા આપના સ્મરણમાં છે કે ? "

"હા. આપના ક્ષણકાળના ઉપદેશે પણ મ્હારા મનપર ગંભીર અસર કરી છે. આપ જેવા મહાત્માના સદુપદેશને સાંભળી હું આ ત્રિવિધતાપપૂર્ણ દુનિયામાં સહજ શાન્તિ મેળવવાને ઈચ્છું છું. હમણાં મ્હારા અંતરમાં જે હૃદયવિદારક વેદના થાય છે તેનું વર્ણન હું કરી શકતો નથી." ખલિફાએ શોકથી વ્યાકુળ બની ગયેલા સ્વરે કહ્યું.

"શહેનશાહ ! મનુષ્યના શિરપર જ્યારે પાકપરવરદિગાર દુઃખની વૃષ્ટિ વર્ષાવે છે ત્યારે જ તેના અંતરમાં ખુદાનું સ્મરણ થાય છે, અને પશ્ચાત્તાપના પ્રબળ અગ્નિમાં તે બળી જાય છે. મનુષ્ય સ્વભાવ નિરંતર આવો જ હોય છે; છતાં જે મનુષ્ય વારંવાર ઠોકરો ખાધા છતાં પાપમાર્ગની પ્રવૃત્તિનો પરિત્યાગ કરતો નથી તે જ મનુષ્ય કવચિત્પોતાના અવશિષ્ટ આયુષ્યમાં ધર્મનો આશ્રય સ્વીકારી શાન્તિ મેળવી શકે છે, તથા જેમ જેમ તેની ધર્મભાવના પ્રબળ થતી જાય છે તેમ તેમ તે શાશ્વત શાન્તિ મેળવવાને અધિકારી થતો જાય છે. મોહની પ્રવૃત્તિમાં જે ક્ષણસ્થાયી સુખનું દર્શન થાય છે તે સુખ દુઃખનું રૂપાંતર જ છે, અને તેથી જ વિદ્વાન્ મનુષ્યો મોહત્યાગ કરવાનો મનુષ્યજાતિને ઉપદેશ આપે છે."

"મહાત્મન્ ! આપનાં વચનો યથાર્થ છે. મ્હારી સુલ્તાના અને મર્જીનાના અકાળ મૃત્યુથી મ્હારા અંતરમાં દારુણ શોકાગ્નિ સળગી ઉઠયો છે. રાજ્યવિભવ અને સંસારસુખ ભોગવવાની મ્હારી ઇચ્છા નથી. મ્હારું બાકીનું આયુષ્ય ખુદાની બંદગી કરવામાં વીતાડવાની જ મ્હારી મહત્વાકાંક્ષા છે." ખલિફાએ વૈરાગ્ય ભાવ પ્રદર્શિત કર્યો.

" શહેનશાહ નામવર ! ખુદાએ જ્યારે આપને મનુષ્યદેહ આપ્યો છે ત્યારે અંતરમાં ખુદાનો ડર રાખી આપે આપનું કર્ત્તવ્ય બજાવવું જોઇએ. વળી આપ એક પ્રબળ સત્તાધિકારી છો. આપ ધારો તો અનેક માણસોનું કલ્યાણ કરી શકો તેમ છો. પ્રજાને પ્રેમથી પાળી તેમના અંતરની આપ આશીષ મેળવો. દીન દરિદ્રોનાં સંકટો દૂર કરો અને ધર્મમાં જ મતિ ગતિને સ્થિર કરો. આવી રીતે વર્તવાથી જ ખુદા આપનું કલ્યાણ કરશે. " ફકીરે માર્ગ દર્શાવ્યો.

" પરંતુ મ્હારો અંતરાત્મા તદન અસ્થિર બની ગયો છે, તેથી હવે મ્હારાથી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિમાં પ્રવત્ત થઇ શકાય એમ નથી. " ખલિફાએ અડચણ દર્શાવી.

" આ સ્થળે આપ ભૂલ કરો છો. આત્માને શા માટે અસ્થિર થવા દેવો જોઇએ ? જગતમાં જન્મ ધારણ કરનાર પ્રત્યેક મનુષ્યને એક દિવસ મૃત્યુને આધીન થવું પડે છે. સંસારી મનુષ્યોને સંબંધ એવો જ હોય છે, માટે સગાંસંબંધીઓની માયાનો ત્યાગ કરી, શાન્ત ચિતે ખુદાની સાથે સંબંધ સાંધવાનો પ્રયત્ન કરવો જોઇએ. વળી કોઈ પણ મનુષ્યના મૃત્યુનો શોક કરવો વૃથા છે; કેમ કે, આત્મા અવિનશ્વર છે. તેનો કદાપિ નાશ થતો જ નથી. આપણે જેવી રીતે ફાટી ગયેલાં વસ્ત્રનો ત્યાગ કરી નવીન વસ્ત્ર પહેરીએ છીએ તેવી જ રીતે આત્મા પણ જીર્ણ દેહનો ત્યાગ કરી યથાકાળે નવીન દેહ ધારણ કરે છે. " ફકીરે કહ્યું.

" મહાત્મન્ ! આપનાં આવાં ઉપદેશાત્મક વચનો સાંભળી મ્હારું વ્યથિત ચિત્ત થોડા ઘણા અંશે શાન્ત થાય છે. આપની સલાહ સ્વીકારી તે પ્રમાણે વર્ત્તવાને હું તૈયાર છું. " ખલિફાએ સંમતિ દર્શાવી.

" આપણે રાજસ્થાન વિરુદ્ધ સામાન્ય કારણના લીધે યુદ્ધ

ચાલુ કર્યું છે; માટે મ્હારી નમ્ર સલાહ એવી છે કે, આપ આપના સેનાધિપતિને સૈન્યસહ અત્રે આવવાની આજ્ઞા કરો. પ્રયોજન સિવાય આપણા સૈનિકોનું લોહી રેડાવા દેવાની જરૂર નથી. " ફકીરે કહ્યું.

" આજે જ એવા સમાચાર આવ્યા છે કે, રજપૂતો સાથેના અંતિમ યુદ્ધમાં આપણા સૈન્યનો પરાજય થયો છે. એ યુદ્ધમાં સેનાધિપતિ બહાદુરજંગ માર્યો ગયો છે. " ખલિફાએ કહ્યું.

" ત્યારે હવે પુનઃ આપણે યુદ્ધની તૈયારી કરવાની જરૂર નથી. બહાદુર રજપૂતો એકનિષ્ઠ સ્વદેશભકતો છે. સ્વાધીનતાને માટે પ્રાણુ અર્પણુ કરવામાં પણુ પાછી પ્હાની કરે એવા તેઓ નથી. વીર રજપૂતોની સ્વદેશભક્તિની તુલના અન્ય કોઇ જાતિથી થઇ શકે તેમ નથી. !" ફકીરે રજપૂતોની યથાર્થ પ્રશંસા કરી.

" આપ સત્ય કહો છો. રજપૂત જાતિની સાથે આપણે દુશ્મનાવટ થયેલી હોવા છતાં તેમની સ્વદેશભક્તિની પ્રશંસા કર્યા સિવાય મ્હારાથી રહી શકાતું નથી. જો સમસ્ત ભારતવર્ષમાં કોઇ વીર જાતિ હોય તો તે રજપૂત જાતિ જ છે. " ખલિફાએ પણુ રજપૂતોની પ્રશંસા કરી.

ત્યાર પછી ખલિફાની વિદાય લઇ ફકીર ચાલ્યો ગયો.

——:૫૨:——

## પ્રકરણુ પર મું:— ઉપસંહાર.

પુનઃ રાજસ્થાનમાં પૂર્વેના જેવી શાન્તિ સ્થાપિત થઇ ગઈ. યવન સૈન્યમાંનો એક પણુ સૈનિક મક્કા જઇ શકયો નહિ. જે થોડા ઘણા યવનો યુદ્ધ પ્રસંગે શરણે થયા હતા તેમણે બહાદુર રજપૂતોનું દાસત્વ સ્વીકાર્યું. યુદ્ધની પ્રવૃત્તિથી નિવૃત્ત થયા પશ્ચાત્ રાજસ્થાનના

રાજા મહારાજાઓ થોડા દિવસ રત્નગઢમાં રહીને પછીથી પોતપોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા.

શૂરવીર વિજયસિંહ સાથે વિમળાનો વિવાહ નક્કી થઇ ગયો હતો. એક શુભ દિવસે એ પ્રણયીયુગ્મનું સ્નેહમિલન થવાનું હતું. વળી ફત્તેહગઢાધિપતિએ પોતાની પુત્રી પુષ્પાવતીને ચંદ્રના હાથમાં સમર્પણ કરવાનો પ્રસ્તાવ વિજયસિંહ સમક્ષ કર્યો હતો, અને એ પ્રસ્તાવને વિજયસિંહે આનંદપૂર્વક સ્વીકાર્યો હતો. જ્યારે આ પ્રકાર સેનાપતિપુત્ર જયન્તકુમારના જાણવામાં આવ્યો ત્યારે તેના અંતરની આશા સર્વાંશે નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઈ. તેના અંતરમાં રાજકન્યા પુષ્પાવતીની પ્રતિમા પ્રતિષ્ઠિત થઈ ચુકી હતી; છતાં પુષ્પાવતીનાં ઉપદેશાત્મક વચનોનું સ્મરણ કરી તેણે આત્મસંવરણ કર્યું હતું. તેણે જીવનપર્યંત કૌમાર્યવ્રતનું પ્રતિપાલન કરવાનો જ પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો હતો.

કાળને પસાર થતાં વિલંબ લાગતો નથી. જોતજોતામાં થોડા દિવસ પસાર થઇ ગયા. વિજયસિંહ અને વિમળાના લગ્નનો દિવસ છેક પાસે આવી પહોંચ્યો. પ્રભાવતીના અંતરમાં આ પ્રસંગે અસામાન્ય આનંદ ઉત્પન્ન થયો હતો. ભગિનીને સંસારના માયાબંધનમાં બાંધી તે એ બંધનથી અલિપ્ત રહેવાને ઇચ્છતી હતી. તેણે પોતાના સાંસારિક વિકારો ઉપર સર્વાંશે વિજય મેળવ્યો હતો. ઈશ્વરભક્તિમાં જ આયુષ્યના અવશિષ્ટ દિવસો નિર્ગમન કરવાની તેની મહત્વાકાંક્ષા હતી.

વસન્તઋતુના આધિપત્યનો વસુંધરા ઉપર વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. કોણ જાણે કે ક્યા દેશમાંથી, ક્યા પુલકમય, અમૃતમય દિવ્ય ધામથી ક્યા મોહમંત્રથી દીક્ષિત થઇને, ક્યા સુખસ્વપ્નમાંથી જાગ્રત થઇને અનંગસખા, પુનઃ એ ભુવનમોહન રૂપથી

ભુવન ભૂલાવીને ભૂતળવાસીઓના સમક્ષ ઉપસ્થિત થયા હતા ! પ્રકૃતિના વક્ષમાં, વાયુદેવતાના સુશીતળ સ્પર્શમાં, વનસ્પતિના મોહન વેશમાં, પુષ્પોના મધુર હાસ્યમાં, રાત્રિના સુરભી નિશ્વાસમાં પોતાનો આવિર્ભાવ પૃથિવી પર પ્રદર્શિત કરીને પુનઃ વસન્તે દર્શન દીધું હતું.

અદ્યાપિ સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો. પશુપંખીઓનો મધુર અને કર્ણપ્રિય કલરવ સાંભળમાં આવતો હતો. આવા રમણીય અને આનંદોત્પાદક સમયે રાજનન્દિની વિમળા પોતાની જ્યેષ્ઠા ભગિની પ્રભાવતી સાથે ઉદ્યાનમાં ફર્યા કરતી હતી. ફરતાં ફરતાં પ્રભાવતીએ વિમળાને ઉદ્દેશીને કહ્યું:—"બ્હેન ! હવે તો થોડા જ દિવસમાં તું વિજયસિંહ જેવા રાજરત્નને પ્રાપ્ત કરી અમારો ત્યાગ કરી જઇશ. સંસારના માયાબંધનમાં બંધાઈને કદાચ તું ત્હારી આ ભગિનીને પણ ભૂલી જઇશ."

આ વાકયો સાંભળવામાં આવતાં વિમળા શરમાઈ ગઇ. તેનું વદનમંડળ લાલચોળ બની ગયું. તેણે લજ્જાવશ થઈ મૌન ધારણ કર્યું. આવો પ્રકાર જોઇ પ્રભાવતીએ પુનઃ કહ્યું:—"કેમ બ્હેન ! અત્યારથી જ આમ અબોલાં લઇશ કે ?"

નિરુપાયે વિમળાને ઉત્તર આપવો પડયો. તેણે કહ્યું:—"બ્હેન ! તમારી પ્રીતિનું આ વિમળાથી કદાપિ વિસ્મરણ થાય તેમ નથી. મ્હને તમારાં જેવાં વિવિધ સદ્દગુણશાલિની ભગિના મળ્યાં છે, એ માટે હું પરમકૃપાળુ પરમાત્માનો મ્હારા ઉપર મહાન્ ઉપકાર થયેલો સમજું છું. બ્હેન ! તમારા સમક્ષ સત્ય વાર્ત્તા પ્રદર્શિત કરતાં હવે હું સંકોચાતી નથી. જો મ્હારા અંતરમાં પ્રથમથી જ વિજયસિંહ માટે અનુરાગ ઉત્પન્ન ન થયો હોત તો હું પણ તમારી માફક બ્રહ્મચારિણી જ રહેત."

"વિમળા ! ગૃહિણી સ્રીથી અને બ્રહ્મચારિણી સ્રીથી—ઉભયથી

કર્ત્તવ્યકર્મદ્વારા પોતાના જીવનને ઉન્નત કરી શકાય છે. આપણા ભારતવર્ષમાં બ્રહ્મચારિણી સ્ત્રીઓની જેટલી આવશ્યકતા છે તેથી વિશેષ આવશ્યકતા સ્વધર્મપરાયણા ગૃહિણીઓની જ છે. જે સ્ત્રી પતિને પરમાત્મા સમાન સમજી મનસા, વાચા અને કર્મણાથી પતિની સેવા કરે છે એ સ્ત્રીની આલોકના અંતે સદ્ગતિ થાય છે, જો સાંભળ,

સીતા સમી થઈ સહચરી, નિજનાથ આજ્ઞા પાળજે,
સાવિત્રી સમ સેવા કરી, કર્ત્તવ્ય તું સંભારજે.

બ્હેન ! સીતા અને સાવિત્રીનું ઉદાહરણ પ્રત્યેક આર્યનારીએ સ્મરણમાં રાખવા જેવું છે. સીતાદેવી પોતાનો વિવાહ થયાપશ્ચાત્ નિરંતર પતિની પાસે જ રહી હતી. સાવિત્રીએ પણ તેમ જ કર્યું હતું. સાવિત્રી રાજકન્યા હોવા છતાં તે દરિદ્ર પતિને વરી હતી, તથા એ દીન દરિદ્ર પતિને સુખી કરવાને માટે તેણે ઘણું કષ્ટ વેઠયું હતું, અને પોતાના સતીત્વના પ્રબળ માહાત્મ્યથી તેણે પોતાના પતિને સજીવન કરાવ્યો હતો. જે સ્ત્રી આદર્શ નારી થવાની અભિલાષા રાખતી હોય તેણે કદાપિ પોતાના અંતરમાં સ્વાર્થનું પોષણ કરી માત્ર સ્વાર્થ માટે જ પતિને ચ્હાવા જોઇએ નહિ. જો કે આ સંસારમાં જેનામાં સહજ પણ સ્વાર્થ ન હોય એવું તો કોઇ મનુષ્ય હોતું જ નથી; પરંતુ મુખ્યત્વે કરીને મહત્ સ્વાર્થના માટે સ્ત્રીએ પોતાનો નૈસર્ગિક સ્નેહ પતિદેવતાના ચરણકમળમાં સમર્પણ કરી દેવો જોઇએ. પતિ ઉપર પ્રેમ રાખવાથી જે સુખ પ્રાપ્ત થાય છે, પતિના સ્નેહ, આશીર્વાદ અને મંગળ સાધનામાં જે શાન્તિ અનુભવાય છે એ સુખ તેમ જ શાન્તિ અપૂર્વ હોય છે. જે કાર્યથી પતિને સહજ પણ અશાન્તિ થાય તેમ હોય એ કાર્ય પત્નીએ કદાપિ કરવું જોઇએ નહિ. પતિનામાં અનેક દોષો જોવામાં આવે તો પણ પત્નીએ તેના ઉપર અપ્રસન્ન થવું જોઇએ નહિ.શ્રી રામચંદ્રજીએ સીતાદેવીને વિના અપરાધે

અરણ્યમાં કાઢી હતી. ભયંકર અરણ્યમાં સીતાદેવીને ઘણું દુઃખ વેઠવું પડયું હતું; છતાં સીતા દેવી કદાપિ રામચંદ્રજીથી રીસાઇ નહોતી; તેણે અશ્રુપ્રવાહ વહેવડાવી માત્ર પોતાના ભાગ્યનો જ તિરસ્કાર કર્યો હતો. બ્હેન ! તું સમજુ છે એટલે હવે તને વિશેષ ઉપદેશ આપવાની આવશ્યકતા હોય એમ હું ધારતી નથી. ” પ્રભાવતીએ વિમળાને યોગ્ય ઉપદેશ આપ્યો.

“ બ્હેન ! તમારા આ અમૂલ્ય ઉપદેશનું હું જીવનપર્યંત પાલન કરીશ.”

બીજે દિવસે અજમેરના શોભા સૌન્દર્યનો પાર રહ્યો નહિ. નગરમાં વિવિધ રંગની ધજા પતાકાઓનાં તોરણો બાંધેલા જોવામાં આવતાં હતાં. પ્રજાજનોએ ભૂતકાળના શોકને ભૂલી જઇ પોત પોતાનાં ગૃહમંદિરોને સુશોભિત અને સુસજ્જિત બનાવ્યાં હતાં. મંગળવાદ્યોના મધુર ધ્વનિથી અને રમણીમંડળના ગીતધ્વનિથી દિશાઓ ડોલી રહી હતી. યવનો સાથેના યુદ્ધ પ્રસંગે જે અજમેર રાજ્ય શોકસાગરમાં નિમજ્જિત થઈ ગયું હતું તે જ અજમેર રાજ્યે આજે અભિનવ સૌન્દર્ય ધારણ કર્યું હતું. રાજરાણી કમળાવતીના આનંદની તો સીમા જ નહોતી. તેનું માતૃહૃદય આજે આનંદઘેલું બની ગયું હતું.

આ રાજવંશી લગ્ન પ્રસંગે રાજસ્થાનના સર્વ રાણા મહારાણાઓને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. સઘળા મ્હોટા મ્હોટા રાજાઓ આ મંગળ પ્રસંગે ભાગ લેવા આવી પહોંચ્યા હતા. તેમને વિશાળ રાજમહાલયમાં જ ઉતારો આપવામાં આવ્યો હતો. રાજ્યના સરદારો વગેરેને પણ ઇનામો કિંવા શિરપાવો આપવાની રાણી કમળાવતીએ ઉચિત વ્યવસ્થા કરી હતી.

યથા સમયે રત્નગઢના રાજેન્દ્ર વીર વિજયસિંહ સાથે સદ્ગુણશાલિની વીરબાળા વિમળાનો વિવાહ થઇ ગયો. ત્યાર પછી આ

પ્રણયીયુગ્મ પોતાના શયનગૃહમાં ગયું.

વિમળાના શરીરપર આજે મૂલ્યવાન અલંકારો શોભતા હતા. સ્વર્ગની અપ્સરાઓ કરતાં પણ તેની અંગકાન્તિ વિશેષ આકર્ષણીય જણાતી હતી. વિજયસિંહ પોતાના અંતરમાં વસી રહેલી આરાધ્ય-દેવીને પ્રાપ્ત કરી અંતરમાં પરમકૃપાળુ પરમાત્માનો મહદુપકાર માનતો હતો.

પાઠક! ભગવાને આ ત્રિવિધતાપપૂર્ણ અશાન્ત સંસારમાં જીવ માત્રની શાન્તિ માટે જો શાન્તિમયી—આનંદદાયિની સ્ત્રીજાતિની ઉત્પત્તિ ન કરી હોત તો આ જીવ જગતમાં કોઇ પણ માણસને એક ક્ષણના માટે પણ સુખ શાન્તિ મળી શકત નહિ. જે પ્રેમિકની પ્રણયપ્રતિમાથી પોતાના પ્રેમિકનો એક ક્ષણનો પણ વિયોગ સહન કરી શકાતો નથી એ પ્રેમિકને ધન્ય છે. એ પ્રેમિક તેની પ્રેમિકાને સુખ તથા શાન્તિ આપી શકે છે. એનું વર્ણન થઇ શકે તેમ નથી. આવું સરળ અંતઃકરણવાળું રમણીરત્ન જેની ગૃહલક્ષ્મી થાય તેને આ જગતમાં શાનો અભાવ હોઇ શકે? જેની પાસે આ નિધિ છે તેને બીજા અનેક પ્રકારના અભાવ હોય છે તો પણ તે અપાર સુખ શાન્તિ અનુભવી શકે છે.

એક સુખાસનપર બેસી વિજયસિંહે વિમળાનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—"વીરબાળા! ત્હારાપર અસંખ્ય સંકટોની વૃષ્ટિ વર્ષવા છતાં ત્હેં ત્હારા ધર્મનું પ્રતિપાલન કર્યું છે એ માટે તને ધન્યવાદ ઘટે છે. સમસ્ત સ્ત્રીજાતિએ ત્હારી શીયળપ્રીતિનું અને સ્વકર્ત્તવ્યપ્રિયતાનું ઉદાહરણ લેવું જોઇએ."

"પ્રિયતમ! પ્રત્યેક સ્ત્રીએ જીવનપર્યંત પોતાના સતીત્વ ધનનું પ્રતિપાલનજ કરવું જોઇએ. જે સ્ત્રીની મતિ ગતિ સ્વધર્મમાં હોતી નથી એ સ્ત્રી કુલટાસ્વરૂપિણી છે. સ્વધર્મ સાચવવા જતાં કદાચ જીવ

જોખમમાં આવી પડે તેમ હોય તો પણ સ્ત્રી જાતિએ તેની ચિંતા રાખી સ્વધર્મથી વિમુખ થવું જોઇએ નહિ." વિમળાએ યથાર્થ વચનો ઉચ્ચાર્યાં.

"પ્રાણેશ્વરિ ! હવે એ વાર્તાનો ત્યાગ કરી આજે મળેલા અલભ્ય પ્રસંગનો આનંદવિનોદમાં ઉપયોગ કરો અને ભૂતકાળની સઘળી ચિંતાનું વિસ્મરણ કરો." વિજયસિંહે કહ્યું.

"આપની ઇચ્છા તે જ આ દાસીની ઇચ્છા." વિમળાએ પ્રિયતમના વિચારને સંમત થઇને કહ્યું.

વાંચકબંધુઓ ! હવે આપણે આ પ્રણયીયુગ્મને આનંદવિનોદ કરવાનો અવકાશ આપી મુબારક ક્યાં અદ્રશ્ય થઈ ગયો હતો તેની તપાસ કરીએ.



## પ્રકરણ ૫૩ મું:—છેવટ.

ગુલજારની નજર ચુકાવી મુબારકખાન પોતાના ગુપ્ત નિવાસસ્થાનમાં જ અદ્રશ્ય થઈ ગયો હતો એ હકીકત વાંચકબંધુઓ જાણે છે. જે સ્થાને એ નીચે ઉતરી પડયો હતો એ સ્થાને એક ભોંયરું આવેલું હતું. એ ભોંયરું બે ત્રણ માઇલ લાંબુ હોઇ તેના અસ્તિત્વની મુબારક સિવાય અન્ય કોઇને માહિતી નહોતી. એ ભોંયરાની બીજી બાજુનું દ્વાર એવા નિર્જન સ્થાનમાં આવેલું હતું કે, એ સ્થાને એક પણ મનુષ્યનો નિવાસ નહોતો. એ ભોંયરામાં થઇને મુબારક એક નિર્જન સ્થાને જઇ પહોંચ્યો.

એ એકાન્ત સ્થળે પણ મુબારકનું એક ગુપ્ત સ્થાન આવેલું હતું. મુબારકે ભોંયરાના દ્વારમાંથી બ્હાર નીકળી થોડે દૂર જઇ એક ગીચ અરણ્યમાં પ્રવેશ કર્યો. એ અરણ્યમાં જવાનો રસ્તો પડેલો નહિ

હોવાથી ત્યાં કોઈ રહેતું હશે એવી અન્યના અંતરમાં કલ્પના સુદ્ધાં ઉપજે તેમ નહોતી. મુબારકે મહા મુશ્કેલીથી એક બીચ ઝાડીમાં પ્રવેશ કરી, તેના મધ્ય ભાગમાં જઈ એ સ્થળે પડેલા એક પત્થરનેખસેડી નાખ્યો. પત્થર ખસેડતાં ત્યાં નીચે ઉતરવાનો માર્ગ હતો. મુબારક પગથીઆં ઉતરી નીચે ઉતરવા લાગ્યો. લગભગ પંદરેક પગથીઆં ઉતર્યાં પછી મુબારક એક દ્વાર પાસે જઇ ચઢયો. તેણે એ દ્વારની સાંકળને ત્રણ વખત હલાવી સંકેત કર્યો એટલે અંદરથી કોઇએ પ્રશ્ન કર્યો:—" કોણ છે ? "

બ્હારથી મુબારકે ઉત્તર આપ્યો:—" નિર્ભયતા. "

આ ' નિર્ભયતા ' શબ્દ મુબારકના સંકેતસ્વરુપ હતો; તેથી અંદરનો માણુસ મુબારકના આગમનના સમાચાર જાણી શકયો. તેણે વિના વિલંબે દ્વાર ઉઘાડયું, અને મુબારકે અંદર પ્રવેશ કર્યો. ત્યાર પછી તેણે દ્વાર ઉઘાડનાર માણુસને ઉદ્દેશીને પૂછ્યું:—" યાકુબ ! બત્તીને સળગાવી નથી કે શું ? "

" સરદાર સાહેબ ! આપ મ્હારી સાથે અંદર આવો. અંદરના ભાગમાં બત્તી સળગે છે. " યાકુબે ઉત્તર આપ્યો.

આ સ્થળે રાત્રિ દિવસ એટલો બધો અંધકાર રહેતો હતો કે, આઠે પ્રહર બત્તી રાખ્યા સિવાય ત્યાં રહી શકાતું નહિ. યાકુબ મુબારકખાનનો જ ઘણો વિશ્વાસપાત્ર નોકર હતો. જ્યારે જ્યારે મુબારક કોઈ મહાન્ સંકટમાં ફસાઇ પડવાનો હોય ત્યારે તે આ નિર્ભય સ્થાને આવીને આશ્રય મેળવતો હતો.

મુબારક યાકુબની સાથે અંદરના ભાગમાં ગયો. ત્યાં એક દીપક સળગતો હતો. મુબારકે યાકુબના બિછાનામાં બેસીને કહ્યું:—" યાકુબ ! આજથી આપણી સઘળી બાજીનો નિકાલ થઈ ગયો

છે. મ્હારો પ્રબળ શત્રુ સમશેરજંગ અને શાહજાદી જોબેદી આજથી સ્વતંત્ર થઇ શક્યાં છે; છતાં હજી સુધી મ્હને કેદ પકડવાની મક્કાધિપતિ ખલિફાની મહત્વાકાંક્ષા પૂર્ણ થઇ નથી. વળી ગુપ્તદૂતદ્વારા હું એમ જાણી શક્યો છું કે, આવતી કાલે સ્હવારે નિરપરાધ સેનાધિપતિ મહમ્મદખાનનો ખલિફા નિષ્ઠુરતાથી જીવ લેવાના છે; જો એમ થશે તો સતી સાધ્વી મર્જીના પણ પતિના વિયોગે પોતાનું જીવન ધારણ કરી શકશે નહિ. ખલિફાનાં આવાં મહા પાપોનું ખુદા તેમને કેવું ભયંકર પ્રાયશ્ચિત્ત આપશે તેની કલ્પના હું કરી શકતો નથી. હમણાં થોડા દિવસ સુધી હું આ નિર્ભય સ્થાનમાં જ રહેવાને ઇચ્છું છું. તું મ્હારા માટે સત્વર ગરમ કૉફી બનાવ, કેમ કે હું ઘણો શ્રમિત બની ગયો છું."

"જેવી આજ્ઞા. મ્હારી પણ એવી જ ઇચ્છા છે કે, આપ થોડા દિવસ અહીં જ રહો. અહીં આપને કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું નહિ પડે. આ ગુલામ નિરંતર આપની ખિદમતમાં તૈયાર છે."

આમ કહીને યાકુબ કૉફી બનાવવા ચાલ્યો ગયો અને મુબારક સ્વગત વિચારવા લાગ્યો:—"ગુલજારનો વિયોગ થયા પછી મ્હારા વિચારોમાં દિવસે દિવસે વિશેષ પરિવર્ત્તન થતું જાય છે. માયાવિની ગુલજારના રહસ્યમય ચારિત્ર્યના દર્શનથી સંસારસુખ ભોગવવાને માટે મ્હારા અંતરમાં વિરક્તિ ઉપજી છે. આજ સુધી હું મ્હારા અંતરમાં જાગ્રત થયેલા પિતૃહત્યાના વૈર લેવાના પ્રબળ અગ્નિને શાન્ત કરી શક્યો નહોતો; પરંતુ હવે મ્હને એવો વિચાર થાય છે કે, સકળ મનુષ્યોને તેમનાં મહાપાપોનું પ્રાયશ્ચિત્ત ખુદા પોતે જ આપે છે. મનુષ્ય માત્રનો ધર્મ તો એ જ હોવો જોઇએ કે, અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરવો. સાત્વિક સ્વભાવનું લક્ષણ એવું જ હોવું જોઇએ. અત્યાર સુધીનું મ્હારું જીવન મ્હેં પરદ્રવ્યનું હરણ

કરી લેવામાં પસાર કરેલું હોવાથી હવે મ્હારે મ્હારું અવશિષ્ટ આયુષ્ય પરોપકારી કાર્યો કરવામાં જ પસાર કરવું જોઇએ. અનેક દીનદુઃખી મનુષ્યોને હું સુખી કરી શકું એટલું બધું દ્રવ્ય મ્હારી પાસે છે માટે હવેથી હું આ લૂંટારાના અધમ વ્યવસાયનો ત્યાગ કરી પરોપકાર કરવામાં જ મ્હારા જીવનનો બાકી રહેલો કાળ પસાર કરીશ."

બરાબર એ જ દિવસથી મુબારકે પોતાના સકળ વ્યવસાયનો ત્યાગ કરી એક ફકીરનો વેશ ધારણ કર્યો. પછીથી થોડા દિવસના અંતરે સુલ્તાના બેગમની અને જોબેદીની આત્મહત્યાના વર્ત્તમાન જ્યારે તેના સાંભળવામાં આવ્યા ત્યારે તે ફકીરના જ વેશમાં બાદશાહી કબરસ્થાનમાં જઇ મક્કાધિપતિ ખલિફાને મળ્યો. તે પછી શું બન્યું એ વાર્ત્તા વાંચકબંધુઓ જાણે છે તેથી આ નવલકથાને અત્રે જ સમાપ્ત કરવામાં આવે છે.

સમાપ્ત.

# શું તેજ ભરતભૂમિ આ એ?

" શું તે જ ભરતભૂમિ આ એ, ( ૨ )
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ!
શું તેજ ભરતભૂમિ આ એ?"

હા તે જ આર્યભૂમિ આ એ,
તે બ્રહ્મવેદી તે આ એ; } ( ૨ )

વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ વળી ભરદ્વાજ
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે ઝળહળે સદાએ
તે તેજ ભરતભૂમિ આ એ.
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ.
તે બ્રહ્મવેદી તે આ એ,
" શું તે જ ભરતભૂમિ આ એ? ( ૨ )
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ!
શું તે જ ભરતભૂમિ આ એ?"

હા તે જ પુણ્યભૂમિ આ એ,
તે તપોવન જ તે આ એ. } ( ૨ )

વેદવ્યાસ, પતંજલિ, પાણિની, કણાદ, ગૌતમ, ગર્ગ, જૈમિની,
કપિલ, વાલ્મિકી, પરાશરાદિની

પ્રૌઢી વાણી જ્યાં હજીયે ઉત્સુક કર્ણે નિત્ય પિવાયે,
તે તે જ ભરતભૂમિ આ એ.
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ.
તે તપોવન જ તે આ એ,
" શું તે જ ભરતભૂમિ આ એ ? ( ૨ )
સરસ્વતીની લાડલી સખીનું તે પુણ્યભવન તે આ એ,
શું તે જ ભરતભૂમિ આ એ ?"
હા તે જ ભવ્યભૂમિ આ એ
તે પુણ્યભવન તે આં એ. } ( ૨ )
" શું તે જ ભરતભૂમિ આ એ ? ( ૨ )
સત્કીર્ત્તિ રસિક વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આ એ ?
શું તે જ ભરતભૂમિ આ એ ?"
હા તેવી જ તે જ ભૂમિ આ એ
તે વીરક્ષેત્ર તે આ એ. } ( ૨ )
ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમને દ્રોણ, કર્ણ, અભિમન્યુ, અર્જુને,
શકારી વિક્રમ, સિંહરાજ ને સમરસિંહ, ચહુઆણ તાજ તે
પૃથુ, જયમલ, પ્રતાપ આદિને
નામે અમર ઉછળે ઉર જ્યાં આર્ય તણાં ઉત્સાહે,
તે તે જ ભરતભૂમિ આ એ.
સત્કિર્ત્તિ રસિક વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આ એ.
તે વીરક્ષેત્ર તે આ એ.
" શું તે જ ભરતભૂમિ આ એ ? ( ૨ )
અમર કવિવર નૈસર્ગિક તે યશઃસત્ર તે આ એ ?
શું તે જ ભરતભૂમિ આ એ ?"

હા તે જ દિવ્યભૂમિ આ એ. } ( ૨ )
તે યશઃસત્ર તે આ એ.

કાલિદાસ કવિરાજ મુકુટમણિ, દંડી, બાણ, ભવભૂતિ, ભારવિ,
ભાસ, મેંઠ, શુદ્રક, બિલ્હણ, વળી શ્રી જયદેવ, શ્રી હર્ષ, માઘકવિ.
જગન્નાથ, સુર—ચંદ્ર ચંદ રવિ, પ્રેમી પ્રેમાનંદ આદિ કવિ,
પરમ પ્રસાદી રસામૃતની જહીં આકંઠ કાન્ત પાયે,
તે તે જ ભરતભૂમિ આ એ.
અમર કવિવરનું નૈસર્ગિક તે યશઃસત્ર તે આ એ.
તે યશઃસત્ર તે આ એ;
હા તે જ ભરતભૂમિ આ એ. ( ૨ )
ભૂમંડળ મંડળ જનનંદન અમ આર્ય માત તે આ એ,
હા તે જ ભરતભૂમિ આ એ.
તે તે જ ધન્યભૂમિ આ એ, } ( ૨ )
અમ માન્ય માત તે આ એ.
ચરણ પખાળે જલધિ પ્રીતિથી, ષડ્ઋતુ પૂજે પત્રપુષ્પથી,
ભાનુ કરે ત્રયકાળ આરતી, વાયે ચમર સમીર સુરીતથી,
સુભગ સરિત શુચિ લલિ લાસ્યથી મૃદુ, મર્મર કલરવ વિલાસથી,
સુજશ દીસે દિશ દિશ પ્રકાશતી,
પ્રેમ તણા ઉપહાર અર્પી વળી જય જય જન ગાયે—ગાયે
જય જય જય જય જન ગાયે,
તે તે જ ભરતભૂમિ આ એ;
જનનન્દન અમ આર્ય માત તે આ એ
તે આર્યમાત અમ આ એ.

કેશવ હર્ષદ ધ્રુવ.

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં મુબારક નામ.

## અમદાવાદ—મોટી હમામ.

૧ પા. છનાભાઇ શંકરદાસ મોટા વાઘજીપુર
૧ પા. ચુનીલાલ લાલદાસભાઇ મોટા વાઘજીપુર
૧ પા. ચમનલાલ નાથાલાલભાઇ
૪ પા. ગાંધી મૂળચંદભાઇ હરીદાસ
૧ પા ફતેચંદ કસીભાઇ જેતલપુરવાલા
૧ મી. જગજીવનદાસ ગીરજાશંકરભાઇ
૧ મી. દેવચંદ ભાણજીભાઇ ઠે. શાકબજાર
૧ કન્ટ્રાક્ટર ત્રીભોવનભાઈ હરજીવનભાઇ

## બહારગામના ગ્રહસ્થોનાં અમરનામ.

૧ અહમદ ઉમદ ગણોદવાલા
૧ અબદુલ્લાભાઇ તૈયબઅલ્લી
૫ બુકસેલર—વસનજી પરમાનંદ ચાહેવાલા મુંબાઇ
૫ સી. હિમતલાલ એન્ડ કું. મુંબાઇ
૨ એમ—જી—દુવારકાંદાસભાઈ
૨ બાસાહેબ શ્રી ગુલાબકુંવરબા
૨ માસાહેબશ્રી હાજીબાસાહેબ
૪ મે. જેસુખલાલ લક્ષ્મીરામ પારખી કામદાર સાહેબ
૩ ખડીવાદરઆરશ્રી મહમદખાનજી ફતેહખાનજી સાહેબ
૨ કુમારશ્રી રામસીંહજી સાહેબ
૩ બુકસેલર સીવશંકર મુલજીભાઈ
૫ બુકસેલર જેસુખલાલ હીરાચંદભાઈ
૨ પી. મહેરઅલ્લીભાઈની કું
૧ અખંડ સોભાગ્યવંતી રાણીસાહેબ શ્રી હીમંતકુંવરબાસાહેબ
૧ કુમારશ્રી અરજુનસીંહજી સાહેબ
૧ અલ્લીમોમદ ફકીરમોહમદભાઇ
૧ અલીદીનાભાઇ ઠેકાણુ અલીદાદભાઇ
૧ અબદુલ કાદર હીપતુલ્લાજીભાઇ
૧ યાકુબભાઇ હુસેનભાઇ
૧ દવે અંબાલાલભાઈ કુબેરદાસ
૧ અહમદભાઈ બેરા ઠે. અહમદમલાભાઇ

૧ એમ. જી. શાહ
૧ અકબર અલ્લી કમરુદીનભાઈ
૧ રાજ્યમાતુશ્રી બામાસાહેબ અજામબા સાહેબ
૧ અસમાલજી બાપુજીભાઈ
૧ એમ. વલ્લીભાઇ અકબરઅલ્લીભાઇ
૧ એસ. કેશવજીભાઇ
૧ આસીસ્ટન ઓનરરી સેક્રેટરી સદર લાયબ્રેરી
૧ એમ. એ. મજાર ધોરાજીવાલા
૧ અલ્લીમામદ અબદુલ્લાભાઇ
૧ એમ. એમ. આદમભાઇની કું.
૧ ઠક્કર અમીચંદ વલવભાઇ ઠેકાણું બંદાલીભાઇ કાસમ
૧ અમીન શ્રન્દુલાલ કકુભાઈ ગોજારીયાવાલા
૧ એ. નાનજી ઠેકાણુ ધી કરીમભાઈની કું
૧ આર. પી. દેસાઇ
૧ રાવળ અંબાલાલ સીવલાલભાઈ
૧ અમૃતલાલ ગોકળદાસભાઈ
૨ એમ. વલ્લીભાઇ
૧ અહમદભાઇ નથુભાઈ
૧ અકબરરહીમ સુલતાનભાઇ
૧ કોઠારી અમૃતલાલ ભોગીલાલભાઇ
૧ ઇભરાહીમ અહમદભાઇ
૧ ઇસમાઇલ રતનજીભાઇ ગાગન
૧ ઇશ્વરલાલ બી. આઇ.
૧ કુમારશ્રી ઇભરાહીખાનજી ગંભીરખાનજી સાહેબ
૧ મુનસી ઇભરાહીમ પીરમામદભાઇ
૧ ઇસુફઅલ્લી આદમજીભાઇ જરવાલા
૧ ઇસાજી ઇસમાલજી કરીમભાઈ
૧ ઇચ્છારામ કલ્યાણજીભાઇ રાવળ
૧ વોરા ઇભરાહીમ અલ્લીભાઇ ચોપરા
૧ ઇસમાઇલ બાપુજીભાઇ
૧ ઇસમાઈલ સમાગરભાઇ
૧ વૈદ ઉત્તમરામ કાળીદાસભાઈ ત્રવાડી
૧ ઉત્તમરામ છગનલાલભાઇ રાવળ ઠે. હાજીહબીબ હાજીપીરમામદભાઇ
૧ વાંસદીયા ઉમેદસંગ નાથજીબાવા
૧ ત્રિવેદી ઉમીયાશંકર મુલજીભાઇ
૧ ઉકાભાઇ ધરમસીભાઈ મોમી મોરબીવાલા
૧ ઉકાદાસ મહેતા

૧ ઉદેશીરાણા પ્રાઈવેટ સેક્રેટરી
૧ કેશવજીભાઈ દેવજીભાઈ મરચંન્ટ
૧ લુવાર કુંવરજીભાઈ મનજીભાઇ
૨ કરમસીભાઇ મોરારજીભાઇ
૧ કેશાભાઈ મીઠાભાઇ પાનબીડીવાલા
૧ કુંવરજી દામોદર ખીમજીભાઇ
૧ શાહ કેશવલાલ સોવરામભાઈ
૧ શાહ કરશનદાસ પરસોતમદાસભાઇ માલવીયા
૧ કેશવજીભાઈ દેવરાજભાઇ
૧ દેસાઇ કલ્યાણજી ગોપાલજી પોલીસપટેલ
૧ કરસનદાસ ભીમભાઈ
૧ શેઠ કેશવલાલભાઈ મોનદાસભાઇ
૧ કંદોઇ કલ્યાણજીભાઇ કરશનજીભાઇ
૧ મહારાજ કેશવજીભાઇ વીડલ
૧ કરશનદાસ કાનજીભાઇ મીઠાવાલા
૧ સુતાર કેશવજીભાઈ નાગજીભાઇ
૧ કાસમભાઇ જાનમોમદ સુંરીયા
૧ કે. વાય. ગોખલે કે. હજુરસેક્રેટરી

૧ કરમસીભાઈ ખીમજીભાઈ પટેલ
૧ કેશવલાલ નરોતમદાસભાઈ
૧ શાહ કસ્તુરચંદ મગનલાલભાઈ
૧ કુરબાનહુસેન શેખઇસુફઅલ્લી
૧ કુંદનમલ મગુમલભાઈ ભાટીયા
૧ કંન્ટ્રાકટર કલાભાઈ સ્વામીભાઇ
કે. અરજુનભાઇ કલાભાઇ
૧ શાહ કેશવલાલ બેચરદાસ
૧ કે. એસ. બલવરસિંહજી રાયસિંહજી
૧ કાસમભાઇ ઇસમાઈલભાઇ
૧ કે. જે. જોસીભાઇ
૧ કે. એસ. બલવરસીંગજી રાયસીંગજી
૧ માસ્તર ખંડુભાઇ પ્રાગજીભાઇ
૧ ગુલાબભાઇ કરશનજીભાઈ
૧ કવી ખીમજીભાઈ વસનજીભાઇ
૧ પટેલ ખુસાલભાઇ શંકરભાઈ
૧ ખરસેદજી જહાંગીરજીભાઈ પટેલ
૧ ગુલામમહમદ ઇબ્રાહીમભાઇ પટેલ
કે. ઇસમાઇલ મહેમદભાઇ

૧ ગંગારામ વનમાળીદાસભાઇ
૧ મી. ગીરધરલાલ હરજીવનદાસભાઈ
૧ શાહ ગુલાબચંદ દેવચંદભાઇ
૧ ગોરધનદાસ જમનાદાસ
૧ કુમારશ્રી ગજેન્દ્રસિંહજી ખુમાનસિંહજી સાહેબ
૧ ગગુભા પરતાપસંગભાઇ
૧ કોન્ટ્રાકટર ગાંગજીભાઈ ડાહ્યાભાઈ
૧ ગંભીરબાવા ખુસાલબાવા
૧ શેઠ ગોવિંદદાસ દુલભદાસભાઇ
૧ શાહ ચુનીલાલ જેઠાલાલભાઇ
૧ ચતુરભાઈ દેવસીભાઇ
૧ મહારાણા ચંદનસીંહજી ભારથસીંહજી
૧ ચુનીલાલ મોહનલાલભાઇ
૧ ધી ચેમ્બ્ઝ. ફ્રેંડ. ગુજરાતીમીત્રમંડળ
૧ બાબુ છોટાલાલ વલ્લભભાઇ સોપકીપર
૧ છોટુભાઇ ગુલાબભાઇ દેસાઇ
૧ શેઠ છગનલાલ ખીમચંદભાઇ મોદી
૧ છોટાલાલભાઈ ચતુરદાસભાઇ
૧ શાહ છગનલાલ મથુરાંદાસ

૧ છગનલાલ મોતીચંદભાઈ હા૦ ડાહ્યાભાઇ
૧ જગજીવનદાસ ત્રીકમદાસ ભીક્ષખાવાળા
ડૅ. મોતીચંદ મકનજીભાઇ
૧ શાહ જેતસીભાઇ દેવસીભાઇ
૧ જાનકીદાસ દુરગાદાસભાઇ
૧ ગાંધી જમનાદાસ કાળીદાસભાઈ
૧ જેઠાલાલ પીતામરદાસભાઇ શરાફ
૧ જાની દલપતરામ ભવાનીશંકરભાઈ
૧ જીવરાજભાઇ નાનજીભાઈ
૧ જેઠાલાલ ગીરધરભાઇ પટેલ
૧ જમાલભાઇ હોથીભાઇ
૧ સોની જેઠાલાલ પુંજાભાઇ
૧ ડા. જેઠાલાલ નારાયણજીભાઈ
૧ ધી જૈનવિદ્યાવર્ધક લાયબ્રેરી
૧ જગુજીભાઈ પારમાનજીભાઈ પોષ્ટમેન
૧ શાહ જેઠાલાલભાઈ દલસુખરામભાઇ
૧ પરમાર જાલુભા મેઘજીભાઇ
૧ જટાશંકરભાઇ દયાળજીભાઈ મહેતા

૧ શેઠ જાનુભાઇ હસન ઠે. ઉમર આમદભાઇ
૧ શાહ તુલસીદાસ રાજારામ ઠે. મેસર્સ અરદે-
શર હોરમજી ધનસીભાઇની કુંપની
૧ મેમનતાર મોમદભાઇ ઇસમાઇલભાઇ
૧ મીસ્રી ટપુભાઇ સામજભાઇ
૧ શાહ તુલસીદાસ હંસરાજભાઇ
૧ જોસી ત્રીકમદાસ મેઘજીભાઈ
૧ ત્રીભોવનદાસભાઇ વિ. ત્રીકમજીભાઈ
૧ શેઠ તૈયબ અબદુલ્લ ગનીભાઇ
૧ દેવસંગ વરસંગમોમાયા
૧ ડાહ્યાભાઈ રામજીભાઇ દવે
ઠે. સામજી ભગવાનજી દવે
૧ ડુંગરજીભાઇ કેશવજીભાઈ
ઠે. ધનજીભાઈ મોરારજીભાઇ
૧ માસ્તર દેવસીભાઇ લખમસીભાઇ
૧ પટેલ દીપસંગજી જીજીભાઇ પોલીસપટેલ
૧ ડુંગરસી દેવચંદભાઈ
૧ દાઉદભાઇ જાફરજીભાઇ જનરલ મરચંન્ટ
૧ ગુસાઇ દલેલગિર વિરગિરજીભાઇ

૧ ઠાકોર સાહેબશ્રી ડોસાજી સુમરાજીભાઈ
૧ ડૉ. બી. એસ. યાગ્નેકભાઇ
૧ જાની દલપતરામ ભવાનીશંકરભાઇ
૧ દાદુભાઇ અભરામભાઇ
૧ મી. ધરમસીભાઇ ધનજીભાઇ
ઠે. ખેંગાર લાખું કંન્ટ્રાકટર
૧ ધારી બીલીમોરીયા લાયબ્રેરીના સેક્રેટરી
૧ ધી સેક્રેટરી યુ. એસ. એસોસીએસન
ઠે. વિકટોરીયા પ્રેસ
૧ નાનાલાલ માધવલાલભાઈ પંડયા
ઠે. બેરામજી પેસ્તમજીભાઇની કુા.
૧ નરભેરામ ભગવાનજીભાઇ કંન્ટ્રાકટર
૧ રાણા નરસીદાસ રણછોડદાસ
૧ નાથુશંકર ડાહ્યાભાઈ શર્મા
૧ દેસાઇ નરોતમભાઇ વસનજીભાઇ
૧ નરોતમદાસ મોરારજીભાઈ
૧ નામદાર ઠાકોર સાહેબશ્રી ચુડાવાલા
૧ નારણદાસ હરગોવનદાસ જીરાવાલા

૧ ક્ષત્રી નારાયણદાસ લક્ષ્મીદાસભાઇ
૧ નારાયણદાસ પરસોતમભાઈ
૧ નાનાભાઇ પીયરજીભાઇ
ઠે. એ. એચ. જીવાજીભાઇની કું.
૧ બ્રહ્મક્ષત્રી નારાણદાસપુંજ દેવીદાસ
૧ કુમારશ્રી નારાણસીંહજી સામતસિંહજી
૧ શાહ નેમચંદ મગનલાલભાઈ
૧ માસ્તર નાનાલાલ કલ્યાણજીભાઇ
૧ મહેતા પ્રેમજીભાઇ ડાહ્યાભાઇ
૧ કુમારશ્રી પરતાપસીંહજી નારાણસંગજી સાહેબ
૧ પી. એફ. સુરતીવાલાભાઇ
૧ પ્રભુલાલ જેઠાલાલભાઇ કોઠારી
૧ ધોળા પ્રભાશંકરભાઈ રામેશ્વરભાઇ માસ્તર
૧ પીતામ્બર પુરસોતમભાઇ
૧ દવે પરસોતમભાઇ મંચ્છારામભાઈ
૧ જાડેજા પસાયુભા હાલુભા સાહેબ
૧ માસ્તર પ્રેમશંકરભાઈ પ્રભાશંકરભાઈ ભટ્ટ
૧ શેઠ પાનાચંદ લલ્લુભાઈ
૧ પરસોતમ કાલુભાઈ

૧ પેસ્તમજીભાઈ રૂસ્તમજીભાઇ મુંબાઈ ગુજરાતી પત્રના મેનેજર.
૧ કુમારશ્રી પૃથુરાજભાઇ કેશરીસીંહજી દેવલીયા તાલુકદાર.
૧ પ્રલાદજીભાઇ રામલાલભાઈ મહાવનવાલા
૧ ફરામજીભાઈ બે. કરમા
૧ અધ્યારૂ ફકીરભાઇ ગણપતરામભાઈ
૧ ઠાકોરશ્રી ફતેસિંહજી પ્રતાપસીંહજી સાહેબ
૧ શેઠ પીતામ્બરદાસ પુંજ પરમાનંદ કંદહારી
૧ બસીયા રૂખડભાઇ વાઘાભાઇ
૧ બાલુભા ચંદણસંગભાઇ
૧ બાપુજીભાઈ કાવસજીભાઇ
૧ ઠા. બિજ્યસિંહ વખતસિંહ
૧ કે. એસ. બલવરસિંહજી રાયસિંહજી
૧ ભગવાનદાસ વસનજીભાઈ
૧ શાહ ભાણજી પાસવીરભાઈ
૧ ભાઈશંકર મહાશંકરભાઈ જોસી
૧ કુમારશ્રી ભાવસિંહજી દાદુભા
૧ ભુરાભાઇ જેચંદભાઇ
૧ બાબુ ભવાનભાઇ જીવાભાઈ ઠે. માધવજીભાઈ ભવાન

૧ કુમારશ્રી ભવાનસિંહજી જીતસિંહજી સાહેબ
૧ પંડયા ભવાનજી દામજીભાઇ
ઠે. ડીસીનારાણજીની કું.
૧ માસ્તર ભગવાનજી ભુલાભાઇ
૧ શેઠ ભગવાનજી સરૂપચંદભાઇ
૧ ઓઝા ભગવાનજી અજરામરભાઈ
૧ ભગવાનજી જીવરામ ઠે. મંગરપર
૧ દેસાઇ ભીમભાઇ ભગવાનજી ઠે. મણીભાઇ દયાળજીભાઈ
૧ શેઠ ભગવાનદાસ હરગોવનદાસ
૧ પા. ભીમજીભાઇ ત્રીજવનભાઇ
૧ પંડયા ભવાનજી દામજીભાઈ
૧ કુમારશ્રી ભરતસિંહજી સાહેબ
૧ ભાનુશંકરભાઇ કાળીદાસભાઈ
૧ ઠાકોર ભીમસીંહ દાજીબાવા
૧ મોહનલાલ રણછોડદાસ ઠે. કે. વીઠલ એન્ડ કું.
૧ નેકનામદાર મહારાજાસાહેબ મોહનજીભાઇ દેવજીભાઇ
૧ મોદી માધવજીભાઇ કુંવરજીભાઈ
ઠે. રણછોડદાસ કુંવરજીભાઇ ઠેકેદાર

૧ મણીભાઈ વસનજીભાઇ
૧ શાહ માણેકચંદભાઇ ગુલાબચંદભાઇ
૧ મોહનલાલ દેવચંદભાઇ
૧ ગાંધી મણીલાલભાઈ મગનલાલભાઇ
૧ ઠા. માધવજીભાઇ તેજપાળભાઈ
૧ મનુલાલ લાભશંકરભાઇ
૧ મગનલાલ લાલભાઇ
૧ મહમદમેઘી ડાબાથારો આટોપણુભાઇ
૧ શાહ મોહનલાલ બાવળદાસ ડુંગરોડીવાલા
ઠે. શાહ મણીલાલભાઇ અમથારામ એન્ડ બ્રધર્સ
૧ મોતીરામ કરશનજીભાઈ લુવાર
ઠે. કલ્યાણદાસ દામોદરદાસ
૧ માધવજીભાઇ ત્રીકમદાસભાઇ
૧ મગનભાઈ રણછોડદાસ
૧ ઠાકોર મોતીસિંહજી પ્રતાપસિંહજી
૧ મગનલાલ હરગોવનદાસભાઇ
૧ દવે મણીશંકર પ્રાગજીભાઈ
૧ મગનલાલ પ્રભાશંકરભાઇ પંડયા

૧ મારતર માણેકલાલ ત્રીકમદાસ
૧ શાહ માણેકચંદ હરજીવનદાસ
૧ શેઠ મગનલાલ હરગોવનદાસ
૧ મોહનલાલ મુળજીભાઇ
૧ મહોમદ દાવજી જીવાભાઈ
૧ પટેલ મગનલાલ તુલસીદાસ
૧ મારતર મોહનલાલ જીવણભાઇ
૧ પા. માધુભાઈ પરભુદાસ
૧ મહેતા મનસુખરામ પાનાચંદભાઇ
૧ મોહનલાલ હરીભાઇ
૧ મી૦ મણીલાલભાઈ
૧ કુમારશ્રી મુસુનીખાંનજી જોરાવરખાન બાબી
૧ રાણાશ્રી મેરૂભા કલ્યાણસંગ
૧ મોહમદ કાસમભાઈ બાળા
ઠે. મી. ઇ. આઇ. દાવજી એન્ડ કું.
૧ સરદારશ્રી માનસિંહજી નથુભાઇ
૧ મથુરદાસ મોરારજીભાઇ
ઠે. રણછોડદાસ ખેતસીભાઈની કું.
૧ શાહ મગનલાલ લલ્લુભાઇ

૧ મગનલાલ દુલ્લભભાઇ
૧ મણીભાઇ હરીભાઇ
૧ મહમદઅલ્લી ઇસમાઈલભાઇ
૧ મણીલાલ આર. પટેલ
૧ કંન્ટ્રાકટર માવજીભાઇ હરજીભાઇ
૧ મહમદઅલ્લી ઇસમાઈલ કરમાલી
૧ સોની મણીલાલ ખીમચંદભાઈ
૧ ઠાકોર મોતીસિંહજી પ્રભાતસિંહજી ચોંહાણ
૧ જાગીદાર મગનલાલ જેઠાલાલભાઇ
૧ શેઠ મેરાજો પ્યારચંદભાઈ ઠે. ગેંદાલાલ
૧ મણીભાઈ દયાળજીભાઇ
૧ રંગીનદાસ ઇચ્છારામભાઇ ઠે. અલ્લીભાઈ મોહમદ
૧ ભાઇ રવજીભાઇ ધનજીભાઈ ઠે. ઘેલાભાઈ ગણસીની કું.
૧ કંન્ટ્રાકટર રઘુભાઈ કરશનભાઇ
૧ દીવાન રેમતુલ્લા હાજીપીરમોહમદભાઈ
૧ રણજીતરાય ઘેલાભાઈ દેસાઈ
૧ બઇ રળીયાત ધનજી જૈન લાયબ્રેરી

૧ બોલા રસીદ વેલજીભાઈ
ઠે. નુરમોમદભાઇ મુસ્સા એન્ડ કું.
૧ સોની રણછોડભાઇ પુંજાભાઇ
૧ રજબઅલી કમરૂદીનભાઈ નારીએરવાલા
૧ રણછોડદાસ મોરાજીભાઇ
૧ રૂસ્તમભાઈ માણેકભાઈ શરાફ
૧ સામસિંહજી ગંભીરસિંહજી સાહેબ
૧ રામજીભાઇ ગંગારામભાઇ
ઠે. બાબુ ધનજી કુંવરજી કંન્ટ્રાક્ટર
૧ સામસિંહજી આર. બ્રધર્સની કું.
૧ દેસાઈ રણછોડદાસ નાગજીભાઇ
૧ રણછોડદાસ મોરારજીભાઈ
૧ લખમસીભાઈ રતનસીભાઈ
૧ લલ્લુભાઇ ભીમભાઇ મોજણીદાર
૧ શાહ લખમીદાસ માધવજીભાઈ
ઠે. હાજી અબદુલ્લા હાજી ઓધમભાઇ
૧ લલ્લુભાઇ છગનલાલ ઠે. મેસર્સ
મંનચેરજીની કું.
૧ લાલચંદ નાથજીભાઈ
૧ આહવાલા લીલાધર માધવજીભાઈ
૧ બાવા લક્ષ્મીરામ આશારામભાઈ

૧ શેઠ લાલાભાઈ પરસરામભાઈ પ્રવાર
૧ લલ્લુભાઈ કેવળરામભાઈ
૧ વીઠલદાસ કીશોરદાસભાઈ સીખરી
૧ સુતાર વેલજીભાઇ સીવજીભાઈ
૧ ઠક્કર વાલજીભાઈ જેઠાભાઇ
૧ વેલજીભાઇ રતનજીભાઈ શરાફ
૧ મી. વરજાંગ ભાણજીભાઈ
ઠે. લાલજી નાનજીભાઈ કંન્ટ્રાક્ટર
૧ વીઠલદાસ ભુરાભાઈ પાનવાલા
૧ ગુંસાઇ વીસરામભારથી આણંદભારથી
૧ વલભજી નરોતમભાઈ મનીયાર
૧ શાહ વલભભાઈ મોતીચંદભાઈ
૧ મીસ્ત્રી વાલમજી મોરારજી ફોરમીન
૧ વાડીલાલ જમનાદાસભાઇ શરાફ
૧ વનેચંદ પોપટલાલભાઈ મોરબીવાળા
૧ વલભદાસ વીરજીભાઇ
૧ વીરજીભાઇ લખમસીભાઈ
૧ શાહ વીરચંદભાઇ ઘેલાચંદભાઈ
૧ શ્રી વિદ્યાવર્ધક લાયબ્રેરીના મેનેજર
૧ દરબારશ્રીવાળા ઉનડ રાણાશ્રી
૧ સુલેમાનહાજી હાસમખાનાણી

૧ સુંદરદાસ ક્રસીદાસભાઈ
૧ દરબાર સાહેબશ્રી સીવસિંહજી સાહેબ
૧ સી. નારાણદાસની કું.
૧ શંકરલાલભાઇ હેમરાજભાઈ પ્રાઇવટ લા-
યબ્રેરીના સેક્રેટરી
૧ મીસ્ત્રી સીવલાલ અમીચંદભાઇ
૧ દેસાઇ શંકર લાલજીભાઇ
૧ સેક્રેટરી. યુ. એમ. કયુ. એસોસીએસન
વિકટોરીયા પ્રેસ ઠે. પ્રેમજીભાઇ જેઠાભાઇ
૧ સંભુભાઈ લાલાભાઇ દેસાઇ
૧ સેક્રેટરી પુસ્તકાલય સોનગઢવાલા
૧ કુમારશ્રી સજનસિંહજી સાહેબ
૧ સાર્વજનીક લાયબ્રેરીના સેક્રેટરી
૧ સુલેમાનજી આદમજીભાઇ
૧ સુરજમલ લલ્લુભાઇની કું.
૧ સીવાભાઇ પુલાભાઇ
૧ સ્યામલાલભાઈ પંડયા સ્ટોર ક્લાર્ક
૧ સતાભાઇ હાથીભાઇ
૧ શાહ સાંકરલાલ જીભાઈ
૧ કંન્ટ્રાકટ હંસરાજ વલવજીભાઈ
૧ પંડયા હરવૈદ ધનજીભાઇ
ઠે. મેસર્સ ડી. સી. નારાણજી એન્ડ કું.

૧ ભાઇ હાસમ મુસ્સા
ઠે. દીવાન રેમતુલા હાજી પીરમોમદભાઇ
૧ હીરાચંદ નાથજીભાઈ
૧ હંસરાજ ધરમસીભાઇ દેવાણી
૧ હબીબભાઇ નથુભાઇ
૧ શાહ હરગોવનદાસ પ્રભુદાસ
ઠે. વલભદાસ વિ. વીરજીભાઇ
૧ હયાતભાઇ છોટુભાઈ
૧ હંસરાજ વલવજીભાઇ કંન્ટ્રાકટર
૧ હસનઅલી શરફઅલી
૧ શાહ હેમચંદ રાયજીભાઇ
ઠે. સીવલાલભાઈ કરસનદાસ
૧ પટેલ હીરાભાઈ રાયજીભાઇ
૧ હેમચંદભાઇ હરજીવનભાઇ કંદોઇ
૧ હેમચંદ ગોરધનદાસ
૧ ડા. હરીદાસ કુંવરજીભાઈ ચપર
૧ હરીદાસ રઘુ કચ્છી કંન્ટ્રાકટર
૧ હીમતલાલ કુબેરભાઇ
૧ શેઠ હેમરાજભાઇ ઉકેડાભાઇ
ઠે. ખીમજી લાલજીભાઇ

# અમારા ઉદાર ગ્રાહકોને વિનંતિ.

૧ પુસ્તકો મંગાવનાર ગૃહસ્થોએ પોતાનું નામ, ઠામ, ગામ, પોષ્ટ, જીલ્લો વગેરે પુરેપુરૂં લખવું.

૨ અમારે ત્યાં દરેક જાતનાં પુસ્તકો ઘણા જ કિફાયત ભાવથી મોકલી આપવામાં આવે છે. કોઈપણ પુસ્તક કોઈપણ ઠેકાણેથી મંગાવતાં પહેલાં એક વખત ઓર્ડર આપી ખાત્રી કરો.

૩ પચીસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીસ્ટની અંદરથી મંગાવનારને રૂ. ૬ ની કીંમતનાં પુસ્તકો કમીશનમાં આપીશું.

૪ પંદર રૂપીઆનાં પુસ્તકો એકી વખતે મંગાવનારને ત્રણ રૂપીઆનાં પુસ્તકો કમીશનમાં આપીશું.

૫ દશ રૂપીઆનાં પુસ્તકો એકી વખતે મંગાવનારને બે રૂપીઆનાં પુસ્તકો ભેટમાં આપીશું.

૬ પાંચ રૂપીઆનાં પુસ્તકો મંગાવનારને એક રૂપીઆની કીંમતનું પુસ્તક ભેટ મોકલી આપવામાં આવશે.

૭ હિંદુસ્તાનની બહાર એટલે અમેરિકા, આફ્રિકા વગેરે સ્થળોએ ઓર્ડરની સાથે મનીઓર્ડર અગર પોષ્ટેજ ચેક મોકલાવવો કારણ હિંદુસ્તાનની બહારનાં સ્થળોએ વેલ્યુપેએબલ પાર્સલ જઈ શકતું નથી. વળી હિંદુસ્તાન કરતાં બમણું પોષ્ટેજ ખર્ચ સમજવું.

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

બુકસેલર કચરાભાઈ વનમાળીદાસ પટેલ,

ઠે. મોટી હમામ—અમદાવાદ.

## દગાબાજ દુનિયા.

રેલ્વે ખાતાના નોકરોની શોચનીય સ્થિતિનો ચિતાર, ટ્રેનમાં લાસ સ્ટેસન માસ્તર કૃષ્ણુલાલનું કલ્પના પણ ના પહોંચે એવું કાવત્રું પત્નીનું એકાએક ગુમ થવું આદર્શ હિંદુ વિધવા નિર્મળાનું દેવી જીવન અંતે ધર્મનો જય અને પાપનો પરાજય, પાકાસોની બાઇન્ડીંગની ચાર સુંદર ચિત્રોવાળી. આ દળદાર નવલકથાની કિંમત માત્ર રૂ. ૧—૮—૦

## પિશાચિની કે પ્રેમદા.

આ નવલકથામાં એક પછી એક એવા ભયંકર અને રૂવાં ઉભાં કરે એવા પ્રસંગો બને છે કે, જેથી વાંચનાર વિસ્મત બની જાય તેમ છે, ભૂતપ્રેમની ભયંકર લીલાના પરિણામે ઉપજતું ભ્રમમૂલક દુઃખ. સુંદરી લીલાવતીનો પ્રણયરંગ વિધવા કિસોરીના હૃદય વ્યથા વગેરે વાંચતાં વાચક તલ્લીન બની જાય તેમ છે પૃષ્ટ સંખ્યા લગભગ ૨૫૦ ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો પાકું રૂપરી પુઠું કિ. રૂ. ૧—૮—૦

## કાશમીર અને કેશરી.

હિંન્દુસ્થાનાને પોલીયન રણજીતસિંહ તથા અફઘાનોની ઝપાઝપીનું હૃદય વેધક વર્ણન એક મુસલમાન અબળાની પવીત્ર વિચાર વાંચી મનન કરવા યોગ્ય છે પાકું રૂપેરી પુઠું મનહર છપાઇ કીમત માત્ર રૂ ૧—૦—૦

## લતા અને લલિતા.

( ભાગ, ૧—૨—૩—૪ )

સંસારની વિલક્ષણ ઘટમાલ દર્શાવનારી લતા તથા લલિતા નામની બે બ્હેનો પોતાના જુદા જુદા પ્રકારના સ્વભાવને લીધે કેવાં સુખ દુખમાંથી પસાર થાય છે તે દર્શાવનારી અને પ્રત્યેક માન પામેલી આ સંસારીક વાતા દરેક ગુજરાતી ભાષા જાણનારે વાંચવી જોઇએ દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ઠ અને દરેકમાં ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો સાથે દરેકનું મુલ્ય રૂ. ૧—૦—૦ છે ચાર ભાગની કિંમત રૂ. ૪—૦—૦

બુકસેલર હરગોવનભાઇ વનમાળીદાસ—ઠે. મોટી હમામ—અમદાવાદ.

## પિશાચ મંદિર.

રેનોલ્ડઝના મોંઝ રટેચ્યું પુસ્તકના આધારે આ પુસ્તક લખવામાં આવ્યું છે આમાં ચમત્કારીક ભેદભરમો એવા હ્રદયદ્રાવક અને આકર્શક આપેલા છે કે એક વાર વાંચવા લીધા પછી તે સંપુર્ણ વાંચ્યા સિવાય મુકાતુંનથી એટલુંજ નહી પણ આ પુસ્તક પહેલીજવાર વાંચતાં પત્રો પ્રત્યે જે ભાવ ઉત્પન્ન થાય છે તેજ ભાવ બીજીવાર વાંચતાં ગણો સ્પષ્ટ થતો હોવાથી જે સંવાદો અરસપરસ થાય છે તે એવા આકર્શક જણાય છે કે તે વાંચવાથી અત્યાનંદ થાય છે પુસ્તકમાં સુંદર આકર્ષક ફોટો ઝીંટીકોનાં પાંચ ચિત્રો આપેલાં છે આ જે મંગાવી ખાત્રી કરો ભા. ૧–૨ દરેક ભાગની કીં. રૂ. ૨–૦–૦

તંત્ર માણુસને સંસાર વ્યવહારનાં છલબલ કલાદિ ભેદો શીખવે છે. વાંચવા યોગ્ય છે. કીં. ૦–૧૨–૦

## મુરાદેવી.

અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ આ પુસ્તકમાં મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યા વિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષતા દર્શાવી હતી. સ્ત્રીઓ તથા બાળકોના વાંચન ઉપીયોગી. ચાર સુંદર ફોટાગ્રાફિક ચિત્ર સહિત. કાગળ ઉંચા, પાકું પુઠું કિંમત રૂ, ૨–૦–૦

## પંચતંત્ર.

અથવા પંચોપા આખ્યાન પંચ-

## કમળાદેવી.

આ ઐતિહાસિક નવલકથામાં વીર કરૂણા શ્રૃંગાર આદિ રસનો મહા-

સાગાર છે માતૃભૂમિને ગૌરવરણુ-શુરા રજપુતોના સ્વદેશ ભક્તિ અને આત્મ ત્યાગનાં જવલં ઉદાહરણુ વિશુદ્ધ સ્નેહ તેમજ સંયોગ વિયોગના હૃદય—ભેદક ચિંત્તાકર્ષક અને રસમય પ્રસંગોથી ભરપુર સુંદર સફેદ ચીકણા કાગળ ૪૦૦ પૃષ્ટ પાકુ સોનેરી પુઠું છતાં કિં. રૂ. ૧—૮—૦

## મધુર—મધુરી.

### અથવા મુંબાઇની મોહિની—

અલબેલી મુંબાઇની આકર્ષકણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમનાં કામ બાણુની—વિલાસી યુવકો ઉપર કેવી રામબાણુ અસર થાય છે. અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાના ખરાબી થાય છે એક આદર્શ આર્ય અબળાનું શું કર્ત્તવ્ય છે વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાન્ત કેવી રીતે દેરસાવે છે વિગેરે ચમત્કારોથી ભરપુર. કી. રૂ. ૧—૮ ચીત્રો સાથે.

## બાગે શયતાન.

અથવા તલ્વારનું તૂફાન—આ એક ડિટેક્ટીવ નવલકથા છે. ડિટેક્ટીવ રામપાલસંહની અજાયબી ભરેલી ચાલાકી, ભયંકર ખૂનરેજી, કાપાકાપી વગેરે હૃદયદ્રાવક બનાવો એક પછી એક એવા આવ્યા છે કે તે વાંચતાં હૃદય કંપી જાય છે. ગુપ્ત ચાલાકી ભરેલા દાવોથી અને છુપા ભેદભરમોથી આ પુસ્તક છલાછલ ભરેલું છે. ચાર સુંદર આકર્ષક ફોટોગ્રાફિક ચિત્રોં સહીત ગ્લેજ ઉંચા કાગળ પાકું પુઠું છતાં કિં. રૂ. ૨.

## કલ્લન્દરની કટાર

### અથવા સંસાર ખાંડાની ધાર.

ભયંકર ખૂનરેજી અને લોહીની નદીઓ વ્હેવડાવનારાં દશ્યોનાં આબેહુબ ચિતાર આપે તેવાં કેટલાક પાત્રો આ નવલકથાની રંગભૂમિપર કામ કરીને વાંચનારને ક્યારેક થરથર કમ્પાવી મૂકે છે. તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર પિશાચોની પાપલીલા, શયતાની ચક્કર, અમૃતમાં હળાહળ ભરનારો ભામિનીઓ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધારજ છે ! એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ચાર સુંદર ચીત્રો સાથે પૃષ્ઠ ૩૮૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨—૦—૦

## ભકતાણી કે ભામટી.

આ ચોપડી નટવર અને ચંડાળ ચોકડીના લેખક નગીનદાસ મંછારામની બનાવેલી છે આમાં એક ભોળા વાણીકાનો સંસાર રસોઇયા બ્રાહ્મણની લંપટના સ્વાર્થ માણસને શુ શુ કરવા સુચવે છે કુભારની સ્ત્રી કેવી હોઇ શકે છે વિગેરે આબેહુબ ચિતાર ચીત્રો સાથે કિં. રૂ. ૧—૮—૦

## પ્રેમપીંજરામાં સપડાએલો કેશરી ભા. ૧-૨

આ નોવેલ હાસ્યરસ, વીરરસ શ્રૃંગારરસ કરુણારસ અને ભક્તિરસ સાથે નીતિનાં વચનોથી ભરપુર શણગારવામાં આવી છે વૃદ્ધ યુવાન સ્ત્રી અને પુરુષ દરેકને માટે જરુરની છે ગૃહસ્થો એ ખાસ લાયબ્રેરી અને ગરીબો એ પોતાના ઘરમાં રાખવા લાયક છે.

સંસારની ઉપાધીથી મુંઝાતા પ્રાણુસોને માટે આ નવલકથા સુખ રુપ છે તો તે અવ્યસ્ય ખરીદવી જોઇએ જુજ નકલો સીલીક છે તો આજેને આજે મંગાવો બન્ને ભાગની કીમત માત્ર રૂ. ૩-૦-૦

ખન કર્યું છે કે જે વાંચતાં વાંચક મુગ્ધબની જાય તેમ છે શુદ્ધ સ્નેહ વિષયવાસના આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો વગેરે વાંચતાં મનરંજન થાય તેમ છે સુંદીર ચીત્રો સાથે કીમત માત્ર રૂ. ૧૮

## સ્વર્ગમાં શયતાન.

ઉપરથી મહાત્મા જેવા દેખાતા સંસારમાં સાધુ લેખાતા પરંતુ હૃદયમાં હળાહળ ભરી રહેલા ઝેર અને પુરૂષો પોતાના ઉપકારો કરનારનું પણ કેવું ભયંકર અનિષ્ટ કરે છે દ્રવ્યલોભથી કેટલીક વખતે દુષ્ટ પિશાચનું સ્વરૂપ ધારણ કરી કેવાં પૈસાચિક અને રૂવાંખડાં કરે એવા નીષ્ઠુર કાર્યો કરે છે સાધ્વી સતીનારી પ્રાણાન્તે પણ પોતાના સતીત્વ ધનનું કેવી રીતે સંરક્ષણ કરે છે વિગેરે ચમત્કારોથી ભરપુર સચીત્ર કીમત. રૂ. ૧—૪—૦

## અરેબિયન નાઈટસ.

એક હજારને એક રાતની અદ્ભુત વાર્તાનો ભંડાર અદ્ભુત અને રસિલી વાર્તાઓમાં અરેબિયન નાઇટસ પહેલો દરજ્જો ભોગવે છે ગ્લેડસ્ટન તેને માટે કહે છે કે જો કોઇ સારામાં સારા એકસો પુસ્તકો ચુંટી કહાડવાનું કહે તો તેમાં હું કદી અરેબીયન નાઇટસને મુક્યા વગર નહી રહું. કી. રૂ. ૩

## કલિ કૌતક.

### હાસ્યરસનો હોજ.

ગમે તેવી દીલગીરી યા ચિન્તામાં હો અને પછી આ પુસ્તકનું એકજ પાનું વાંચશો તો પેટ પકડી પકડી હસાવી શરીર લોહીનો વધારો કરશે આજેજ મંગાવી ખાત્રી કરો બન્ને ભાગ સાથે કીં. રૂ. ૦—૧૨—૦.

# ૨૧. વ્રજલાલ કાહનજી ઠક્કર કૃત સુપ્રસિદ્ધ નવલકથાઓ.

નવીન સંન્યાસી. (અનેક ઉપયોગી તત્વવિષયક નવલકથા) ૦—૮—૦
સમાજ. ( સ્વ. સાક્ષર રમેશચંદ્રદત્તની સામાજિક નવલકથા ) ૧—૦—૦
ગુલશાના. (અકબરશાહના રાજતત્વકાળની એક પ્રેમકથા.) ૧—૦—૦
ગૃહિણી કે દેવી ? ( સામાજિક આદર્શ ગૃહચિત્ર ) ... ૦—૧૨—૦
ચિત્તોડપર ચઢાઇ અથવા પદ્મિનીનું અનુસંધાન ... ૧—૦—૦
અકબર રાજરહસ્ય ભાગ. ૧—૨ (ભેદભરેલા બનાવોથી ભરપૂર.) ૨—૮—૦
રણઘેલા રજપૂતો અથવા સતીઓનું શૂરાતન. ભાગ ૧—૨ ૩—૦—૦
મિલન—મંદિર. ( ઉત્તમોત્તમ સામાજિક નવલકથા. ... ૧—૪—૦
સરોજસુંદરી અથવા સુધરેલો જમાનો ( વીસમી સદીનો આબેહુબ ચિતાર ) ... ... ... ૧—૮—૦
વનવાસિની, ( અપૂર્વ પ્રેમકથા. )... ... ... ૧—૪—૦
દગાબાજ દુનિયા. ( ચાર સુંદર ચિત્રોથી સુશોભિત સામાજિક નવલ. ) ... ... ... ૧—૮—૦
કંગાલ કેદી ભાગ. ૧—૨ (સુંદર ચિત્રોયુક્ત સામાજિક નવલ.) ૩—૪—૦
ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા. (સચિત્ર ,,) ૧—૪—૦
પિશાચિની કે પ્રેમદા ? ( મેસ્મેરિઝમ વિષયક નવલકથા ) ૧—૪—૦
સંસાર કે નરકાગાર ? ( સામાજિક ગૃહચિત્ર ) ... ૧—૦—૦
સ્વર્ગમાં શયતાન. ... ... ... ... ૧—૪—૦
રાજનન્દિની અથવા હૃદયત્રિપુટી.(સ્વદેશભક્તિનું જ્વલંત ચિત્ર) ૧—૪—૦

**વ્રજલાલ કાહનજી ઠક્કર.**

તંત્રી 'લુહાણા-બંધુ'—અમદાવાદ.

રણશૂરા રજપૂતોનાં હૃદયભેદક પરાક્રમો અને સતી સ્ત્રીઓનું અસાધારણ શૂરાતન!

# રણઘેલા રજપૂતો

યાને

## સતીઓનું શૂરાતન.

ભાગ ૨ જો.

લેખકઃ—શ્રી. વ્રજલાલ જાદવજી ઠક્કર.

આ નવલકથાનો બીજો ભાગ પહેલા ભાગ કરતાં વિશેષ રસિક અને આકર્ષક બનાવોથી ભરપૂર છે. વીર લૂટારા મુબારકખાનનાં અદ્ભૂત પરાક્રમો, જુલિયાના જીવનનો માદળીયામાં છુપાયલો ભેદ, રાજકુમાર વિજયસિંહની અને ચંદ્રસિંહની બહાદુરી, ક્રુરસિંહના કાવત્રાં, બહાદુરી રત્નગઢની રંભાનું શૂરાતન, સુલ્તાન બેગમની આત્મહત્યા, ક્રુરસિંહે રાજ્ય મેળવવા માટે કરેલા કાવાદાવા વગેરે હૃદયભેદક અને રસમય બનાવોથી ભરપૂર. પૃષ્ટ સંખ્યા લગભગ ૩૫૦, સુંદર સફેદ ચીકણા કાગળ, મનહર છપાઇ, લાયબ્રેરીને શોભાવે એવું ચિત્તાકર્ષક સોનેરી પૂઠું. કિમ્મત રૂપિયો ૧-૮-૦.

બુકસેલર કચરાભાઈ વનમાળીદાસ.

મોટી હમામ—અમદાવાદ.